# કામરૂ દેશની
# કુટિલ કામિની.

[સચિત્ર ડિટેક્ટીવ નવલકથા]

લેખક તથા પ્રકાશક
**ચુનીલાલ વર્દ્ધમાન શાહ**
વઢવાણનિવાસી.
સારંગપુર, તળીયાની પોળ-અમદાવાદ.

Disguise, I see, thou art a wickedness,
Wherein tho pregnant enemy dose much.
How easy is it for the proper false,
In women's waxen hearts to sot their forms.
Alas, our frailty is the causo, not we;
For, such as we are made of, such wo be ?

Shakespeare,

દ્વિતીય આવૃત્તિ પ્રત ૧૧૦૦
વિ. સંવત્ ૧૯૭૪ સને ૧૯૧૮

અમદાવાદઃ સલાપોસ રોડપર આવેલા ધી 'ડાયમંડ જ્યુબિલી'
પ્રિન્ટીંગ પ્રેસમાં પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.

મૂલ્ય રૂ. ૧।

ગુજરાતી કૉપીરાઈટ-સંગ્રહ સોલ એજંટ

## પુંજાલાલ ભગવાનદાસ પારેખ

વઢવાણ સીટી.

---

### આ પુસ્તક મળવાનાં સ્થળો.

**પુંજાલાલ ભગવાનદાસ પારેખ ( સોલ એજંટ )**
વઢવાણ સીટી.

**મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે**
ત્રણ દરવાજા—અમદાવાદ.

**હરગોવનદાસ હરજીવનદાસ**
પાનકોર નાકા—અમદાવાદ.

**એન. એમ. ત્રિપાઠી**
કાલબાદેવી રોડ—મુંબઇ.

**મેઘજી હીરજીની કંપની**
પાયધુણી—મુંબઈ.

**મોહનલાલ મનસુખરામ**
લહેરીપુરા—વડોદરા.

તે ઉપરાંત મુંબઇ, સુરત, વડોદરા, અમદાવાદ વગેરે સ્થળોના બીજા જાણીતા બુકસેલરો.

# પ્રસ્તાવના.

આ પુસ્તકની પ્રથમ આવૃત્તિ ૧૯૦૯માં અમદાવાદના 'રાજસ્થાન' પત્રની ભેટ તરીકે પ્રકટ થઇ હતી, ત્યારપછી હાલમાં તેની બીજી આવૃત્તિ બહાર પાડવામાં આવે છે. પહેલી આવૃત્તિ મૂળ બંગાળી લેખક શ્રીયુત **પાંચકડી** દેનાં બંગાળી પુસ્તકોનાં હિંદી ભાષાંતરો ઉપરથી તૈયાર કરવામાં આવી હતી, પરંતુ તેથી કેટલીક ખામીઓ રહી ગએલી જોવામાં આવતાં મેં શ્રીયુત **પાંચકડી** દે સાથે કેટલોક પત્રવહેવાર ચલાવ્યો અને તેમણે મૂળ બંગાળીમાંથી એ પુસ્તકો તૈયાર કરવાનું સૂચન કર્યું: આથી મૂળ બંગાળી પુસ્તકો મંગાવીને તેને આધારે કેટલોક ભાગ ફરીથી લખીને, કેટલોક ભાગ સુધારીને અને કેટલાંક નામો મૂળ પ્રમાણે પુનઃ ગોઠવીને આ આવૃત્તિ તૈયાર કરી છે. આ પ્રમાણે કરતાં શ્રીયુત **પાંચકડી** દેનાં મૂળ પુસ્તકોનો જ ખાસ આધાર લીધો છે અને તે માટેની મને ખાસ પરવાનગી આપવામાં તેમણે પ્રસંશનીય ઉદારતા બતાવી છે.

'કામરૂ દેશની કુટિલ કામિની' એક અદ્ભુત રસથી ભરેલી નવલકથા છે અને તેમાં કામિની તેમ જ તેને પકડનાર ડિટેકટીવનાં પરાક્રમો પ્રેક્ષણીય છે. ડિટેકટીવ વાર્તાઓ વાચકના ચિત્તને તેની સંકલનામાં રોકી રાખીને ચાતુર્ય તથા યુક્તિકૌશલ્યનું શિક્ષણ આપનારી થઇ પડે છે. એ જાણીતાં લક્ષણો આ કથામાં અનેક સ્થળે જળવાએલાં જોવામાં આવશે.

વાર્તાના કેટલાક પ્રસંગોને વિશેષ સ્પષ્ટ કરવાને થોડાં મનોરંજક ચિત્રો પણ આપેલાં છે.

અમદાવાદ. } ચુનીલાલ વર્ધમાન શાહ.
તા. ૨૪-૭-૧૯૧૮.

# અનુક્રમણિકા.

# કામરૂ દેશની કુટિલ કામિની.

## પ્રથમ વિભાગ.

### પ્રકરણ ૧ લું.

#### સ્વામી અને સ્ત્રી.

"બાબુ સાહેબ ક્યારે આવશે વારૂ ?" દેવેન્દ્ર બાબુના સુંદર ઓરડામાં કેટલી વાર સુધી વાટ જોઇને બેઠા પછી તેની પત્ની રેવતીને સંબોધીને બીજી એક ઘુંઘટવાળી સ્વરૂપવતી સ્ત્રીએ નમ્ર સ્વરથી એ પ્રમાણે પૂછ્યું.

"હમણાં જ આવે છે. આજે એ ક્યાંય બહાર નથી ગયા. આ અમારા મહોલ્લામાં જ કોઇને મળવા ગયા છે, તે આવતા જ હશે." રેવતીએ જવાબ આપ્યો.

"ઇશ્વર કરે ને જલદી પાછા આવે તો સારૂં. સારૂં થયું કે આજે બાબુ સાહેબ ક્યાંય બહાર નથી ગયા." ઘુંઘટવાળીએ એક દીર્ઘ નિઃશ્વાસ નાંખીને કહ્યું.

"એટલું બધું તે તમારે શું અગત્યનું કામ છે વારૂ ? શું તમારે કાંઇ ફરિયાદ કરવાની છે ? તમારૂં કાંઇ નુકસાન થયું છે ?" રેવતીએ ઘુંઘટવાળીને આટલી બધી આતુર જોઇને પૂછ્યું.

"શું નુકસાન થયું છે, એ સવાલ મહેરબાની કરીને ન પૂછો. હું એક ભારે આફ્તમાં આવી પડી છું, અને બાબુ સાહેબ વિના બીજું કોઇ મને એ આફ્તમાંથી બચાવી શકે એમ નથી જ." ઘુંઘટવાળી સ્ત્રી રડમસ થઇને બોલી.

"બહુ સારૂં. એ આવે એટલે તમારી ફરિયાદ એમને કહી સંભળાવજો. પણ બ્હેન, અત્યારે આટલો મોટો લાંબો ઘુંઘટો તાણવાની અહીં શી જરૂર છે વારૂ? હું તો તમારા જેવી એક અબળા જ છું. અહીં અત્યારે બીજો કોઇ પુરૂષ તો છે જ નહિ. આવી ગરમીમાં મોઢું ઢાંકીને ક્યાંસુધી બેસી રહેશો?" રેવતીએ તેનું મુખ જોવાના હેતુથી ઘુંઘટ ખોલવાનો આડો પ્રયત્ન કર્યો.

"હું ઘુંઘટ ખોલી શકતી નથી, તે મારી બેઅદબી માટે મને ક્ષમા કરશો." એમ કહીને તે ઘુંઘટવાળી ચુપ થઇ ગઇ. એટલામાં બહારથી કોઇના આવવાનો અવાજ સંભળાયો. "લ્યો, ત્યારે બાબુ સાહેબ પણ આવી લાગ્યા!" એમ કહીને જ્યાંથી માણસનાં પગલાંનો અવાજ સંભળાયો હતો, તે તરફ રેવતી વિજળીના વેગથી ચાલી ગઇ.

નિઃસરણી પર ચઢીને દેવેન્દ્ર બાબુએ જેવો છજામાં પ્રવેશ કર્યો કે એટલામાં રેવતી આવીને સામી ઉભી રહી અને મંદ હાસ્ય કરતી કહેવા લાગી કેઃ—"આજે આપનો એક ફરિસ્તો આવી લાગ્યો છે."

"હશે, પણ તે છે ક્યાં?" દેવેન્દ્ર બાબુએ ભવાં ચઢાવીને કહ્યું.

"ઘરમાં જાઓ—અન્દર શયનાગારમાં તેને તમે જોઇ શકશો." રેવતીએ ગંભીરતા ધારણ કરીને કહ્યું.

"અન્દર શયનગૃહમાં ફરિસ્તો છે? આ તું મશ્કરી તો નથી કરતી ને?" દેવેન્દ્ર બાબુએ જરાક આશ્ચર્યથી પૂછ્યું.

"મારા સોગન છે, હું મશ્કરી નથી કરતી. ખરેખર જ એક સારો ફરિસ્તો આવી લાગ્યો છે. અલબત્ત, એ પુરૂષ ફરિસ્તો હોવાની વાત જૂઠી છે, પરંતુ સ્ત્રી ફરિસ્તો છે; એમાં તો કશો પણ સંશય નથી જ. એ અબળા આપના શયનમંદિરમાં બેઠેલી છે, તેને જઇને જુઓ; પણ સંભાળ રાખજો, એ રમણીના રૂપથી મોહીને ક્યાંક અન્ન અને જળનો ત્યાગ કરી દેતા રખે! તેમ જ આ દાસીને પણ ભૂલી ન જશો હોં કે! જાઓ, ઉતાવળ કરો. બિચારી બહુ વારથી આપની વાટ જોઇને બેસી રહી છે." રેવતીએ સ્ત્રીના સ્વભાવને અનુસરતો વિનોદ કરીને વાત કહી સંભળાવી. રેવતી ચાલી ગઈ અને દેવેન્દ્ર બાબુએ શયનગૃહમાં પ્રવેશ કર્યો.

---

## પ્રકરણ ૨ જું.

---

### કર્મકથાનક–પૂર્વ ભાગ.

દેવેન્દ્ર બાબુને આવેલા જોતાં જ ઘુંઘટવાળી અબળા ઝટ ઉઠીને ઉભી થઇ અને ઉતાવળ કરીને પૂછવા લાગી કે:—"શું ડિટેક્ટિવ દેવેન્દ્ર બાબુ તે આપ પોતે જ છો કે?"

"જી હા–હું પોતે જ. તમે નિરાંતે બેસો." દેવેન્દ્રે કહ્યું.

"બાબુ સાહેબ! હું એક બહુ જ મોટી આફતમાં આવી પડી છું. એ આફત એવા પ્રકારની છે કે, એવી ઘટનાઓ કાંઇ હંમેશ બનતી જોવામાં નથી આવી શકતી. મારી કર્મકથા ઘણી જ

ગોટાળાભરેલી છે." ઘુંઘટવાળી યુવતીએ પોતાના વૃત્તાંતની પ્રસ્તાવના કરી.

"એમ કે ?" આશ્ચર્યથી દેવેન્દ્રે સવાલ કર્યો.

"જી હા–એમ જ છે. જો આપની આજ્ઞા હોય, તો હું મારી કર્મકથા આપને વિસ્તારથી કહી સંભળાવું." અપરિચિત અબળા બોલી.

"તમારી કર્મકથા સાંભળવા પહેલાં મારે એ જાણવું જોઇએ કે, આ મામલામાં હું કોના તરફથી રોકાવાનો છું." દેવેન્દ્રે કહ્યું.

"એ સવાલ કેવો ? આપને રોકવા માટે જ તો હું અહીં આવેલી છું. હું આપની સહાયતા માંગું છું." તે અબળાએ ખુલાસો કર્યો.

"તમારૂં નામ શું છે ?" બાબુએ પૂછ્યું.

"મારૂં નામ મનોરમા છે." સ્ત્રીએ કહ્યું. હવે આપણે પણ એને મનોરમાના નામથી જ ઓળખીશું.

"તમારો વિવાહ થયો છે કે ?" ડિટેક્ટિવે પ્રશ્ન પૂછ્યો.

"જી–નહિ. હજી હું કુંવારી જ છું." જવાબ મળ્યો.

"વારૂ. પણ અત્યારે હું જેની સાથે વાતચીત કરવામાં રોકાએલો છું, તેને બરાબર ઓળખી લેવી, એ મારૂં પહેલું કામ છે. એ કામ કરી લીધા પછી હું તમારો વૃત્તાંત સાંભળીશ. મારી સમક્ષ તમારે ઘુંઘટ તાણીને બેસવાની કશી પણ અગત્ય નથી. મને તમારે પોતાના ભાઇ જેવો જ સમજવાનો છે." દેવેન્દ્રવિજયે એક નવીન રીતે ઘુંઘટ કાઢી નાંખવાની સૂચના કરી.

તત્કાળ બહારથી એક સ્ત્રીના હસવાનો અવાજ સંભળાયો. ચતુર વાંચનાર અને હુંશિયાર વાંચનારી સ્ત્રીઓને કહેવાની કશી પણ અગત્ય નથી કે, એ હાસ્યધ્વનિ ઘરની ધણીયાણી રેવતીબાઇનો હતો. રેવતી દરવાજા બહાર ઉભી રહીને ઘરમાં ચાલતી બધી વાતચીત સાંભળ્યા કરતી હતી. દેવેન્દ્ર બાબુના મુખમાંથી નીકળેલો 'બાઇ' શબ્દ સાંભળીને તે પોતાના હસવાને રોકી શકી નહિ.

મનોરમાએ આમ તેમ જોઇને પોતાના ઘુંઘટનો પટ ખોલી નાંખ્યો. હે પરમેશ્વર! કેવું સુંદર સ્વરૂપ? મુખમંડળની સ્વર્ગીય શોભા! સુન્દર શ્યામવર્ણની મારકણી આંખો, નાગ સમાન લાંબા કેશ અને સદૃઢ શરીરબંધનને જોઇને જેનું મન મોહિત ન થાય તે ખરેખર કોઇ યોગી કે નપુંસક જ હોવો જોઇએ.

"બાબુજી! આજથી ત્રણ વર્ષ પહેલાં આ અભાગિનીએ આ મુખ એક અજાણ્યા માણસને બતાવ્યું હતું." મનોરમાએ કહ્યું.

"અને ત્યારપછી ત્રણ વર્ષ સુધી આવી રીતે મોઢું છુપાવી રાખવાનું શું કારણ હતું વારૂ?" દેવેન્દ્રે વાતને પકડીને સવાલ કર્યો.

"કારણ કે, બીજી પણ એક યુવતી છે અને તે રંગરૂપમાં બિલકુલ મારા જેવી જ છે." મનોરમાએ જવાબ દીધો.

"તે કોણ છે અને તેનું નામ શું છે?" મૂછોપર હાથ ફેરવીને બાબુ સાહેબ સવાલ કરવાના કામમાં આગળ વધ્યા.

"તેનું નામ પણ મનોરમા છે." મનોરમાએ ઉત્તર આપ્યો.

"રામ! એ તો ઘણી જ અજાયબીની વાત કહેવાય કે, રંગ-રૂપમાં પણ તે તમારા જેવી જ છે અને વળી નામ પણ તમારૂં જ

ધરાવે છે. આ વાત સાંભળીને ચમત્કાર કેમ ન લાગે વારૂ ?" દેવેન્દ્ર બાબુએ કહ્યું.

"એ ચમત્કાર નથી, પણ એક બાજી છે. એ જે બીજી યુવતી છે અને રંગરૂપમાં મારા જેવી જ છે, તેણે પોતાના ખરા નામને છુપાવી દીધું છે અને મારૂં નામ ધારણ કરીને મારા માલ મિલ્કતની માલેક બનીને અમન ચમન ઉડાવતી બેઠી છે. એ ધન, દોલત અને જમીન-જાગીર વગેરેનો આપ ઉદ્ધાર કરી શકશો, એવી આશાથી જ હું આપને શરણે આવેલી છું." મનોરમાએ નમ્રતાથી કહ્યું.

"ત્યારે એ બીજી બનાવટી મનોરમાનું મૂળ ખરૂં નામ શું છે વારૂ ?" દેવેન્દ્ર બાબુએ વિચાર કરીને સવાલ પૂછ્યો.

"તેનું ખરૂં નામ વિશ્વાસપૂર્વક મારાથી કહી શકાય તેમ નથી." તે બોલી.

"તે તમારી કાંઇ સગી વ્હાલી તો નથી ને ?" દેવેન્દ્રે પૂછ્યું.

"એ પણ હું બરાબર જાણતી નથી." મનોરમાએ કહ્યું.

"ત્યારે તો આ કોઇ મોટો પેચદાર મામલો આવેલો કહેવાય. વારૂ, મનોરમા ! તમે જે કાંઇ પણ જાણતાં હો, તે બધું મારા આગળ બેધડક કહી જાઓ !" દેવેન્દ્રે આજ્ઞા કરી.

આંખોમાં આંસુ લાવીને મનોરમા દેવેન્દ્ર બાબુના મુખ તરફ જોતી પોતાની રામકહાણી કહેવા લાગી:-"બાબુજી ! બે પુરૂષ કે બે સ્ત્રીઓ એક જ રંગરૂપમાં અને એક જ વયનાં હોય, એમ જોડિયા ભાઇ કે જોડિયા બ્હેન વિના બીજે કયાંય આપના જોવામાં આવ્યું છે ખરૂં કે ?"

"જી, નહિ. એવો બનાવ હજીસુધી તો ક્યાંય પણ મારા જોવામાં આવ્યો નથી." દેવેન્દ્રે પોતાનો અભિપ્રાય દર્શાવ્યો.

"આપે જે બનાવ જોયો નથી, તે જ બનાવ મારા સંબંધમાં બની ચૂક્યો છે. આપ તો એવા બે માણસોને જોવાની પણ ના પાડો છો, પરંતુ આ મામલામાં તો ત્રણ માણસ એક જ સૂરત, એક જ રંગરૂપ અને એક સરખી વયનાં જ જોવામાં આવે છે. એ ત્રણેમાં જોતાં એક રતી જેટલો પણ ફરક કોઇના જોવા કે જાણવામાં આવી શકતો નથી." મનોરમાએ આશ્ચર્યકારક ચમત્કારિક વાર્તા કહી સંભળાવી.

"ત્રણ જણ એક સરખાં? અને ત્રણેને જોતાં એકને બદલે બીજાનો ભ્રમ થઇ જાય? એ કેમ મનાય?" દેવેન્દ્રે અત્યંત અજાયબીથી પૂછ્યું.

"જી–હા–સાહેબ! અમો ત્રણેને એવો જ ભ્રમ થઇ જતો હતો પરંતુ ત્રણમાંથી એક બાળા અત્યારે મરી ગયેલી છે." મનોરમાએ કહ્યું.

"એ ત્રણમાંથી કઇ બાળા મરી ગઇ છે, એ તમે કહી શકો એમ છે?" દેવેન્દ્રે એક ખુબીવાળો સવાલ કર્યો.

"જી–નહિ–એ મારાથી બરાબર કહી શકાય એમ નથી." મનોરમાએ કહ્યું.

"વારૂ. એમાંથી કોઇ પણ તમારી સગી છે કે નહિ?" પાછો સવાલ પૂછ્યો.

"જી હા. એમાંની એક મારી માસીની દીકરી થાય છે. પણ જે બીજી છે, તે મારી સગી નહિ, પણ વેરણ જ છે." જવાબ અપાયો.

"વારૂ! એ ત્રણમાંથી એક તો જાણે તમે પોતે જ છો. પણ ત્રણેની ઉમ્મર એક સરખી જ છે કે?" પુનઃ દેવેન્દ્ર બાબુએ પૂછયું.

"હું અને મારી માસીની દીકરી બ્હેન એક જ દિવસે અને એક જ વખતે જન્મ્યાં હતાં. મારી બ્હેનનું જન્મસ્થાન ચેતલા ગોપાલ-નગર છે અને મારી જન્મભૂમિ ખિદરપુર છે. હું મારા પિતાના મહેલમાં એટલે કે, ખિદરપુરના આનંદ કુટીરમાં જ જન્મી હતી. પણ ત્રીજી યુવતીના જન્મ અથવા વય વિશે હું વધારે કશું પણ જાણતી નથી." મનોરમાએ યથાર્થ વાત કહી સંભળાવી.

"ત્યારે આ બધા અનર્થ અને જુલમનું મૂળ એ જ હોવી જોઇએ. વારૂ, તમારી માસીની દીકરીનું નામ શું?" દેવેન્દ્રે આગળ ચલાવ્યું.

"તેનું નામ કુમુદિની." મનોરમાએ જણાવ્યું.

"તમે એ તો બરાબર જાણો છો ને કે, કુમુદિની તમારી માસીની દીકરી થાય છે?" દેવેન્દ્ર બાબુએ વળી પેચદાર સવાલ કર્યો.

"જી—હા. કપિલાની માતા મારી માતાની જોડિયા બ્હેન થાય છે." મનોરમાએ વિચિત્રતાને ઉત્પન્ન કરનારો ઉત્તર આપ્યો.

"વારૂ. પણ હજી મારે તમને ઘણી વાતો પૂછવાની છે. તમો ત્રણમાં ક્યાંક ઓળખવામાં ગોટાળો થઈ ન જાય, એટલા માટે આપણે દરેકમાં એક એક નંબર આપી દઇએ તો જાણે ઠીક; તમે પોતાને નંબર પહેલો માની લેજો, કુમુદિનીનો નંબર બીજો અને જે જાણ પિછાણ વગરની છે તેનો નંબર ત્રીજો રાખવો. હવે એ કહો કે, નંબર ત્રીજાવાળીની વાત તમે ક્યારની જાણી?" દેવેન્દ્રે પોતાની સગવડ કરીને પ્રશ્નમાળાને આગળ લંબાવી.

"આજે એ વાતને લગભગ બાર વર્ષ જેટલો સમય થવા

આવ્યો હશે કે જ્યારે ભૂકૈલાસમાં અમારા એક સગાને ત્યાં કોઇ કારણ પ્રસંગે હું નોતરૂં આવવાથી જમવા ગઇ હતી." મનોરમાએ જવાબ આપ્યો.

"એ પ્રસંગે તમારો તેની સાથે પરિચય કેમ કરીને થયો વારૂ ?" દેવેન્દ્ર બાબુએ પૂછ્યું.

"પરિચય શાનો થાય? મારી સાથે બિલકુલ ઠગાઇ અને લુચ્ચાઇ જ કરવામાં આવી. એ પરિચયનું પરિણામ મહા ભયંકર થયું. એ નંબર ત્રીજાવાળી સ્ત્રી મને જોતાં જ 'બ્હેન' કહીને મારી પાસે આવીને ઉભી રહી અને એવા તો હાવ ભાવ બતાવવા લાગી કે, જાણે તે નંબર બીજાવાળી મારી માસીની દીકરી બ્હેન કુમુદિની જ ન હોય?" મનોરમાએ પોતાના દુર્ભાગ્યની પ્રથમ ઘટિકાનું વર્ણન કર્યું.

"જ્યારે તમો ત્રણેના રૂપરંગમાં એક જરા જેટલો પણ ફરક નહોતો, ત્યારે તમે એમ કેમ જાણી શકયાં કે, એ તમારી બ્હેન નથી?" દેવેન્દ્રે કહ્યું.

"કારણ કે, તે વખતે કપિલા ઘણી જ માંદી હતી અને ખાટલામાંથી ઉઠીને બેઠાં થવા જેટલી તાકાત તેના શરીરમાં હતી નહિ." મનોરમાએ ખુલાસો કર્યો.

"તમે એ બરાબર જાણો છો કે, કપિલાના શરીરમાં એટલી અશક્તિ વધી ગયેલી હતી? શું તમે ફરીને પાછાં તેને જોવા ગયાં હતાં?" દેવેન્દ્રે ઉલટો સવાલ પૂછ્યો.

"હું પોતે તો જોકે તેને જોવાને ગઇ નહોતી, પરંતુ મારા એક નોકરને મેં ત્યાં મોકલ્યો હતો. એ નોકર એવો તો વિશ્વાસપાત્ર હતો કે, એવો વફાદાર માણસ આ દુનિયામાં ભાગ્યે જ મળી

શકે." મનોરમાએ કહ્યું.

"અત્યારે એ નોકર ક્યાં છે વારૂ?" દેવેન્દ્ર બાબુએ પૂછ્યું.

"આજે ત્રણ વર્ષ થયાં તેનો અન્તકાળ થઇ ગયો છે. મારી એવી ધારણા છે કે, તેને ઝેર આપીને મારી નાંખવામાં આવ્યો છે." મનોરમા બોલી.

"તેને ઝેર દઇને મારી નાંખવામાં આવ્યો છે, એવો તમારો નિશ્ચય શા આધારે થયો વારૂ?" દેવેન્દ્ર બાબુએ જરા ખેંચીને પૂછ્યું.

"તેના એકાએક મરણ થવાના સમાચાર સાંભળવાથી જ મારો એ નિશ્ચય થયો છે. એ નોકરનું જે મરણ થયું છે, એ પણ એક મોટો ભેદભરેલો બનાવ છે." મનોરમાએ જવાબ આપ્યો.

"તમે એના મરણનું કારણ શું હતું, તેનો શોધ નહોતો કર્યો કે શું?" દેવેન્દ્રે પૂછ્યું.

"તે મરણ સમયે મારી પાસે નહોતો, એટલે મારાથી વધારે શોધખોળ થઇ શકી નહિ. તે મરતી વેળાએ નંબર બીજા અથવા તો ત્રીજાવાળી યુવતી પાસે હતો." મનોરમા બોલી.

"તેમાંની કોઇની પાસે રહેવાનું કારણ? કારણકે, એ નોકર તો તમારો જ હતો." દેવેન્દ્રે ઉલટપાલટ તપાસ ચલાવી.

"નોકર તો મારો હતો, પરંતુ તે પણ એક પ્રકારના ભયંકર ભૂલાવાનો ભોગ થઇ પડ્યો હતો. તે તો એમ જ જાણતો હતો કે, તે મારી પાસે જ છે, પણ ખરી રીતે તે એ બેમાંની એક અબળા પાસે હતો, એનું તેને ભાન હતું નહિ." મનોરમાએ વળી એક નવો ભેદ બતાવ્યો.

"તે તમારો પુરાણો નોકર હતો? વયમાં વૃદ્ધ હતો? અને તે

તમારા જ કુટુમ્બમાં પળાયલો હતો કે?" દેવેન્દ્રે એક સાથે ત્રણ સવાલ પૂછ્યા.

"જી હા." મનોરમાએ ટુંકા જવાબથી જ પતાવી દીધું.

"એવો એક જૂનો અને જાણીતો નોકર શી રીતે ઠગાયો વારૂ?" દેવેન્દ્રે પૂછ્યું.

"એ તેની પહેલી જ ભૂલ હતી અને એ પહેલી ભૂલમાં જ તે બિચારાના શરીરનો ભોગ પણ અપાઇ ગયો." મનોરમાએ નિઃશ્વાસ નાંખીને કહ્યું.

"પણ એ ભૂલનો ભોગ તે થયો કેવી રીતે?" દેવેન્દ્રે પૂછ્યું.

"તે એવી રીતે કે, તે કોઇ દિવસ એવી ભૂલ કરતો જ નહોતો, પરંતુ દુર્ભાગ્યયોગે જે ભૂલ તેના હાથે થઇ હતી, તે ભૂલને મરવા પહેલાં તે જાણી ગયો હતો. તે પોતે કેવી રીતે ઠગાયો હતો, એ તેના સમજવામાં આવી ગયું હતું. મરણથી થોડા દિવસ પહેલાં તે એ પણ સમજી ગયો હતો કે, તેને શા માટે અને શા કારણથી વૈરીએ ઠગ્યો હતો. એ વાતને દુશ્મન જાણી ગઇ અને પોતાનો ઘાત ન થાય એટલા માટે તેણે તેને મોતને હવાલે કરી દીધો." મનોરમાએ કહ્યું.

"પોતાની ભૂલને તે નોકર જાણી ગયો હતો, એ વાત તમારા જાણવામાં કેમ આવી વારૂ?" ડિટેકિટવ દેવેન્દ્રે પાછો સવાલમાંથી સવાલ ઉપજાવ્યો.

"તેણે મરવાથી કેટલાક વખત પહેલાં મારા નામે એક ચીઠ્ઠી મોકલી હતી." જવાબ મળ્યો.

"એ કાગળ તમને ટપાલ મારફત મળ્યો હતો કે?" દેવેન્દ્રે પૂછ્યું.

"જી-નહિ-એક માણુસ આવીને આપી ગયો હતો. એ ચીઠ્ઠી મેં ઘણી જ સંભાળથી જાળવી રાખી છે. તે અત્યારે પણ મારી પાસે જ છે. લ્યો આ વાંચી જુઓ." એમ કહી મનોરમાએ પોતાની ચોળીમાંથી એક ચીઠ્ઠી કાઢીને દેવેન્દ્રના હાથમાં આપી. તેણે તે પત્ર વાંચી જોયો. તે નીચે પ્રમાણે હતોઃ—

"શ્રી કાળીજીનો જય!

બ્હેન! હું એક અજબ રીતે ઠગાઇ ગયો છું. તમે જ મારાં સ્વામિની છો, એ હવે હું સારી રીતે જાણી ગયો છું અને એ બાબતના મેં ઘણાક પૂરાવા પણ એકઠા કરેલા છે. વખતે એ બધા પૂરાવા માર્ગમાં ખોવાઇ જાય એ ભયથી આ પત્ર સાથે તે કાગળિયા હું આપને મોકલી શકતો નથી. સારો પ્રસંગ મળતાં અને સગવડ થતાં જ હું તે બધા પૂરાવા આપના નામપર મોકલી આપીશ, અથવા તો હું પોતે જ આવીને આપીશ. ગઇ કાલથી મને તાવ આવવા માંડ્યો છે અને આજે તો વળી તાવનું જોર કાંઇક વધારે હોય એમ જણાય છે. જો આવતી કાલે પણ મારી તબીયત એવી જ બગડેલી રહેશે અને તાવનું જોર વધતું દેખાશે, તો કોઇ વિશ્વાસુ માણુસના હાથે એ બધાં કાગળપત્ર હું તમારાપર મોકલી આપીશ. અંતે તમને ન ઓળખીને જે એક ભારી અપરાધ કર્યો છે, તેની ક્ષમા માંગવાને હું હાથ જોડું છું. એ જ. તમારો નોકર

**રામગુલામ.**"

**તા. ૭.**—"વિશેષ એ કે, મારી પાસેથી એ પ્રમાણુપત્રો કોઇ ચોરી જાય, એનો જરા પણ ડર નથી. કારણકે, એ સઘળા પત્રોને મેં એક રૂમાલમાં બાંધીને એક એવી ગુપ્ત જગ્યાએ રાખેલા છે કે

કોઇના પણ હાથમાં તે આવી શકે તેમ નથી જ, અને એ પોટલીને ઓળખવા માટે મેં તેનાપર '૧૭ ક' એવું એક નિશાન કરી રાખ્યું છે."

એ આખો કાગળ વાંચી લઇને દેવેન્દ્ર બાબુ પુનઃ મનોરમાને પૂછવા લાગ્યો કેઃ—"આ કાગળ મળવા પછી રામગુલામ તરફથી બીજો પણ કોઇ કાગળ મળ્યો હતો ખરો કે ?"

"જી નહિ. કારણકે, એ રાત્રે જ તેનો સ્વર્ગવાસ થઇ ગયો હતો." મનોરમાએ શોકાતુર મુદ્રાથી જવાબ આપ્યો.

"તે કેવી રીતે? માત્ર એક દિવસના તાવમાં જ તે મરી ગયો?" જરાક અજાયબીના ભાવથી ભવાં ચઢાવીને દેવેન્દ્રે પૂછ્યું.

"એ તાવથી મરી ગયો કે બીજા કશાથી તે તો પરમેશ્વર જાણે, પણ બહાર તો તે મિરગી–વાઇ–ના રોગથી મરી ગયો એવી વાત સંભળાઇ હતી." ઉત્તર મળ્યો.

"વારૂ, ત્યારે તમારી તો એવી જ ધારણા છે કે, તેને ઝેર આપીને મારી નાંખવામાં આવ્યો હતો. પણ તે પછી '૧૭ ક' નિશાનવાળી પોટલીની તમે કાંઇ પણ તપાસ કરી હતી કે?" દેવેન્દ્રે બારીક સવાલ કાઢ્યો.

"જી–નહિ–હું કશી પણ તપાસ કરી શકી નહોતી, કારણકે, તપાસનો રસ્તો જ જ્યાં બંધ કરી દેવામાં આવ્યો, ત્યાં શો ઉપાય ચાલી શકે વારૂ? એ નોકર રામગુલામના મરણ પછી તરત જ મને ગાંડી ઠરાવીને કેદ કરી રાખી. હું જ્યારે એ બધી હકીકત આપને કહી સંભળાવીશ, ત્યારે મારી વાત જેવી રીતે બીજા લોકોના માનવામાં નથી આવતી, તેવી રીતે કદાચિત્ આપ પણ એ વાત માન-

વામાં આનાકાની કરશો જ." મનોરમાએ વળી એક નવો જ ભેદ ઉઘાડયો.

"જો તમે બધી વાત નહિ કહો, તો હું પોતે જ એ બધી વાતનો પત્તો કાઢી લઇશ. તમે કહો કે ન કહો, પણ એટલું આજથી જાણી રાખજો કે, મારાથી એક તણખલા જેટલી વાત પણ છૂપી રહેવાની નથી." દેવેન્દ્રે એક પ્રકારની ગુપ્ત સૂચના આપી દીધી.

"મારા ધન દોલતની ધણીયાણી બનીને આજકાલ અમન ચમન ઉડાવતી બેઠી છે, તેણે જ મને ગાંડી ઠરાવીને એક ડોકટરને ત્યાં કેદ કરાવી રાખી હતી." મનોરમાએ આંખમાં આંસુ આણીને કહ્યું.

"એ કેટલાક દિવસથી તમારી જાગીરની માલિકણ બની બેઠી છે વારૂ?" દેવેન્દ્ર બાબુએ આગળ સવાલ પૂછ્યો.

"આજે ત્રણ વર્ષથી." મનોરમાએ કહ્યું.

"તમે ડોકટરને ત્યાંથી છૂટાં થયાં, એને કેટલા દિવસ થયા?"

"આજે બે દિવસ થયા." મનોરમાએ જવાબ દીધો.

"વારૂ. તે ડોકટરનું મકાન ક્યાં છે અને તેનું નામ શું?"

"તેનું મકાન શિવપુરમાં છે અને તેનું નામ ગોવિન્દપ્રસાદસેન છે."

"એ તો તમે જાણો જ છો કે, તમે ગાંડાં છો અને કેદખાનામાંથી નાસી આવેલાં છો, એટલે હું તમને પાછાં પકડીને તે જ ડોકટરને ત્યાં મોકલી શકું એમ છું." દેવેન્દ્ર બાબુએ જરાક કરડી આંખ કરીને કહ્યું.

"અરે બાપરે! હે ભગવાન્! બાબુજી! આપ આ શું કરવા બેઠા છો? હું તો આપના શરણે આવેલી છું, માટે આપ જે ચાહો તે કરો. પણ એટલું તો મારે કહેવું જ જોઇએ કે, મને પાછી ડો-

કટરને ઘેર મોકલવા કરતાં જીવથી જ મારી નાખો તો વધારે સારૂં." નિરાશાથી મનોરમાએ એ વાકયો ઉચ્ચાર્યાં.

"નહિ—નહિ. તમે ગાંડાં છો અને તેથી તમને પકડીને ત્યાં મોકલી આપવાં, એ જ મને વધારે વાજબી જણાય છે." દેવેન્દ્રે ધમકી બતાવી. મનોરમા પત્થર પ્રમાણે જડ બની ગઇ.

## પ્રકરણ ૩ જું.

### કર્મકથાનક-મધ્ય ભાગ.

દેવેન્દ્ર બાબુએ પોતાના રૂક્ષ અને કર્કશ સ્વરથી મનોરમાને જે ધમકી આપી, તે સાંભળીને કેટલીક વાર સુધી તો તે બિચારીના મોઢામાંથી શબ્દ જ બહાર નીકળી શકયો નહિ. તે ચુપચુપ બની માથું નમાવીને ત્યાંની ત્યાં જ સજ્જડ થઇ બેસી રહી. કેટલોક વખત જવા પછી આંસુથી ભરેલી આંખો બતાવતી અને દયામણું મોઢું કરીને તે કહેવા લાગી કેઃ—"આપને મારો જે આટલો વૃત્તાંત સંભળાવ્યો, તે આપ સત્ય માનો છો કે હજી મને ગાંડી જ ધારો છો?"

"મનોરમા! જ્યાંસુધી હું '૧૭ ક' નિશાનીવાળી પોટલીનો પત્તો ન લગાવી શકું, ત્યાંસુધી તમારી કોઇ પણ વાત હું સાચી તરીકે માની શકું એમ નથી. તમારે મનમાં સારી રીતે જાણી રાખવું કે, મારૂં નામ દેવેન્દ્રવિજય છે," દેવેન્દ્રે જરાક કરડાઇમાં જવાબ આપ્યો.

મનોરમાએ બહુ જ વિનયના ભાવથી કહ્યું કેઃ—"બાબુજી! હું આપને આપ આ કામમાં હાથ નાંખો તે પહેલાં એ જણાવવા ઇ-

કહું છું કે, હું અત્યારે બહુ જ ગરીબ હાલતમાં છું. મારી પાસે અત્યારે સો અને બહુ તો સવાસો રૂપિયાથી વધારે પુંજી નથી. હું આપને જે છે તે ખરેખરૂં જ જણાવી દઉં છું. માટે આપ આ કામમાં જે મહેનત કરશો, તેનો પૂરો બદલો આપવાની અત્યારે મારામાં શક્તિ નથી, પણ—"

"પણ શું? બોલતાં કેમ અચકાયાં?" દેવેન્દ્રે વચ્ચે જ સવાલ કર્યો.

"પણ એમ કે, જો તમે '૧૭ ક' નિશાનવાળી પોટલીનો પત્તો ન મેળવી શકો તો—" મનોરમા વળી પાછી બોલતી બોલતી અટકી ગઇ.

"તો શું થાય?" પાછો દેવેન્દ્રે વચ્ચે જ પ્રશ્ન પૂછ્યો.

"તો મારૂં નખ્ખોદ જ નીકળી જાય. કારણકે એ પોટલીના આધારે જ મને મારી મિલ્કત મળશે, એવી આશા છે. મારા પિતા મરતી વેળાએ–એ વાતને આજે ચાર વર્ષ થયાં–મારા માટે ઓછામાં ઓછી બે લાખ રૂપિયાની રકમ મૂકી ગયા છે." મનોરમાએ કારણ દર્શાવ્યું.

"હું અટકળ કરી શકું છું કે, તમારી માતા પણ જીવતાં નથી." છૂપી પોલીસના અમલદારે પોતાની ચાતુરીમાં આગળ વધવા માંડ્યું.

"મારી માતાના મૃત્યુને તો આજે લગભગ દશ વર્ષ થવા આવ્યાં. અત્યારે મારી અવસ્થા અઢાર વર્ષની છે. મારી માતા મને આઠ વર્ષની મૂકીને મરી ગઇ હતી." મનોરમાએ ખુલાસો કર્યો.

" આટલી ઉંમર થવા છતાં તમે હજી પરણ્યાં નથી, એનું કારણ શું છે વારૂ ? " ડીટેક્ટિવ દેવેન્દ્રે એક સ્ત્રીને સાધારણ રીતે શર્માવનારો સવાલ કર્યો.

" મારા પિતા બ્રહ્મોસમાજી હોવાના કારણથી બાલવિવાહની પદ્ધતિથી વિરૂદ્ધ હતા. જ્યારે તેમનો સ્વર્ગવાસ થયો, ત્યારે મારૂં વય ચૌદ વર્ષનું જ હતું. કદાચિત્ એ વર્ષ તે વધારે જીવ્યા હોત, તો હું પરણી શકી હોત; પણ તે પહેલાં જ દુર્ભાગ્યના આવા ભયંકર ચક્રમાં હું આવી પડી અને વર્ષો સુધી ડોકટરના કેદખાનામાં સબડતી પડી રહી, એટલે મારાથી પરણી શકાયું નથી. " મનોરમાએ શર્માવા વગર જ યથાર્થ ઉત્તર આપી દીધો, ખરેખર માણસપર જ્યારે દુઃખનાં વાદળ તૂટી પડે છે, ત્યારે પછી શરમ અને લજ્જા જેવું કાંઇ પણ રહી શકતું નથી, એ નિયમની સત્યતાનો મનોરમાએ પ્રત્યક્ષ પરિચય કરી આપ્યો.

" વારૂ–તો અત્યારે તમારે બદલે તમારી મિલ્કતની જે માલિક થઇ બેઠી છે તે તથા તમારી માસીની પુત્રી બ્હેન કુમુદિની તે નંબર બીજાવાળી યુવતી છે કે નંબર ત્રીજાવાળી અજાણી અબળા છે, એની તમને કશી બરાબર ખબર છે ખરી કે ? " દેવેન્દ્રે પાછો એક પેચદાર સવાલ રજૂ કર્યો.

" એ વિશે જેમ હું બરાબર કશું પણ જાણતી નથી, તેમજ અટકળથી પણ હું કાંઈ કહી શકું એવી હાલતમાં નથી. " મનોરમાએ ખરેખરો જવાબ આપ્યો.

" બનાવ ઘણો જ ગોટાળાભરેલો છે, પણ ફિકર નહિ. પણ વારૂ, તમારૂં મકાન ક્યાં આવેલું છે ? " દેવેન્દ્રે જરાક વિચાર કરીને પૂછ્યું.

" ખિદિરપુરમાં ગંગાના કિનારાપર રાજમહાલયના જેવી એક મોટી હવેલી ઉભી કરેલી છે. તેની ચારે તરફ અનેક ફળ ફુલનાં ઝાડોથી શોભતો એક બગીચો બનાવેલો છે અને બગીચાની ચારે તરફ આસપાસ પત્થરની ઉંચી દીવાલ ચણી લીધેલી છે. એ દીવાલની પાસે સર્વત્ર દેવદાર અને તમાલનાં ઝાડો ઉભેલાં જોવામાં આવે છે. મારા પિતાએ બહુ જ પ્રેમથી એ મકાનનું નામ " આનંદ કુટીર " રાખ્યું હતું અને અદ્યાપિ એ તે જ નામથી ઓળખાય છે. " મનોરમાએ ઉત્તર આપ્યો.

" વારૂ–ત્યારે તમારાં ત્રણમાંથી જે મરી ગઇ છે, તે તમારી બ્હેન કુમુદિની નથી એમ સમજીને જ મારે કામ ચલાવવું પડશે. વારૂ–તમારી બ્હેનને મરી ગયાને કેટલોક વખત થયો હશે ?" દેવેન્દ્રે સવાલ કર્યો.

" જે વેળાએ મને ગાંડી બનાવીને ડોકટરને ત્યાં કેદ કરવામાં આવી, તેથી પંદર દિવસ પહેલાં તે મરી ગઇ હતી." મનોરમાએ કહ્યું.

" તેનું મરણ ક્યાં થયું હતું ? " દેવેન્દ્રે પૂછ્યું.

" આનંદ કુટીરમાં જ. " મનોરમાએ જવાબ આપ્યો.

" કયા રોગથી ? " પાછો સવાલ પૂછ્યો.

" જે રોગથી રામગુલામનું મરણ થયું હતું તેજ રોગથી. " જવાબ અપાયો.

" મિરગીના રોગથી? " દેવેન્દ્રે નક્કી જાણી લેવા માટે પૂછ્યું.

" નહિ, ઝેરથી. જ્યારે મારી બ્હેનનો સ્વર્ગવાસ થયો, તે વેળાએ હું ખિદિરપુરમાં મારી માલમિલ્કતને મેળવવાના પ્રયત્નમાં ગુંથાયલી હતી. અમારા એક વકીલ હતા અને મારા પિતાના કોર્ટ-

માંના કજીયા અને મુકર્દમાઓ તે જ ચલાવતા હતા; એટલે મેં તેમને જ મારો બધો વૃત્તાંત કહી સંભળાવીને મારી મિલ્કત મને પાછી અપાવવા માટેની વિનતિ કરી હતી. મારી આવી કર્મકથા સાંભળીને તેમણે ઘણો જ ખેદ દર્શાવ્યો અને મારા લાભ માટે પોતાથી બનતા પ્રયત્નો કરવાનું મને વચન આપ્યું. તેમણે મને એટલો બધો વિશ્વાસ જણાવ્યો કે, મારો તો એવો જ નિશ્ચય થઇ ગયો કે, મારા માટે તેઓ આકાશ અને પાતાળને એક કરી નાખશે. એ પછી તેમણે જ મને એક ગાંડી સ્ત્રી તરીકે જાહેર કરીને ડૉક્ટરના ઘરમાં કેદ કરાવી દીધી." મનોરમાએ આંખોમાંથી આંસુ વર્ષાવીને પોતાની એ કથા કહી સંભળાવી.

"વારૂ, સમજ્યો. એ વકીલ તમારા દુશ્મનના પક્ષમાં હોવો જોઇએ. હં ભલા, એ વકીલનું નામ શું છે ?" દેવેન્દ્રે વિચાર કરીને પૂછ્યું.

"એ વકીલનું ખરૂં નામ તો જો કે તુલસીદાસ બસૂ છે પરંતુ લોકો તેને તુલસી બાબુના નામથી જ સાધારણ રીતે ઓળખે છે." મનોરમાએ યથાર્થ ઉત્તર આપ્યો.

"વારૂ, એની પણ હું સારી રીતે ખબર લઇશ. પણ તમને ગાંડી કહેવાનું અથવા બનાવવાનું વિશેષ કારણ શું હતું વારૂ ?" ડિટેક્ટિવે પૂછ્યું.

"આ બાબતમાં માત્ર એક વાત ઉપરાંત બીજું મારાથી કાંઇ પણ કહી શકાય તેમ નથી. તે વાત એ છે કે, કેટલાક કાગળો અંગ્રેજી ભાષામાં લખીને વકીલ સાહેબે મારા હાથમાં આપ્યા અને તે આનંદ કુટીરમાં લઇ જવા માટેનો મને હુકમ ફરમાવ્યો. વળી

તેમણે એમ જણાવ્યું કે એ કાગળિયામાં માલમિલકતની બાબતની ઘણીક વાતો લખેલી છે. મેં તેમના હુકમ પ્રમાણે કાર્ય કર્યું. એટલે કે તે કાગળો હું આનંદ કુટીરમાં લઇ ગઈ. પણ એ કાગળોને જોઇને બધા મારી હાંસી કરવા લાગ્યા." મનોરમાએ જણાવ્યું.

"વારૂ, પછી શું થયું?" દેવેન્દ્રે સવાલ કર્યો.

"એ કે, એ બાબતનો વિચાર કરીને ફેંસલો કરવામાં આવશે, એવો ઠરાવ કરવામાં આવ્યો." મનોરમાએ કહ્યું.

"વિચાર માટે કયું સ્થાન નક્કી કરવામાં આવ્યું હતું?" દેવેન્દ્રે મૂછોપર હાથ ફેરવીને પૂછ્યું.

"વિચાર કરીને ફેંસલો કરવાવાળા મેજીસ્ટ્રેટને એ આનંદ કુટીરમાં જ બોલાવવામાં આવનાર હતો." મનોરમાએ કહ્યું.

"એ વાત પણ હવે મારા સમજવામાં આવી ગઇ. તમારા વકીલે જ તમને ઉંડા ખાડામાં ધકકેલી દીધાં હતાં; એમાં તો હવે જરા પણ શક રહ્યો નથી કે, તે વકીલ કોઇ ભારે ઠગ જ હોવો જોઇએ. તેણે પ્રથમથી જ તમને ઠગવાની શરૂઆત કરી હતી. વારૂ, પછી ફેંસલો શો થયો? શું એટલામાં જ તમારી બ્હેન નં. ૨ જીનો સ્વર્ગવાસ થઇ ગયો કે?" દેવેન્દ્રે એ સવાલ સાથે જ પૂછ્યા.

"જી હા. એ જ થયું." મનોરમાએ ટુંકો જવાબ દીધો.

"વારૂ, ત્યારપછી શો બનાવ બન્યો?" દેવેન્દ્રે પૂછ્યું.

"ત્યાં બે પુરૂષ બેઠા હતા અને મનમાં હું એમ જ સમજતી હતી કે એ જ મેજીસ્ટ્રેટ હોવા જોઇએ. મેં તેમને મારો બધો વૃત્તાંત કહી સંભળાવ્યો. મારો વકીલ પણ એ વખતે ત્યાં જ

હાજર હતો, તેણે ધીમે ધીમે કોણ જાણે તેમના કાનમાં કાંઇક વાત કહી. પહેલાં તો મારો એવો જ નિશ્ચય થયો કે, એ તેમને મારા વિષે જ કાંઇ ભલામણ કરતો હશે. પરંતુ તે જ ક્ષણે મારી એ ધારણા મને ખોટી પડેલી દેખાઇ આવી. વકીલની એક વાત મેં સાંભળી લીધી અને તે એ હતી કે 'બહુ જ ચસ્કેલા મગજની અને ગાંડી છે.' એ શબ્દો સાંભળતાં જ મારૂં હૃદય કંપવા લાગ્યું. તેની એ વાત સાંભળીને તે બન્ને પુરૂષોએ કહ્યું કે;—"હા–એ ગાંડી તો છે જ એમાં કાંઇ શંકા નથી." એમ કહીને તે બન્નેએ હું ગાંડી છું, એમ એ કાગળોપર લખીને અને પોતાની સહી કરીને તે કાગળો વકીલ સાહેબને હવાલે કરી દીધા. આટલી વાર સુધી હું જેમને મુન્સાફ કરનાર સમજતી હતી, તે બન્ને મેજીસ્ટ્રેટ નહિ, પણ પ્રખ્યાત ડોકટરો હતા, અને તેમણે મારી ગાંડાઇને સાબીત કરીને પોતાનું સર્ટીફિકેટ અથવા અભિપ્રાયપત્ર લખી આપ્યું હતું. કહેવાનો સારાંશ એટલો જ કે, મારા જ વકીલે મારૂં સત્યાનાશ કરી નાંખ્યું." મનોરમાએ કહ્યું.

"ઠીક, ત્યારે એ વખતે તમને એક ગાંડી સ્ત્રી ઠરાવવામાં આવી. વારૂ પછી?" દેવેન્દ્રે પ્રશ્નની માળા આગળ ફેરવવા માંડી.

"એ પછી મને ડોકટરને ત્યાં કેદ કરવામાં આવી અને ઘણું કરીને તે જ ત્રીજા નંબરવાળી સ્ત્રી મારો પોશાક ધારણ કરી મારા જ નામથી પોતાને ઓળખાવીને આવી, મારાપર દયા દેખાડવા લાગી. તેણે ડોકટરને મારા ખર્ચ માટેના રૂપિયા આપવાનો વાયદો કર્યો. એને ડોકટરને કહ્યું કે, "આ બાઇને કાંઇ. પણ દુઃખ થવા દેવું નહિ." એમ કહીને જાણે તે મને જાણતી જ ન હોય અને મારી આવી દુર્દશાને દેખીને મારાપર દયા તથા ઉપકાર જ કરતી હોયતી,

એવો ભાવ તે દેખાડવા લાગી. તે વખતે તેને જોનારના મનમાં એવા જ ભાવો આવવા માંડ્યા હતા કે, એ કોઇ સ્વર્ગમાંથી ઉતરી આવેલી દેવી છે અને ગરીબ તથા દુઃખી જનોપર એ દયા જ કરતી ફરે છે. એના મર્મમય સમસ્ત શરીરમાં પાપનો અંશ માત્ર પણ કોઇના જોવામાં આવતો નહોતો. એ સ્ત્રીને જોઇને બધા હેબતાઇ ગયા અને તેના એ દંભને જોઇને બધા મને એમ જ કહેવા લાગ્યા કે;- "આ સ્ત્રી ગાંડી નથી, પણ દગાબાજ છે, અને બીજાનું નામ ધારણ કરીને પારકા માલને પોતાનો કરવાનો ફંદો જ એણે રચ્યો હતો, માટે એને આવી હાલતમાં રાખવી એ જ વધારે સારૂં છે." તેમની એ વાતોથી મને વિશ્વમાં અન્યાય દેખાવા લાગ્યો." મનોરમાએ નિઃશ્વાસ નાંખીને કહ્યું.

"તે વખતે તમે એની કાંઇ પણ સાબીતી આપી ન શક્યાં કે, તમારો સદાનો નિવાસ આનંદ કુટીરમાં જ હતો અને એ બધી માલ મિલ્કતનાં માલેક તમે જ છો ?" ડિટેક્ટિવે ખેંચીને સવાલ પૂછ્યો.

"સાબીતીઓ તો મારી પાસે ઘણીએ હતી અને હું તેમની એ વિષે દરેક રીતે ખાત્રી કરાવી શકું એમ હતું, પણ મારૂં તેમણે કાંઇ પણ સાંભળ્યું જ નહિ એટલે એનો શો ઉપાય થઇ શકે વારૂ ? મેં છેલ્લે એમ કહ્યું કે, અમારી હવેલીમાં એક ચોર કોટડી છે, તેને કોઇ પણ જાણતું નથી અને તે એટલે સુધી કે નંબર ત્રીજાવાળીને પણ એના માર્ગની જાણ નથી. માત્ર હું જ એ ઓરડીનો રસ્તો બતાવી શકું એમ છે. માટે આનંદ કુટીરની સ્વામિની હું જ છું.' મનોરમાએ નિરાશા બતાવીને કહ્યું.

"તોપણ તેમણે તમારી વાત ન માની અને તમને ગાંડી ગાંડી જ કહેતા ગયા કે ?" દેવેન્દ્રે ઉદ્ગારાત્મક પ્રશ્ન કર્યો.

"મારૂં કહ્યું પણ ન માન્યું, એથી હું બહુ જ વ્યાકુળ બની ગઇ અને મારૂં સર્વસ્વ લૂંટાઇ જવાથી મારી દશા ખરેખરી ગાંડી જેવી બની ગઇ. મારા પિતાએ પરસેવો ટપકાવીને પોતાના જીવન-કાળમાં કમાણી કરી જે કાંઇ એકઠું કર્યું હતું, તે બધું એક અજાણી રાંડ અન્યાયથી પોતાના હાથમાં કરી લે, એ મારાથી જોઇ શકાતું નહોતું અને ન જોઇ શકાય એ સ્વભાવિક જ હતું. હું જોકે બધી રીતે ગભરાઇ અને મૂંઝાઇ ગઈ હતી, પરંતુ બિલકુલ નિરાશ તો થઇ નહોતી જ. કોઇ ને કોઇ દિવસે પણ પાપનો એ ઘડો જરૂર ફુટવાનો જ, એવો મારા મનમાં દૃઢ વિશ્વાસ હતો. અત્યારે હવે સંયોગવશ ડોકટરના હાથમાંથી છૂટીને હું આપના શરણે આવી પડી છું. આપના નામનો જયનાદ ઘણા દિવસથી મારા સાંભળવામાં આવ્યા કરતો હતો અને ઘણા લોકોના મુખથી મેં આપની પ્રશંસા સાંભળી હતી. આખા બંગાળામાં આપના જેવો અને આપની બરાબરી કરી શકે એવો બીજો એક ડિટેક્ટિવ નથી એ પણ હું સારી રીતે જાણું છું. માટે મારો આ આફતમાંથી છૂટકારો કરીને મને મારી મીલકત અપાવવાની હામ ભીડે એવો બીજો આપના વિના કોઇ પણ પુરૂષ હું જોતી નથી." મનોરમાએ દેવેન્દ્રની સ્તુતિનાં સ્તોત્ર ગાયાં.

"ચિન્તા નહિ. તમારી વિપત્તિને ટાળવા માટે હું મારો જીવ જાય ત્યાંસુધી મારાથી બની શકતા બધા પ્રયત્નો કરીશ." દેવેન્દ્રે તે નિરાશ અને લૂંટાયલી અબળાને આશ્વાસન આપતાં કહ્યું.

"બાપુજી! આપનાં આ વચનોથી મારા મનમાં બહુ જ વિશ્વાસ બંધાય છે. જો ઈશ્વરની કૃપા થશે તો આપનો પરિશ્રમ અવશ્ય સફળ થવાનો જ. આપના આ આશ્વાસનથી મારા મનમાં આનંદનો જે ઉમળકો આવે છે, તેનું વર્ણન અત્યારે હું કરી શકતી નથી." મનોરમાએ ગદ્દગદિત સ્વરથી એ વાકયો ઉચ્ચાર્યાં.

"જો તમે ધારો તો કરી શકો એમ છે." દેવેન્દ્રે કહ્યું.

"આપ જ ત્યારે જણાવો કે, હું એ કેમ કરીને બતાવી શકું એમ છે?" આશ્ચર્યથી મનોરમાએ સવાલ કર્યો.

"એવી રીતે કે, હું જે કહું તેના સારા કે નઠારાપણાનો વિચાર કર્યા વિના જ તેને ખોટું માની લ્યો." દેવેન્દ્રે માર્મિકતાથી કહ્યું.

"બહુ સારૂં, આ પળે જ હું એમ કરવાની પ્રતિજ્ઞા લઉં છું. આપ જેમ કહેશો તેમ કરવાને હું હાથ જોડીને તૈયાર રહીશ." મનોરમા બોલી.

"વારૂ, મારે તમને હજી પણ બીજા કેટલાક સવાલો પૂછવાના છે. નંબર ત્રીજાની સ્ત્રીનો વિવાહ થયો છે કે નહિ?" દેવેન્દ્રે પૂછ્યું.

"ત્રણ વર્ષ પહેલાં તો એ કુમારિકા જ હતી. પણ અત્યારે તે એમની એમ જ છે કે ધણીવાળી થઇ છે, એ વાત મારા જાણવામાં નથી." મનોરમાએ સત્ય ઉત્તર આપ્યો.

"અને તમારી બ્હેન કુમુદિની?" દેવેન્દ્રે બીજો સવાલ પૂછ્યો.

"તેનો વિવાહ નથી થયો." મનોરમાએ જવાબ આપ્યો.

"તમારાં માબાપ સાથે તમારાં માસી અને માસાનો કોઇ વાર ટંટો બખેડો થયો હતો ખરો કે?" દેવેન્દ્રે સવાલોની સાંકળને આગળ લંબાવી.

"એ વૃત્તાંત પણ આપને હું સંક્ષેપમાં કહી સંભળાવીશ." ઉત્તર મળ્યો.

"હા–કહી જાઓ, કારણકે, એ બધી વાતો મારે અત્યારથી જ જાણી લેવી જોઇએ છે." દેવેન્દ્રે અનુમોદન આપ્યું. મનોરમાએ નીચે પ્રમાણેનો વૃત્તાંત કહેવા માંડયો:—

"મારા પિતા ધનવાન્ પુરૂષ હતા, અને કુમુદિનીનો પિતા અથવા મારો માસો બહુ જ નિર્ધન અને કંગાળ મનુષ્ય હતો. કુમુદિનીની માતા મારી માતાની જોડીયા બ્હેન હતી. જ્યાંસુધી મારી માતા જીવતી હતી, ત્યાંસુધી મારી માસી પણ આનંદ કુટીરમાં અમારે ત્યાં જ પોતાનો સમય વીતાડતી હતી. જે વેળાએ મારી માસી અમારા ઘરમાં વસતી હતી, તે વેળાએ મારી અને કુમુદિનીની અવસ્થા લગભગ આઠ આઠ નવ નવ વર્ષની જ હતી." મનોરમાએ કહ્યું.

"તે વેળાએ તમારા રંગ રૂપમાં કોઇ જાતનો તફાવત નહોતો કે ?" વચમાં જ દેવેન્દ્રે શંકા આવવાથી સવાલ કર્યો.

"જી, નહિ, અમારા રંગ રૂપમાં કોઇ પ્રકારની ભિન્નતા હતી નહિ. મારી માસી પોતે પણ અમને બરાબર ઓળખી શકતી નહોતી. એટલા માટે તે નિત્ય મારા કપાળમાં કંકુનો ચાંલ્લો કરી મૂકતી હતી. જે વેળાએ અમે બન્ને બ્હેનો એક જાતના પોશાકમાં સજ્જ થતી હતી, તે વેળાએ નોકર–ચાકર બિચારા બહુ જ ગભરાટમાં પડી જતા હતા." મનોરમાએ જવાબ આપ્યો.

"એક જ જાતના પોશાક પહેરવાની વધારે ઇચ્છા કોને થતી હતી ? તમને કે કુમુદિનીને ?" દેવેન્દ્રે એક ઉંડો સવાલ પૂછ્યો.

"કુમુદિનીના મનમાં એક સરખો પોશાક પ્હેરીને ફરવાની બહુ જ ઇચ્છા થયાં કરતી હતી. તે હંમેશ મારો જામો જ પહેર્યાં કરતી હતી, અને કોઇ કોઇ વાર મારા પોશાક જેવો પોતાનો પોશાક પણ તૈયાર કરાવતી હતી." મનોરમાએ સ્પષ્ટીકરણ કર્યું.

"તેને એમ કરવાનું કારણ શું હતું વારૂ ?" દેવેન્દ્રે પૂછ્યું.

"કુમુદિની બહુ જ વિનોદી સ્વભાવની બાળા હતી અને તે એ-ટલે સુધી કે વિનોદ કરવા વિના એક ક્ષણ માત્ર પણ તે રહી શકતી નહોતી. અર્થાત્ તે નોકર ચાકરો સાથે પણ ઠઠ્ઠા મશ્કરી કર્યા કરતી હતી, અને મારા જેવો પોશાક પ્હેરી નોકરોને ભૂલાવામાં નાંખીને હંમેશ તેમને બનાવતી હતી. તેમને મારા જેવા જ હુકમ ફરમા-વતી હતી અને નોકરોને પોતાનો હુકમ ઉઠાવતા જોઇને મનમાં આનંદ પામતી હતી."

"ઠીક, આ બાબતમાં પણ અવશ્ય કાંઇ પેચ હોય એમ જણાય છે. એનો કેટલોક ભેદ મારા સમજવામાં આવી ગયો છે. જે મરણ-શરણ થઇ છે, તે નંબર ત્રીજાવાળી અજ્ઞાત યુવતી જ છે, અને અત્યારે જે આપની માલ મિલ્કતનો ઉપભોગ કરતી બેઠેલી જોવામાં આવે છે, તે બીજી કોઇ નહિ પણ નંબર બીજાવાળી તમારી માસીની દીકરી બ્હેન જ છે." એમ કહીને ડિટેક્ટિવ દેવેન્દ્રવિજય કાંઇક વિચા-રમાં પડી ગયો.



## પ્રકરણ ૪ થું.

### કર્મકથાનક—શેષ ભાગ.

**મ**નોરમા આગળ કહેવા લાગી કેઃ—" માત્ર મારા પિતા જ અમને બરાબર ઓળખી શકતા હતા. તેઓ કહેતા હતા કે, અમો બન્નેની મુખમુદ્રામાં જે કેટલોક તફાવત રહેલો છે, તેને માત્ર તે જ જાણી શકે છે."

એમ કહીને મનોરમા કેટલીક વાર સુધી ચૂપ થઇને બેસી રહી અને જાણે કાંઇ મહાગંભીર વિચારમાં તે પડી ગઇ હોયની, એવો ભાસ થવા લાગ્યો. થોડી વાર થોભીને તે પાછી બોલવા લાગી કેઃ—" એક દિવસ મારા પિતાએ મને એકાંતમાં બોલાવીને ખાનગી રીતે કહ્યું કે—કુમુદિની જે આવો વિનોદ કરે છે, તે સારો નથી. આજ મેં એક એવી યુક્તિ શોધી કાઢી છે કે, જેથી આ બધો તને સોસવો પડતો ત્રાસ એકદમ ટળી જશે. તે એ યુક્તિ છે કે, આ વીંટી જ્યારે પણ તું નોકરોને કાંઇએ હુકમ કરે ત્યારે તેમને બતાવી દેવી. નોકરોને મેં એ વાતનો ઇશારો આપી મૂક્યો છે. એટલે તને ઓળખીને તરત તેઓ તારી આજ્ઞા માન્ય કરશે. આ વીંટી વિના જે કોઇ પણ તેમના પર હુકમ ચલાવશે, તેમનો હુકમ માનવાને તેઓ બંધાયલા નથી. તું આ વીંટીને તારા ડાબા હાથની આંગળીમાં હંમેશાં પહેરી રાખજે. એટલું કહીને મારા પિતાએ તે વીંટી મારી આંગળીએ ચઢાવી દીધી. એ સુવર્ણ મુદ્રિકામાં વેલ પાંદડાંની અદ્વિતીય કારીગીરી કરેલી હતી અને અમારો નોકર રામગુલામ જે ઠગાયો, તે માત્ર એ મુદ્રિકાને લીધે જ."

" તમારી આ વાતથી સાફ જણાઇ આવે છે કે, એ વીંટીને તમે ખોઇ બેઠાં છો." દેવેન્દ્રે ઉદ્ગાર કાઢ્યો.

" ખરી વાત છે. એ વીંટીને ખરેખર હું ખોઇ બેઠી છું."

" કેવી રીતે ખોઇ વારૂ ?" દેવેન્દ્રે સવાલ કર્યો.

" એ હું જાણુતી નથી કે, કેવી રીતે વીંટી ખોવાઇ ! મારા જાણુતાં તો એ ચોરાઇ નથી, એટલે કલ્પના કરી શકાય છે કે, વખતે ઉંઘમાં કોઇએ તે મારી આંગળીએથી કાઢી લીધી હશે." મનોરમાએ ઉત્તર આપ્યો.

" ઠીક–પણુ તે વીંટી કેવી હતી ?" દેવેન્દ્રે પૂછ્યું.

" તે વીંટી સોનાની હતી અને તેના ઉપર વેલબુટાનું નકસી કામ ઘણી જ સફાઇથી કરવામાં આવેલું હતું, વચ્ચે બે ત્રણુ હીરાની કણીઓ પણુ જડેલી હતી અને હીરાકણીની વચ્ચે એક પન્નો બેસાડેલો હતો. એ પન્નામાં 'ૐ' અક્ષર લખેલો હતો. જ્યારે મારા પિતાએ એ વીંટી મારી આંગળીએ પહેરાવી, ત્યારે તેમણે એમ કહ્યું હતું કે, આ વીંટીમાં એક એવો ગુણુ રહેલો છે કે, એ જેના હાથમાં હશે, તે મનુષ્ય અથવા સ્ત્રી ભારી સંપત્તિના અધિકારી થશે; તેમ જ જે કોઇ પણુ આ વીંટીને એક વાર પહેરીને પાછી કાઢી નાંખશે, તેની આપત્તિ અને વિપત્તિયોની સીમા રહેશે નહિ." મનોરમાએ એક દીર્ઘ નિઃશ્વાસ નાંખીને કહ્યું: " ખરેખર તમારી અત્યારની દુર્દશાને દેખીને તમારા પિતાની એ ભવિષ્યવાણી બરાબર ખરી પડેલી જોવામાં આવે છે." દેવેન્દ્રે પોતાનો મનોભાવ દર્શાવ્યો.

મનોરમા આગળ વધીને કહેવા લાગી કે–" મારા પિતા કેટલાંક વર્ષ પહેલાં દ્રાવિડ દેશમાં ગયા હતા અને ત્યાંના એક જ્યોતિષીએ એ મુદ્રિકા તેમને આપી હતી. એ મુદ્રિકાની વાત પિતાજીને અનેક વાર પૂછી હતી, પણ તેમણે એનો ભેદ મને જણાવ્યો નહોતો. એ વીંટી મારા હાથમાં આવ્યા પછી કુમુદિનીએ જાણી લીધું કે, અમારા બન્નેમાં કાંઇ ભેદ અવશ્ય આવી પડેલો છે અને એને લીધે જ નોકરો તેના હુકમને માન આપતા નથી. એ ભેદને જાણી લેવા માટે તેણે અનેક પ્રયત્નો કર્યા, પરંતુ કોઇ પણ રીતે એ ભેદ તેના જાણવામાં આવી શક્યો જ નહિ. મારી માતાના મરણ પછી મારા પિતા મને દિલ્હી લઇ ગયા અને તે સમયે પણ કુમુદિની પોતાની માતા સાથે આનંદ કુટીરમાં જ રહેતી હતી. પિતા સાથે દિલ્હીમાં લગભગ મેં બે વર્ષ જેટલો સમય વીતાડયો. હું જાણું છું કે, મારી ગેરહાજરીમાં વીંટીનો બધો ભેદ કુમુદિનીએ નોકરો પાસેથી કઢાવી લીધો હતો. ઘરમાં અંદરનો શો ઝઘડો થયો હતો એ હું જો કે બરાબર જાણતી નથી, પણ પરિણામ એ જોવામાં આવ્યું કે, દિલ્હીથી અમારા આવ્યા પછી એક વર્ષે મારા પિતાએ મારી માસીને બાળબચ્ચાં સહિત આનંદ કુટીરને છોડી જવા માટેની આજ્ઞા કરી દીધી. મારા પિતા ઘણા જ ગરમ મિજાજના માણસ હતા, એટલે એક વાર જે વાત તેમના મોઢામાંથી નીકળી, તેને ફેરવી શકવાની કોઇનામાં પણ શક્તિ હતી નહિ. જ્યારે મારાં માસા માસી અને કુમુદિની આનંદ કુટીરને છોડીને ચાલ્યાં ગયાં હતાં ત્યારે બ્હેનના સમાગમ વિના મને બહુ જ ઉદાસીનતા લાગવા માંડી. પરંતુ શું કરૂં? હું નિરૂપાય હતી. એ દિવસથી જ કુમુદિની અને મારા એકત્ર નિવાસનો અંત

આવી ગયો. એ બનાવ બન્યા પછી બે વર્ષે કુમુદિનીના પિતાનો દેહાન્ત થઇ ગયો અને મારા પિતાના મરણથી થોડાક દિવસ પહેલાં કુમુદિનીની માતા પણ સ્વર્ગવાસિની થઇ ગઇ હતી."

"પણ આમ જોતજોતાંમાં તમને તમારા મકાનમાંથી દૂર કરી દેવામાં આવ્યાં અને માલ મિલ્કત બીજાના હાથમાં ગઇ, એ બધું કેમ બન્યું? મિલ્કત પણ થોડી ઘણી નહિ કિન્તુ બે અઢી લાખની છે. એ મિલ્કતને આમ એકાએક તમે ખોઇ કેમ બેઠાં વારૂ?" દેવેન્દ્ર બાબુએ સવાલ કર્યો.

"શત્રુઓએ બહુ જ સરળતા અને સુગમતાથી મને મારા ગૃહથી અને ધનથી ખસેડીને દૂર કરી નાંખી, એ વૃત્તાંત તો વળી બહુ જ આશ્ચર્યકારક છે. બનાવ એવો બન્યો કે, શાહનગરમાંના અમારા એક સગાને ત્યાં વિવાહનો પ્રસંગ હતો અને મને આમંત્રણ હતું એટલે હું ત્યાં ગઇ હતી—"

"વારૂ, જરા થોભો અને એ વાતનો જવાબ આપો કે, એ વખતે તમારી બ્હેન કુમુદિની ત્યાં હતી ખરી કે નહિ?" દેવેન્દ્રે મનોરમાને વચ્ચે જ બોલતી અટકાવીને સવાલ કર્યો.

"તે સમયે તે ક્યાં હતી, એ વિશે હું કશું પણ જાણતી નથી. તેનું ઘર ચેતલા ગોપાલનગરમાં આવેલું છે. પરંતુ તેને આમંત્રણ આપવામાં આવ્યું હતું કે નહિ, એની મને ખબર નથી." મનોરમાએ જવાબ આપ્યો.

"જેને ઘેર તમે વિવાહમાં ગયાં હતાં, તેની અવસ્થા કેવી છે વારૂ?" દેવેન્દ્ર બાબુએ સવાલ કર્યો.

"તે એક બહુ જ મોટા માણસ છે. તેમને ત્યાં માત્ર હું જ એ-

ફલી ગઇ હતી એમ નહોતું. મારા જેવા બીજા પણ ઘણા મેહમાન આવ્યા હતા. જે દિવસે તેમને ત્યાં વરઘોડાની ધામધુમ થવાની હતી, તે દિવસે જ એક માણુસે આવીને એક ચીઠી મારા હાથમાં આપી. એ ચીઠીમાં એમ લખેલું હતું કે, તમારા પિતાનો એક જુનો નોકર બહુ જ બીમાર છે ને તેના બચવાનો ભરોંસો નથી. તે મરણુ પહેલાં એક વાર તમારાં દર્શન કરવાની ઇચ્છા ધરાવે છે.' એ ચીઠી વાંચીને વધારે વાર મારાથી ત્યાં રહી શકાયું નહિ. એટલે તે દિવસે જ તે ચીઠી લાવનાર માણુસ સાથે જ મારા પિતાના મરણુ પથારીએ પડેલા નોકરને જોવા માટે હું ચાલી નીકળી." મનોરમાએ ખુલાસો કર્યો.

"તે જ દિવસે તમે ત્યાંથી પાછાં ફરી ન શકયાં, ખરૂં ને?" દેવેન્દ્રે જરાક પેચવાળો સવાલ કર્યો.

"જી, ના. મેં ત્યાં જઇને જોયું તો તે નોકરની હાલત બહુ જ ખરાબ થઈ ગએલી મારા જોવામાં આવી; એટલે તેના આગ્રહને વશ થઇને તે રાત્રે હું ત્યાં જ રહી ગઇ અને બીજે દિવસે શાહનગરમાં પાછી આવી." મનોરમાએ કહ્યું.

"તમે એકલાં બેલતલામાં ગયાં હતાં કે?" દેવેન્દ્રે પૂછ્યું.

"જી, હા." મનોરમાએ જવાબ આપ્યો.

"અરે રે—બહુ જ ગજબ થઇ ગયો ને શું!" દેવેન્દ્રે ઉદ્દગાર કાઢયો.

"ખરૂં છે—બાબુજી! એ ગજબ થઇ જવાથી જ આજે હું આમ એક ભીખારણના અવતારમાં આવી પડી છું અને ઘર ઘર રખડતી ફરૂં છું. જે વેળાએ હું શાહનગરમાં પાછી આવી, તે

વેળાએ બપોરના ત્રણ વાગી ગયા હતા. આવતાં વેંત જ ઉતારા માટે જે ઓરડો મને આપવામાં આવ્યો હતો, તે ઓરડામાં જ કોઇને પૂછ્યા ગાછ્યા વિના સીધી સડક હું ચાલી ગઇ, કારણકે, પ્રથમ મારી દાસીને મળવાનો અને તેને કાંઇક કહેવાનો મારો વિચાર હતો." એટલું કહીને મનોરમાએ એક દીર્ઘ નિઃશ્વાસ નાખ્યો.

"પછી ત્યાં તમારી તે દાસીનો મેળાપ થયો કે નહિ?" દેવેન્દ્ર બાબુએ ઝડપથી સવાલ રજુ કર્યો.

"દાસીનો મેળાપ થવાને બદલે ત્યાં એક અજબ જાદૂગરી મારી દૃષ્ટિએ પડી. ત્યાં એક કોઇ મોટા માણસની છોકરી આવીને ઉતરેલી મારા જોવામાં આવી કે જે બાળાને જીંદગીમાં કોઇ વાર પણ મેં જોયેલી નહોતી. મારા મનમાં એવો વિચાર આવ્યો કે, ભૂલથી કદાચિત્ હું બીજા ઓરડામાં ચાલી આવી હઇશ અને એટલા માટે પૂછ્યા વગર ઓરડામાં પ્રવેશ કરવા માટે ક્ષમા માગીને હું તરત જ પાછી બહાર નીકળી આવી. પણ બહાર આવતાં જ મારો સંદેહ દૂર થઇ ગયો, કારણકે જે ઓરડામાં મારો ઉતારો હતો, તેના દરવાજાપર બહારના ભાગમાં શ્રી રાધા કૃષ્ણની એક છબી લટકાવેલી હતી. તે એ વખતે પણ લટકતી દેખાઇ. એ છબીને જોતાં જ હું ઠંડીગાર-બની ગઇ અને મનમાં વિચાર કરવા લાગી કે, મારી દાસી બધો સરસમાન લઇને ઘેર ચાલી ગયેલી હોવી જોઇયે. હું વરઘોડાવાળી રાતે પાછી ન આવી એટલે તેણે કદાચિત્ એમ ધાર્યું હશે કે, હું બેલતલાથી બહારો બહાર જ ખિદિરપુર તરફ ચાલી નીકળી હોઇશ, એ પછી જ્યારે હું ઘરના માલેકને મળી, તો તેમણે તો મને ઓળખી જ નહિ અને વધારામાં જણાવ્યું. કે,

'મનોરમા તો તે જ સાંજે બેલતલાથી પાછી આવી હતી અને પોતાને જરૂરનું કાંઇ કામ છે એમ કહી પાલખી મંગાવી પોતાનો સરસામાન ઉઠાવીને ખિદિરપુર તરફ રવાના પણ થઇ ગઇ હતી.' આ વાતે મને મૂર્છિત બનાવી દીધી." મનોરમાએ આશ્ચર્ય અને ભયના મિશ્રિત ભાવથી કહ્યું.

"એથી તમે તો બહુ જ ચક્કરમાં પડી ગયાં હશો, કેમ નહિ?" દેવેન્દ્ર બાબુએ પૂછ્યું.

"હું એવા ચક્કરમાં પડી ગઇ કે મારા મનમાં તે વખતે શું શું થઇ આવ્યું અને કેવો આઘાત થયો, એ મારાથી વર્ણવીને કહી શકાય તેમ નથી જ." મનોરમા બોલી.

"ત્યારપછી તમે શું કર્યું ?" દેવેન્દ્રે સવાલ કર્યો.

"હું ગુસ્સામાં ને ગુસ્સામાં એકદમ ખિદિરપુર જઇ પહોંચી."

"ત્યાં જઇને તમે એમ જ જોયું ને કે, કુમુદિની પોતે મનોરમા બની બેઠી હતી ?" અનુમાનથી દેવેન્દ્રે ભવિષ્યવાણી કહી.

"જી હા, બાબુ સાહેબ ! બરાબર એ પ્રમાણેનો જ બનાવ બનેલો ત્યાં મારા જોવામાં આવ્યો."

"વારુ. તમને આનંદ કુટીરમાં જવા દીધાં કે નહિ ? ત્યાં પ્રથમ તમારી કોની સાથે મુલાકાત થઇ, એ જણાવશો ?"

"પ્રથમ જ મને રામગુલામ મળ્યો. બાલ્યાવસ્થાથી જ તે કુમુદિનીને ધિક્કારની દૃષ્ટિથી જોતો હતો. એ સમયે મને તેણે કુમુદિની જ ધારી લીધી અને તેથી કુમુદિનીના નામથી જ બોલાવીને તેણે મને કહ્યું કે, 'તારી કાંઇ પણ વાત હું માનવાનો નથી, કારણકે, મારી સ્વામિનીની મને એવી આજ્ઞા છે.' એટલે હું તેને મારી કરાં-

ગુલિમાંની મુદ્રિકા દેખાડવા જતી હતી, પણુ મારૂં બધું ભાન જતું રહ્યું. આંગળી ખાલી હતી-કોણુ જાણે કોણે મારી વીંટી ચોરી લીધી હતી." મનોરમાએ ઉત્તર આપ્યો.

"એથી આગળ તો કોઇ વાર એ વીંટી ક્યાંય તમે રાખીને ભૂલી ગયાં નહોતાં ને?" દેવેન્દ્ર બાબુએ સવાલ કર્યો.

"નહિ." મનોરમાએ જવાબ આપ્યો.

"ત્યારે કુમુદિનીને તમે મળવા માટે બહાર બોલાવી કે?" દેવેન્દ્ર બાબુએ મૂછોપર હાથ ફેરવતાં પૂછ્યું.

"જી નહિ, પણુ હું પોતે જ તેને મળવા માટે અંદર મહેલ તરફ ચાલી, એટલામાં રામગુલામે આવીને મને અટકાવી દીધી અને કહ્યું કે, 'અંદર જવા દેવાનો મને હુકમ નથી.' એ વચન સાંભળીને લજ્જા અને ગ્લાનિથી હું બેભાન જેવી બની ગઇ અને તે વેળાએ મેં શું કર્યું અને શું ન કર્યું એનું અત્યારે મને જરા પણુ સ્મરણુ નથી."

"વારૂ, એ વખતે કુમુદિનીએ તમારી મુલાકાત લીધી હતી કે?"

"જી નહિ. મારી મુલાકાત લેવાની તેણે સાફ ના પાડી દીધી."

"ત્યારે પછી તમે શું કર્યું?"

"રામગુલામ સાથે કેટલીક કારણુ વિનાની તકરાર કરી." મનોરમાએ કોપનો ભાવ દર્શાવીને કહ્યું.

"તમે પોતે જ મનોરમા અને તેની સ્વામિની છો, એ વાત કોઇ પણુ રીતે તમે તેના ગળામાં ઉતારી ન શક્યાં કે?" દેવેન્દ્રે કહ્યું.

"ના, એ મારાથી બની ન શક્યું." મનોરમા બોલી.

"વારૂ. રામગુલામે શું કહ્યું અને શું કર્યું?"

" પ્રથમ તો મારી બધી વાતો તેણે એક ધ્યાનથી સાંભળી લીધી અને ત્યારપછી બહુ જ કોપાયમાન અને કઠિન થઇને તે કહેવા લાગ્યો કેઃ–' કુમુદિની ! તું ચાલાકી કરીને મારા હાથમાંથી છટકી જઈ શકવાની નથી. મેં મનોરમા બ્હેનના મોઢે સાંભળેલું છે કે તું પોતાને મનોરમાના નામથી ઓળખાવીને લોકોને ચાલાકીથી ઠગતી ફરે છે. એ તારી ચાલાકી અહીં ચાલે તેમ નથી. જા, પોતાનો રસ્તો લે, કારણકે તને અંદર પ્રવેશ કરવા દેવાની મને આજ્ઞા નથી.' તેનાં આવાં વચનો સાંભળીને હું બહુ જ વ્યાકુળ થઇ ગઇ અને ગાંડી બની ગઇ. શું કરૂં ? લાચાર ! નંબર ત્રીજાવાળી કે પછી નંબર બીજાવાળી કુમુદિનીને કુલ રાજપાટ અને સિંહાસન સોંપી દઇને હું વીલે મોઢે પાછી ચાલી આવી." મનોરમાએ બધી બીના જણાવી.

" આ બનાવ બનવાથી કેટલા દિવસ પહેલાં નંબર ત્રીજાવાળી યુવતીને તમે ભૂકૈલાસમાં જોઇ'તી?" દેવેન્દ્રે પૂછ્યું.

" કેટલાક મહિના પહેલાં." મનોરમાએ કહ્યું.

" શું તે તમારી જોડે તમારી બ્હેન કુમુદિની બનીને મળી હતી કે?'

" જી હા. "

" તે તમારી બ્હેન છે કે નહિ, એ વાતની તપાસ માટે જ તમે રામગુલામને કુમુદિનીને ઘેર મોકલ્યો હતો ને ?"

" જી હા, એટલા માટે જ. "

" તેણે પાછો ફરવા પછી આવીને શું એમ કહ્યું કે, કુમુદિની ઘરમાં છે ? તે પોતાની આંખે કુમુદિનીને જોઇ આવ્યો હતો કે ?" દેવેન્દ્રે પૂછ્યું.

" જી હા, સરકાર !" મનોરમાએ કહ્યું.

" રામગુલામ માટે તમારા મનમાં કોઇ વાર કોઇ પણ પ્રકારનો સંદેહ આવ્યો હતો કે ?"

" નહિ, કદાપિ નહિ. "

" જયારે રામગુલામ પાછો આવ્યો અને તમને કુમુદિની વિષેની ખરેખરી ખબર આપી, તેમ જ તમે ત્રીજા નંબરવાળીના કપટ જાળને સારી રીતે ઓળખી ગયાં હતાં, ત્યારે એ પછી તમે શું કર્યું?"

" નંબર ત્રીજાવાળી યુવતીને બોલાવીને મેં તેના મોઢાપર જ કહી દીધું કે તું કપટ કરવાને જ આવી છું, પણ તે બહુ જ ચાલાક હોવાથી મારા શબ્દોનું તેના મુખમંડળમાં કાંઇ પણ પરિણામ થયું જ નહિ. મેં ઘણી ઓછી વધતી વાતો તેને સંભળાવી, પણ કશો પણ જવાબ આપવાને બદલે હસવામાં જ તેણે એ બધું ઉડાવી દીધું. મેં રામગુલામને બોલાવીને તેના આગળ પણ એનું કપટ કર્મ ઉઘાડું પાડયું, પરંતુ નંબર ત્રીજાવાળીએ તેને જોઇને પણ હસવા વિના બીજું કાંઇ કર્યું નહિ. "

" એ હસવામાં જ તેનો જવાબ સમાયલો હતો !"

" માત્ર હસવામાં જ ?" મનોરમાએ આશ્ચર્યથી પુછયું.

" જી હા. એ હસવું જ અત્યારે આટલા બધા અનર્થનું કારણ થઇ પડયું છે. ખરેખર એ હાસ્ય મહા ભયંકર હતું. " દેવેન્દ્ર બાબુએ કહ્યું.

" ખરેખર એ હસવું ભયંકર જ હતું ! " મનોરમાએ અનુમોદન દીધું.

" વારૂ, પછી શું થયું ? તેણે વાતથી તો કાંઇ જવાબ ન

જ વાળ્યો કે ?" દેવેન્દ્રે પુનઃ પ્રશ્ન પૂછ્યો.

"જી ના. જવાબ તો આપ્યો. તેણે કહ્યું કે;—'બ્હેન ! આજે તમે મને આવી વાત કહો છો કે ? વારૂ, કહી દ્યો. રામગુલામની વાત સાંભળીને મને કપટી અને કુટીલા બનાવો છો, એ ઠીક જ છે. જ્યારે દિવસ વાંકા હોય છે, ત્યારે એમ જ ઉંધું થાય છે. તમે આજે રાજરાણી છો અને બુરા વખતને લીધે હું એક ભીખારણ છું, એટલે પછી આપણો પૂર્વનો પરસ્પર એકતા-ભાવ કેમ ટકી શકે વારૂ ? બાલ્યાવસ્થાની દયા અને માયાના મદથી તમે ભૂલી જાઓ, એમાં આશ્ચર્ય જેવું કાંઇ પણ નથી. પરંતુ મારા મનમાં તો અવશ્ય એનું દુઃખ લાગે જ છે કે, આજ દિવસ સુધી તમને આ સંસારમાં હું પોતાનાં ધારીને સુખની જે આશાઓ રાખતી હતી, તે સર્વ આશાઓને આજે મારે હૃદયથી દૂર કરી દેવી પડે છે.' ઇત્યાદિ." મનોરમાએ વૃત્તાંત કહી સંભળાવ્યો.

"પરંતુ તમારાં ત્રણેનાં રંગરૂપ એક સરખાં હોવાં, એ પણ કાંઇ જેવા તેવા આશ્ચર્યની વાત નથી ! વારૂ, પછીની વાત સાંભળીને રામગુલામે શું કહ્યું ?"

"તે તો આ વાત સાંભળીને બહુ જ બગડી ગયો અને જ્યાં સુધી તે કપટકળાનિપુણ સ્ત્રી ઊભી હતી, ત્યાંસુધી મારે બહુ બળથી તેને દાબી રાખવો પડયો હતો. તેના ચાલ્યા જવા પછી તે મને કહેવા લાગ્યો કે,—'તમે જો મને દાબી ન રાખ્યો હોત, તો એ ઠગારીને આટા દાળનો ભાવ હું બરાબર સમજાવી દેત અને ફાંસીએ જાત તો પરવા નહિ, પણ એને તો અહીં જ ઠાર કરી નાંખી હોત !!' જ્યારે મેં તેને એમ પૂછ્યું કે, 'તું આટલો

બધો શા કારણથી તપી જાય છે ?' ત્યારે તેણે જણાવ્યું કે;–' તમે હજી એ નથી જાણતાં કે, એ ઠગારી કુમુદિની સાથે મળીને આપના ધનમાલને છીનવી લેવા માગે છે.' હું કાંઇ પણ બોલી નહિ." મનોરમાએ કહ્યું.

" ખરેખર રામગુલામ બહુ જ હુશિયાર હોવો જોઇએ ! વારૂ પછી ? "

" ત્યારપછી રામગુલામને મેં તેની વાતને વિસારી દેવાનું કહ્યું."

" જેના ઘરમાં આ બધો બનાવ બન્યો હતો, તેમાંના કોઇને એ બધી વાતો તમે કહી સંભળાવી હતી કે ?" દેવેન્દ્રે પૂછ્યું.

" જી નહિ. એ વિષે મેં કોઇને કાંઇ પણ કહ્યું નહોતું."

" બહુ સારૂં. ત્યારે તમારાપર અત્યારે જે વ્યક્તિ ચક્ર ચલાવી રહેલી છે, તેની જ આ બધી ભૂમિકા છે. તેના જાળનો સર્વત્ર વિસ્તાર થઇ ગયો છે. તમારી બે શત્રુઓમાંની એક તો મિરગીના રોગથી મરી ગઇ છે, અને મારી ધારણા એવી છે કે, તમારી બ્હેન કુમુદિનીએ–એ બન્ને રાક્ષસીઓએ મળીને જ તમારી સમ્પત્તિ લૂંટી લેવાની સલાહ કરેલી હોવી જોઇએ. એ બેમાંની એક વિશેષ સાહસી, ચતુર અને ચાલાક છે અને તેથી હું ધારૂં છું કે, એણે જ પોતે માલ મિલ્કતની એકલી અને નિષ્કંટક સ્વામિની બની બેસવાના હેતુથી બીજી બાળાને મારી નાંખી છે. જ્યારે એણે જાણ્યું કે રામગુલામ પણ તેની કપટવિદ્યાને જાણી ગયો છે, ત્યારે તેણે તેને પણ રામશરણ કરી નાંખ્યો. એ જ નિશ્ચિત." દેવેન્દ્ર બાબુએ બધી વાત સાંભળી લઇને પોતાનો કેટલોક અભિપ્રાય દર્શાવ્યો.

" બાબુજી ! મને પણ એમ જ લાગે છે." મનોરમાએ કહ્યું.

"પાપ પાપની પાછળ દોડે છે અને એક પાપ કરીને તેને છુપાવવા માટે મનુષ્યને તેના કરતાં પણ અધિક પાપ કરવાની ઇચ્છા થાય છે. એવા માનવીનું પાપ વયની સાથે સાથે જ વૃદ્ધિંગત થતું જાય છે. હું સમજી ગયો છું કે, જેણે રામગુલામનો ઘાત કર્યો છે, તેણે જ જેનું નામ કુમુદિની જાહેર કરવામાં આવ્યું છે, તેને પણ મારી નાખેલી છે. મેં એવા અનેક બનાવો જોએલા છે અને અનેક ખૂનખરાબીના મામલાઓ હાથમાં લઇને ખરા અપરાધીઓને અંતે પકડી પાડયા છે; પરંતુ તમારા મુકર્દમા જેવો પેચદાર મુકુર્દમો હજી સુધી એક પણ મારા હાથમાં આવેલો હોય, એમ મને યાદ નથી." દેવેન્દ્ર બાબુએ કહ્યું.

"જી, આ મુકર્દમો પેચીલો છે, એમાં તો જરા પણ શક નથી." મનોરમાએ પણ તેના મતને પુષ્ટિ આપી.

"પણ હવે એ પેચીલા મુકર્દમાને સીધો બનાવીને તમારી મિલ્કત તમને મારે પાછી તો અપાવવી જ પડશે."

"ઇશ્વર આપનું કલ્યાણ કરો ! હુ પણ એ આશાથી જ આપની પાસે આવેલી છું." મનોરમાએ આશીર્વાદ આપ્યો.

"ચિંતા નહિ; આ કાર્યમાં મારાથી બનતી મહેનત કરીને હું દૂધનું દૂધ અને પાણીનું પાણી જુદું કરીને બતાવી દઇશ. મારૂં નામ દેવેન્દ્રવિજય મિત્ર છે. મારો પરિશ્રમ કદાપિ નિષ્ફળ જવાનો નહિ જ."

"આપના આશ્વાસનથી મારા મનમાં બહુ જ આશા ઉત્પન્ન થાય છે."

"પરંતુ આપને એક બાબતનું હંમેશાં ધ્યાન રાખવું પડશે."

"કઇ બાબતનું વારૂ ?"

"આ વખત એવો ચાલે છે કે, કલાકે ને પગલે તમારાપર આફતનું વાદળ ઝઝુમી રહ્યું છે!" દેવેન્દ્ર બોલ્યો.

"મારાપર જે આફત આવવાની હતી, તે તો આવી ચૂકી છે. હવે બાકી શું રહ્યું છે જે ?" મનોરમાએ કષ્ટપૂર્વક એ વાક્ય ઉચ્ચાર્યું.

"જુઓ, તમે ડોકટરને ત્યાંથી નાસી આવ્યાં છો, એ વાત અત્યારે તો સર્વ સ્થળે જાહેર થઇ ગઇ હશે જ અને તમારા શત્રુઓ તમને સર્વત્ર શોધવા પણ નીકળી ચૂકયા હશે. એટલે હવે જો તમે તેમના હાથમાં પકડાયાં, તો જાણો છો, શું પરિણામ આવશે તે ?" દેવેન્દ્રે દીર્ઘ દૃષ્ટિથી કહ્યું.

"નહિ, બાબુજી ! હું સમજી શકતી નથી."

"હું એ વાતને સારી રીતે જાણું છું. હવે પાછાં જો કોઇ પણ રીતે તમે તેમના ફંદામાં ફસાયાં તો, ફરીથી તમારા છૂટકાની આશા જ નથી. તે પાપીઓ તમને જીવથી મારી જ નાંખવાના. તમે પોતાના બચાવ માટે કોઇ પણ ઉપાય શોધી રાખ્યો છે કે નહિ ?" દેવેન્દ્રે અનિવાર્ય ભયનું દર્શન કરાવ્યું.

"બાબુજી ! મારી પાસે કોઇ ઉપાય છે પણ નહિ અને તેથી એવો કોઇ ઉપાય મેં શોધ્યો પણ નથી. મારા મનની એ જ ઇચ્છા છે કે, આવી રીતે હું બહારની બહાર જ રહ્યા કરીશ." મનોરમાએ કહ્યું.

"નહિ, નહિ, એમ કરવાથી લાભ થવાનો નથી. તમારી અવસ્થા એવી રીતે બહાર અને બહાર જ ભટકવાની નથી. એમ

કરવાથી તમે ક્યાંક અણુધારી આપત્તિના ખાડામાં ગબડી પડશો અને એ વિપત્તિ બહુ જ ભયાનક થઇ પડશે, એવી મારી કલ્પના છે. એ વિપત્તિ કાં તો તમને ડોક્ટરને ત્યાંના કેદખાનામાં પુરાવશે અને કાં તો યમરાજના હાથમાં સોંપી દેશે. ” દેવેન્દ્ર બાબુએ જે ખરી વાત હતી તે જણાવી દીધી.

“ ત્યારે તો બાબુજી ! ડોક્ટરના કેદખાનામાં જવા કરતાં યમાલયમાં જવું, એ વધારે સારૂં છે ! ” મનોરમાએ નિર્દોષતાથી ઉદ્‌ગાર કાઢ્યો.

“ સાંભળો, હવે તમારે કોઇના હાથમાં જઇ ફસાવું પડશે નહિ. તમારા બચાવનો માત્ર એક જ ઉપાય છે. તમે હમણાં જ મારી જોડે બોલી કરેલી છે કે, ‘ હું સદા સર્વદા તમારી આજ્ઞા પ્રમાણે વર્ત્તીશ ’ એટલે મારી એવી આજ્ઞા છે કે મને પૂછ્યા વગર કોઇ કાળે પણ આ ઘરમાંથી તમારે બહાર નીકળવું નહિ.” દેવેન્દ્રે આજ્ઞા કરી.

“ આ તો બહુ જ આનંદદાયિની આજ્ઞા છે. હું આપને પૂછ્યા વિના ક્યાંય પણ જઇશ નહિ. ” મનોરમાએ આજ્ઞાને શિરસાવંદ્ય કરી.

“ અહીં મારી સ્ત્રીની પાસે જ રહેજો. એ તમને બહુ જ સારી સંભાળથી રાખશે અને પોતાની બ્હેન પ્રમાણે તમારાપર સ્નેહ કરશે. તમે પોતાની સાથે કાંઇ સામાન લાવ્યાં છો કે ? ”

“ જી, એક પહેરવાનાં કપડાંની ગાંસડી છે.”

“ ક્યાં છે ? ” ગાંસડી ન જોવાથી દેવેન્દ્રે સવાલ કર્યો.

“ જગુબાબુની બજારમાં એક દુકાને રાખી આવી છું. હું એ ત્રણ દિવસની ભૂખી હતી અને મારૂં ઓળખીતું અહીં કોઇ પણ

હતું નહિ, એટલે એ દુકાને જ જઇ ખાઇ પીને ગાંસડી પણ હું ત્યાં જ રાખતી આવી છું.” મનોરમાએ કારણ કહી બતાવ્યું.

“એ ગાંસડીમાં કોઇ વધારે કીંમતની ચીજ છે કે ?” બાણુએ જરાક શંકાથી આંખ ફેરવીને પૂછ્યું.

“જી નહિ. વધારે કીંમતની તો તેમાં એકે વસ્તુ નથી.”

“ત્યારે હવે એ ગાંસડી લેવા જવાની કશી પણ અગત્ય નથી. તમે અહિં જ રહો. બધી વસ્તુઓ તમને અહિં મળી રહેશે. જ્યાંસુધી તમે પોતાની મીલ્કત પાછી ન મેળવી શકો ત્યાંસુધી તમને જે જોઇએ તે મારા ઘરમાંથી લીધા કરજો. અત્યારે એ ગાંસડી ન લાવવામાં જ વધારે લાભ છે. તમારા શત્રુઓ તમને શોધીને પકડી પાડવા માટે અવશ્ય ચારે તરફ ફરતા જ હશે અને તેમાંના કોઇએ જરૂર એ ગાંસડીનો પત્તો પણ મેળવ્યો જ હશે. કોઇ દૂત તે દુકાનની આસપાસ એવી ધારણાથી ભટક્યા કરતો હશે કે તમે ગાંસડી લેવાને આવો કે તરત પકડાઇ જાઓ. એટલા માટે ત્યાં બીલકુલ જવું જ નહિ, એ સહુથી સારૂં અને લાભકારક છે. હાં, એક વાત મને જણાવો કે, પેલા ‘ ૧૭ ક ’ નિશાનીવાળા બંડલમાં શાં કાગળ પત્રો છે, એ વિષે તમે કાંઇ પણ ખાત્રીપૂર્વક જાણો છો ?”

“જી નહિ. એ વિષે ખાત્રીપૂર્વક હું કાંઇ પણ જાણતી નથી.”

દેવેન્દ્રવિજયે પોતાની પત્નીને બોલાવી. રેવતી સામી આવીને ઊભી રહી એટલે દેવેન્દ્ર તેને ઉદ્દેશીને ગંભીરતાથી કહેવા લાગ્યો કે;– “આ બાઇને તું પોતાની બ્હેન પ્રમાણે માનીને આપણા ઘરમાં રાખજે અને એમને કોઇ પણ પ્રકારની અગવડ ન થવા પડે, એવું બરાબર ધ્યાન રાખતી રહેજે, સમજી કે ?”

"હું તો એમને બ્હેન પ્રમાણે માનીને રાખીશ, પણ આપ શું માનીને રાખશો વારૂ ?" વિનોદી સ્વભાવની રેવતીએ સામો હસીને પ્રશ્ન કર્યો.

"તને તો દરેક વખતે બસ મશ્કરી કરવાનું સૂજ્યાં કરે છે. જેમ જેમ તું અવસ્થામાં આગળ વધતી જાય છે, તેમ તેમ જાણે બાળક જ બનતી જાય છે. વારૂ, મારી આજ્ઞા છે કે, આ બાઇને મારી બ્હેન માનીને એમની તારે યોગ્ય સેવા સુશ્રુષા કરવી. હવે તો બસ ?" દેવેન્દ્રે પણ હસીને જ જવાબ આપ્યો.

"બહુ સારૂ, હુજૂર, સરકાર, શ્રી ડિટેક્ટિવ મહારાજ! બહુ સારૂં:–" રેવતી વધારે બોલવા જતી હતી, તેને વચ્ચે જ બોલતી બંધ કરી દઇને દેવેન્દ્ર બાબુએ કહ્યું કે;—"વારૂ, હવે વિનોદની પૂર્ણાહુતિ કરી નાંખો. આ વિનોદ કરવાનો સમય નથી. શચીન્દ્ર ક્યાં છે ?"

"આપનો શચીન્દ્ર તો હમણાં જ બહાર ઊભો ઊભો કાન લગાવીને આપ ભાઇ બ્હેનની વાતો સાંભળ્યા કરતો હતો. જ્યારે તમે મને બોલાવી અને હું અહીં આવી, ત્યારે જ તે બહાર ગયો." રેવતીએ વિનોદમાં જ જવાબ આપ્યો.

---

## પ્રકરણ ૫ મું.

---

### પરામર્શ.

**શચીન્દ્ર** દેવેન્દ્રવિજયની ભગિનીનો પુત્ર–એટલે કે ભાણેજ થતો હતો. તે દેવેન્દ્રવિજયનો સહચારી હતો અને તેની અવસ્થા લગભગ ઓગણીસથી વીસ વર્ષની હતી. બહાર આવીને દેવેન્દ્રે શચીન્દ્રને બોલાવ્યો અને તે આવ્યો એટલે તેને પૂછ્યું કે;—"શચી-

ન્દ્ર ! તેં બધી વાતો તો સાંભળી લીધી, પણ આ મામલો કેવો છે, તે કાંઇ સમજ્યો કે ?"

"જી હાં, ઘણીખરી બીના તો મારા સમજવામાં આવી ગઇ છે." શચીન્દ્રે મુખમંડળમાં હર્ષની છટા બતાવીને કહ્યું.

"શું સમજવામાં આવ્યું છે તે કહે જોઇએ ?" દેવેન્દ્રે પૂછ્યું.

"એ જ કે, આ મામલો ઘણો જ પેચદાર છે." શચીન્દ્રે કહ્યું.

"એ તો છે જ. પણ તું મનોરમાને ગાંડી સમજે છે કે નહિ ?"

"જો આપણે ગાંડા હોઇએ, તો જ મનોરમા પણ ગાંડી હોઇ શકે, એમ મારૂં માનવું છે." શચીન્દ્રે પોતાનો અભિપ્રાય દર્શાવ્યો.

"વારૂ, ખિદિરપુરમાં આનંદ કુટિરની સ્વામિની કોણ બની બેઠેલી હોવી જોઇએ, મનોરમાની બ્હેન કુમુદિની કે નંબર ત્રીજાવાળી યુવતી ?" દેવેન્દ્ર બાબુએ ત્રીજો સવાલ પૂછ્યો.

"એ જાણવું જ મહા મુશ્કેલ છે." શચીન્દ્રે કહ્યું.

"મુશ્કેલ તો છે જ, પણ તને મારે એક વાત પૂછવાની છે." દેવેન્દ્રબાબુ જરાક વિચાર કરીને બોલ્યા.

"બેશક પૂછો." શચીન્દ્રે અનુમતિ દર્શાવી.

"ત્રણમાંથી મરી ગઇ તે કોણ ? કુમુદિની કે નંબર ત્રીજાવાળી અબળા ?"

"એનો જવાબ પણ સહજમાં આપી શકાય તેમ નથી જ."

"વારૂ, ત્યારે ઝેરના બનાવ વિષે તારી શી કલ્પના છે ?" દેવેન્દ્ર બાબુએ નવો જ સવાલ ઉપજાવ્યો.

"મનોરમાનું કથન સત્ય છે." શચીન્દ્રે ઉત્તર આપ્યો.

"મારો પણ એ જ નિશ્ચય થએલો છે. એ વિષયમાં મારો

ને તારો એક જ અભિપ્રાય થયો છે. પરંતુ રામગુલામ અને એ સ્ત્રીને કયા ડોક્ટરે દવા આપી હતી, એની હવે આપણે તપાસ કરવી જોઇએ. ” દેવેન્દ્રે કાર્યના આરંભનો ક્રમ બતાવ્યો.

“ જી, એ પણ ઠીક છે. શચીન્દ્રે સહાનુભૂતિ આપી.

“ વારૂ, ત્યારે એ કાર્યનો ભાર હવે તારા શિરપર છે. પ્રયત્ન કરીને ગમે ત્યાંથી એની શોધ કરી લાવ. આવતી કાલે સાંજે મને આનંદ કુટીરમાં મળજે. ” દેવેન્દ્રે હુકમ ફરમાવ્યો.

“ બહુ સારૂં, આપણી ત્યાં જ મુલાકાત થશે.” શચીન્દ્રે કહ્યું.

શચીન્દ્ર એટલું કહીને અંદર ચાલ્યો ગયો અને થોડી વારમાં જ એક મલીનવસ્ત્રધારી પશ્ચિમદેશવાસી બની બહાર આવ્યો. પોતાના મનમાં જ પોતાનું નામ બુલાખીલાલ રાખીને તે ત્યાંથી ઉતાવળે પગલે ચાલ્યો ગયો. દેવેન્દ્ર બાબુ પણ વેશ બદલીને પોતાના કામપર રવાના થઇ ગયા.

---

## પ્રકરણ ૬ ઠું.

---

### વકીલ તુલસીદાસ.

**વકીલ** તુલસીદાસ બસૂનું મકાન ભવાનીપુર કેસરીપાડામાં આવેલું હતું. અત્યારે વકીલ સાહેબ પોતાના મકાનમાં એકલા જ બેઠેલા હતા. એટલામાં સામેથી એક બુઢ્ઢો ખેડુત આવીને કહેવા લાગ્યો કેઃ—“ આપનું નામ જ વકીલ બાબુ તુલસીદાસ છે કે?”

“ જી હા, હું જ વકીલ છું અને મારૂં નામ જ તુલસીદાસ બસૂ છે. ” વકીલ સાહેબે જવાબમાં જણાવ્યું.

" બહુ સારૂં બાપુજી ! હું ઘણી સારી ઘડીયે ઘેરથી નીકળ્યો હોઇશ કે, તરત જ આપની મુલાકાત થઇ ગઇ. હું એક બહુ જ અગત્યના કાર્ય માટે આપની સેવામાં આવીને હાજર થયો છું. આપને જોતાં જ આપના માટે પણ મારા મનમાં ભક્તિ અને શ્રદ્ધાનો ઉદ્ભવ થયો છે. મેં મારા એક મિત્રના મુખથી આપની બહુ જ પ્રશંસા થતી સાંભળેલી છે." તે ખેડુતે વિનયપૂર્વક ખુશામત કરીને કહ્યું.

" વારૂ–પણ તમારૂં નામ શું ?" વકીલે સવાલ કર્યો.

" મારૂં નામ ગાંડારામ છે અને જ્યારે મારૂં નામ ગાંડારામ હોય, ત્યારે મારા બાપનું નામ બાંડારામ હોવું સર્વથા સ્વાભાવિક જ છે. મારા દાદાનું નામ માંડારામ હતું અને એથી આપે સમજી લેવાનું છે કે,———"

જંગલી ખેડુતને વચમાંથી જ અટકાવી દઇને વકીલ સાહેબ કહેવા લાગ્યા કે;—"બસ ! ભાઇ ! બસ ! માફ કરો. તમારી વંશાવળી સાંભળવાની મને અગત્ય નથી."

" શું કહ્યું ? અગત્ય નથી ? વારૂ અગત્ય નથી તો કાંઇ નહિ. ગાંડાઓના દવા દારૂનો બંદોબસ્ત તો જેમ સંભળાય છે તેમ આપ જ કરો છોને ? કોણ જાણે એક વૈદ્યરાજ આપના હાથમાં છે અને સાંભળવા પ્રમાણે તે ગાંડાઓના રોગોના ગુરૂ મહારાજ છે–ઉસ્તાદ છે. ઘણાક ગાંડાઓને તેમને ત્યાં મોકલીને આપે રોગમુક્ત કરાવ્યા છે, ખરૂંને ? ધન્ય મહારાજ ! ધન્ય બાપુજી ! આપને !! આપની જીવતી જવાની સલામત રહે અને ભગવાન્ આપની દિનદિન ચડતી કળા કરે !" ખેડુતે પોતાનો લવારો આગળ ચલાવીને કહ્યું.

ખેડુતની એ વાતો સાંભળીને વકીલ સાહેબ કોણ જાણે શાથી એકાએક ચમકી ઉઠયા અને કર્કશ સ્વરથી કહેવા લાગ્યા કેઃ—"વારૂ, પણ એથી તારૂં શું નુકસાન થાય છે ?"

"બાબુજી! શું નુકસાનની વાત આપ જાણતા જ નથી કે ? આમાં મારો પોતાનો એક મતલબ સમાયલો છે. મારી એક દીકરી છે અને તે મહા ગાંડી,—એકદમ ગાંડી–બિલ્કુલ ગાંડી છે. મારા મિત્ર જીવન બાવાએ મને કહ્યું છે કે આપ બહુ જ..........."

"અરે પણ તું રહેછે ક્યાં ?" તુલસીદાસે ખેડુતની વાતને વચમાંથી જ કાપી નાંખીને સવાલ કર્યો.

"બાબુજી ! હું વધારે દૂર નથી રહેતો. મટિયા બુરૂજમાં જ મારો નિવાસ છે. જીવન બાવા કહેતા હતા કે, કોઇ ગાંડી છોકરી આવીને આનંદ કુટીરને પોતાની મિલ્કત કહીને ચારે તરફ રોતી ફરતી હતી, અને તેને આપે દયા કરીને પોતાના ઉસ્તાદ વૈદ્યરાજને ત્યાં મોકલી દીધી હતી. એટલા માટે બાબુજી ! મારી પ્રાર્થના પણ માનો અને મારા માટે પણ ધર્મરાજ બની જાઓ. ગૌરક્ષા અને સ્ત્રીરક્ષામાં મહાપુણ્ય સમાયેલું છે. આપ મારી પુત્રીને પણ........"

"બસ ચુપ કર. અહીંથી ચાલ્યો જા. મારાથી કાંઇ પણ બની શકશે નહિ."

"કાંઇ પણ બની નહિ શકે ? બાબુજી ! આપ આ શું બોલો છો ? આપથી બની નહિ શકે કે જાણી જોઇને મારૂં કામ કરવાની આપની ઇચ્છા જ નથી ? શું આપનાથી એ ભલાઇ નહિ જ કરી શકાય કે ?" ખેડુત કટાક્ષ અને નમ્રતાના મિશ્રિત ભાવથી બોલ્યો.

"એ કાંઈ મારૂં કામ નથી." વકીલ સાહેબ તુંડાઇથી બોલ્યા.

" એમ કેમ વારૂ ? મેં જીવન બાવાના મુખથી સાંભળ્યું છે કે, એ કામ આપનું જ છે, માટે આપની દયા અવશ્ય થવી જ જોઇએ."

" એ તારો જીવન બાવો સરાસર જૂઠું બોલે છે. જો તને એટલી બધી અગત્ય હોય તો તું ડાકટરને બોલાવી શકે એમ છે. ડાકટર તારી ગાંડી દીકરીના દવાદારૂનો બંદોબસ્ત કરી આપશે. હું તો વકીલ છું. એટલે એ બાબતમાં હું કશું પણ જાણતો નથી." વકીલે વળી પાછો વાતને ટાળવાનો પ્રયત્ન કરીને કહ્યું.

" ત્યારે શું જીવન બાવો જૂઠાબોલો માણસ છે કે શું? ત્યારે તો એ બુઢા બહુ જ જૂઠો નીકળ્યોને શું ?" ખેડુતે ઉદ્ગાર કાઢ્યો.

" બેશક." વકીલે ટાપસી પૂરી.

" ત્યારે વકીલ બાબુ ! આપ એ છોકરીને.........."

" હું કોઇની દીકરીને ડોકટરને ત્યાં શા માટે મોકલું વારૂ ? એવી બીમારીઓના હાલ તો ડોકટર લોકો જ જાણતા હોય છે. જે છોકરીને મેં ડોકટરને ત્યાં મોકલી એમ તું કહે છે, એ ખોટું છે, કારણકે એ છોકરી ગાંડી છે કે નહિ, એટલી માત્ર મેં તો સાક્ષી જ આપી હતી."

"ઠીક ઠીક ! તે ગાંડી છે કે નહિ, એનો જ આપે તો વિચાર કર્યો હતો—હવે સમજાયું. હું—પણ બાબુજી ! શું તે ખરેખર ગાંડી જ હતી કે ?" ખેડુતે સવાલ કર્યો.

" ના રે—કાંઇ વધારે ગાંડી તો નહોતી. પણ........" વકીલ એમ બોલતો બોલતો અટકી ગયો.

" પણ શું? જ્યારે તે એટલી બધી ગાંડી નહોતી, ત્યારે તે ગાંડી હોવાની સાક્ષી આપે કેમ આપી વારૂ ?" ખેડુતે એક અટપટી શંકા રજુ કરીને કહ્યું.

" અરે તે ગાંડી તો હતી જ. પણ તું અત્યારે અહીંથી ચાલતો થઇ જા; કારણકે અત્યારે હું એક બીજી ચિન્તામાં પડેલો છું."

" એ તો બાબુજી ! આપના ચ્હેરાને જોતાં જ જણાઇ આવે છે. પણ સાહેબ ! મારે આપની સાથે એક બીજું પણ કામ છે. "

" કહેવાનું હોય તે જલ્દી કહી નાંખ કારણકે અત્યારે મને વાત કરવાની વધારે ફુરસદ નથી. " વકીલે ચલાવ્યું.

" વારૂ, ત્યારે એ ડોકટરોનાં નામ કૃપા કરીને મને બતાવશો કે? હું મારી ગાંડી છોકરીથી બેજાર બેજાર થઇ ગયો છું. " ખેડુતે કહ્યું.

" તો એમાં મારો શો અપરાધ ? હું એ ડોકટરોનાં નામ બામ જાણતો જ નથી. "

" ના. બાબુજી ! આપ તો દુઃખી અને ગરીબ માણસોનાં માબાપ જેવા ગણાઓ છો. આપ જાણો છો, છતાં કેમ નથી બતાવતા ? " ખેડુતે વળી પાછો આગ્રહ કર્યો.

" ભાઇ ! તારાથી તો હવે હું કંટાળી ગયો. તારી જોડે આમ બેસીને લવારો કરવાનો મને અવકાશ નથી. અત્યારે તું ચાલ્યો જા." વકીલે કંટાળીને કહ્યું.

" વારૂ, ચાલ્યો જઉં છું. પણ જો......"

" અરે તું તો કોઇ માણસ છે કે ગધેડો ? હજાર વાર કહ્યું કે, ફુરસદ નથી. તો પણ બકવાદ કર્યે જ જાય છે ? ચાલ—ચાલતો થા." એમ બોલીને કોપમાં જ ઉઠીને તે ઉભો થઇ ગયો.

ખેડુત તેને ઊભો થએલો જોઇને પાછો કહેવા લાગ્યો કે,—"ત્યારે બાબુજી ! અત્યારે તો હું ચાલ્યો જ જઉં કે ? "

"હા—અત્યારે આ ક્ષણે અને આ પળે જ ચાલ્યો જા." વકીલે વધારે ગુસ્સાથી કહ્યું·

"ત્યારે એકદમ ચાલ્યો જઉં કે ?" ખેડુતે તેને વધારે ચીડવવાના હેતુથી પાછો સવાલ કર્યો.

"અરે હા–હા–હા. એક વાર, બે વાર ને હજાર વાર કહ્યું કે, ચાલ્યો જા. કેટલો બધો બેશરમ ગધેડો છે ?" વકીલે હાથ પગ અફાળીને એ શબ્દો ઉચ્ચાર્યા.

"વારૂ—સાહેબ! ત્યારે લ્યો આપણે આ ચાલ્યા. આટલી વાર સુધી આપ સાથે ઊભો રહેવાથી મારા મનમાં એક પ્રકારનો મોહ ઉત્પન્ન થઇ આવ્યો છે. એટલા માટે જ અહીંથી ખસવાની ઇચ્છા નથી થતી. જો હું એકદમ ચાલ્યો જઇશ, તો તે અયોગ્ય ગણાશે. એટલા માટે હું ધીરે ધીરે જઉં છું અને જતાં જતાં જઇશ." ખેડુતે પાછો પોતાનો સ્વભાવ વ્યક્ત કર્યો.

"જો તું આ ક્ષણે જ આબરૂમાં ને આબરૂમાં ચાલ્યો નહિ જાય, તો ગરદન પકડીને તને બહાર ધકકેલી દેવામાં આવશે." વકીલ સાહેબે ધમકી આપીને કહ્યું.

"અરે બાપરે ! શું આપ એકદમ એટલા બધા નિર્દય અને કઠિન હૃદયના બની જશો કે ? આપનો સ્વભાવ તો ગરમાગરમ ચાહ જેવો જ જણાય છે ને શું ? પ્રથમ તો આપ બહુજ દયાળુ અને માખણ જેવા નરમ હતા, તે હવે એકદમ નિર્દય અને પત્થર જેવા સખ્ત બની જશો કે શું ? આપ મને ધક્કો મારીને બહાર કાઢશો, એવો તે મેં શો અપરાધ કર્યો છે વારૂ?" ખેડુતે પાછો પોતાનો લવારો આગળ ચલાવ્યો.

"હું તને લાખ વાર કહી ચૂકયો કે, અત્યારે હું કોઇ કામની ચિન્તામાં પડેલો છું. મને ફુરસદ નથી, માટે અહીંથી ચાલ્યો જા.

છતાં આટલી જક શા માટે લઇને બેઠો છે, તે હું સમજી નથી શકતો." વકીલે મિજાજ ખોઇને કહ્યું.

" આટલી વાર તો હું અહીં રહી જ ચૂકયો, થોડીવાર વધારે રોકાઇશ તો એથી તમારૂં વધારે કાંઇ બગડવાનું નથી." ખેડુતે પાછો પોતાનો જુનો લવારો ચલાવવા માંડયો.

" તારા બોલવાથી સાફ જણાય છે કે, લાત જૂતી ખાધા વિના તું અહીંથી સીધી રીતે ખસવાનો નથી જ. તારી ગર્દનને અર્ધ ચંદ્રાકાર બતાવવો જ પડશે." વકીલે એકદમ છેડાઇને કહી દીધું.

" મારી ગર્દનને અર્ધ ચંદ્રાકાર આપવાથી આપને આફતમાં પડી જવું પડશે." ખેડુતે ધીમેથી પોતાનો રંગ બતાવ્યો.

"હું આફતમાં પડીશ અને તે આફત તું લાવીશ કે ?" વકીલે મૂછોપર હાથ દઇ આંખો ચઢાવીને કહ્યું.

" જી હા. સાહેબ ! હું મિરગીના રોગથી પીડાઉં છું અને વારંવાર મને મૂર્છા આવી જાય છે, એટલે જો આપ મારા શરીરને હાથ અડકાડશો, તો અવશ્ય આપત્તિમાં આવી પડશો." ખેડુતે જણાવ્યું.

" પાજી ! ચાલ દૂર થા અહીંથી. બદમાશ લુચ્ચો કયાંકનો." એમ કહીને તુલસી બાબુ કૂદીને ખેડુતના શરીર પર જઇ પડયા. પરંતુ ખેડુત પણ કાંઇ બેભાન તો નહોતો જ. જેવો વકીલ સાહેબે તેની ગર્દનને હાથ અડકાડયો કે ખેડુતે તેના તે જ હાથને પકડીને એક એવો ઝટકો માર્યો કે, વકીલ સાહેબનું સ્થૂળ શરીર ધબ્બ દેતું કે પૃથ્વીપર અફળાઇ પડયું.

વકીલ સાહેબને જમીનપર પડી ગએલા જોઇને ખેડુત હસતો

હસતો કહેવા લાગ્યો કેઃ—"બાબુ સાહેબ ! હું તો પહેલાંથી જ કહી ચૂક્યો છું કે, મને મૂર્છાનો રોગ છે. એને જ કેટલાક લોકો મૃગવાયુના નામથી પણ ઓળખે છે. આપ તો કાયદાથી જાણીતા છો એટલે આપે તો સારા નઠારાનો વિચાર કરીને બહુ જ સંભાળથી વર્તવું જોઇએ, કારણકે મારા જેવા જંગલી ખેડુતો તો બીલકુલ ગમાર અને ગધેડા જેવા જ હોય છે. વારૂ, ત્યારે હવે આ સાધુરામ રામ રામ કરીને પોતાના ધામ તરફ રવાના થાય છે." એમ કહીને તે ખેડુત ત્યાંથી ઉતાવળે પગલે ચાલીને બહાર નીકળી ગયો.

* * * *

વકીલની બેઠકમાંથી એ ખેડુત જેવો નીકળીને બહાર આવ્યો અને આંગણામાંથી જતો હતો, તે જ સમયે તેના શરીરને લાગીને એક સ્ત્રી સામેથી ચાલી આવી અને તેણે બેઠકમાં પ્રવેશ કર્યો. એ અબળાનું મુખમંડળ લાંબા ઘુંઘટમાં છુપાયલું હતું.

ખેડુતના જવા પછી એકદમ તે સ્ત્રી વકીલની બેઠકમાં ઘુસી ગઇ અને બેસતાં બેસતાં મનમાં જ કહેવા લાગી કેઃ—"અરે બાપરે ! આ દેવેન્દ્રવિજય ડિટેક્ટિવ આજે ખેડુતના રૂપમાં વળી અહીં શા માટે આવ્યો હશે વારૂ ?"

---

## પ્રકરણ ૭ મું.

---

### એ ઘુંઘટવાળી કોણ ?

ઘુંઘટાવાળી અબળાએ બેઠકમાં જઇને અંદરથી દરવાજાને સાંકળ વાસી દીધી, અને ત્યારપછી વકીલને પૂછ્યું કેઃ—"હમણાં જ

કોઇ માણુસ આપની પાસે આવ્યો'તો કે?"

"હા, એક બુઢ્ઢો ખેડુત આવ્યો'તો ખરો." વકીલે કહ્યું.

"તે બુઢ્ઢો કોણુ હતો?" પાછો સ્ત્રીએ સવાલ કર્યો.

"મટિયા બુરૂજમાં રહેનારો કોઇ ખેડુત હતો." વકીલે કહ્યું.

"તે શા કામ માટે અહીં આવ્યો હતો?" અબળાએ પૂછ્યું.

"એની દીકરી ગાંડી થઇ ગઇ છે, તેની દવા દારૂનો મારી મારફત બંદોબસ્ત કરાવવા માટે આવ્યો હતો. પણ મારો તો એની જોડે વાતચીત કરતાં એવો જ નિશ્ચય થઇ ગયો છે કે, એની દીકરી તો જાણે ગાંડી હશે કે નહિ, પણ એ પોતે તો ગાંડાનો સરદાર જ હતો." વકીલે જવાબની સાથે પોતાનો અભિપ્રાય પણ દર્શાવ્યો.

"અને મારો એવો નિર્ધાર થયો છે કે, બધાથી મોટા ગાંડાના સરદાર તો આપ પોતે જ છો." તે સ્ત્રીએ ટીકા કરી.

"આજે તમે આમ કેમ બોલો છો વારૂ?" વકીલે આશ્ચર્યના ભાવથી કહ્યું.

"એનું કારણુ હું થોડી વાર પછી જણાવીશ. પ્રથમ આપ એ જણાવો કે, એણે આપને અહીં આવીને શું કહ્યું?" અબળાએ પુનઃ પૃચ્છા કરી.

"જે મેં તમને કહ્યું તે જ." વકીલે ટુંકામાં પતાવ્યું.

"પણ એ પોતાની દીકરીની દવા કરાવવા માગતો'તો, ને આપ પાસે શામાટે આવ્યો? આપ કોઇ ડોકટર છો કે શું?" અબળાએ પ્રશ્નમાંથી પ્રશ્ન કાઢ્યો.

"તેના કોઇ મિત્રે તેને મારા પાસે આવવાની ભલામણ કરી હતી, કે જે મનોરમાના વૃત્તાંતથી જાણીતો છે." વકીલ બોલ્યો.

" બહુ સારૂં. મારી પણ એ જ ધારણા હતી. હવે તમે સાંભળો, આટલું બધું પૂછવાનો મારો એ જ હેતુ હતો કે, એ બુઢ્ઢો ખેડુત બીજો કોઇ નહિ પણ પ્રસિદ્ધ ડીટેક્ટિવ દેવેન્દ્રવિજય મિત્ર જ હતો. " એમ કહીને તે ઘુંઘટાવાળીએ વકીલ તરફ તિરસ્કારસૂચક દૃષ્ટિથી જોયું.

એ વાત સાંભળતાં જ વકીલ સાહેબના પાણી જ મરી ગયાં અને તે થરથર કંપવા લાગ્યો. તે અચકીને પૂછવા લાગ્યો કેઃ— દેવેન્દ્ર ડિટેક્ટિવ હતો, એ તમે કેમ કરીને જાણી શક્યાં વારૂ ? "

" હું એને સારી રીતે ઓળખું છું. " અબળાએ કહ્યું.

" તમે તેને ક્યાં જોયો હતો ? " વકીલે પૂછ્યું.

" હમણાં જ મને તે આંગણામાં સામે મળ્યો હતો; એક દિવસ આગળ પણ મેં એને એ જ વેશમાં જોએલો હોવાથી હું એને તરત ઓળખી ગઇ. " અબળાએ પ્રત્યુત્તર આપ્યો.

" તમે એને ઓળખવામાં ભૂલ તો નથી કરીને ? " વકીલે કાંઇક સંશય બતાવ્યો.

" હુ ભૂલું એમ બની શકે જ નહિ. "

" જો તમે એને ખરેખર દેવેન્દ્રવિજય કહો, તો ચાલી શકે એમ છે. એ જરૂર તે જાસૂસ જ હતો–એ તમને પણ સારી રીતે ઓળખતો હોવો જોઇએ. "

" ના. મને એ નથી ઓળખતો. " ઘુંઘટાવાળીએ કહ્યું.

" ત્યારે મારા પાસે એ શા માટે આવે વારૂ ? " વકીલે પૂછ્યું.

" આપની પાસે એ શા માટે આવ્યો હતો એ મારાથી શી રીતે કહી શકાય ? મોટા આશ્ચર્યની વાત તો એ જ છે કે, આપે

એને જરા પણ કેમ ન ઓળખ્યો ? છતાં પણ આપને હું બતાવીશ કે, એ આપ પાસે શા મતલબથી આવ્યો હતો." અબળાએ કહ્યું.

"કહો–કહો–સત્વર કહો, તમારી આ વાત સાંભળીને મારા મનમાં બહુ જ ભય થયાં કરે છે." વકીલે ભયભીત થઇને કહ્યું.

"અત્યારે તો હું કહું જ છું પણ જો એક કલાક પહેલાં જ હું અહીં આવી લાગી હોત, તો એના આવવાનું કારણ તેની મેળે આપના જાણવામાં જ આવી ગયું હોત." તે સ્ત્રીએ પ્રસ્તાવનાને વધારીને કહ્યું.

"હું તમારી આ બધી પ્રસ્તાવનાને જરા પણ સમજી શકતો નથી." વકીલે ગભરાટ બતાવ્યો.

"મારા બોલવાનો સાર એટલો જ છે કે, એ આપને આજે બેવકૂફ બનાવી ગયો છે." સ્ત્રીએ ચટકો લગાવ્યો.

"કેવી રીતે ?" વકીલે અજાયબીથી પૂછ્યું.

"આપણી કેદી સ્ત્રી નાસી ગઇ છે." સ્ત્રીએ સ્નાનના સમાચાર સંભળાવી દીધા.

"કોણ કેદી ?" વકીલે પૂછ્યું.

"મનોરમા." ઘુંઘટાવાળી અબળાએ જવાબ આપ્યો.

"મનોરમા નાસી ગઇ ? ક્યારે નાઠી અને કેમ નાઠી ?" વકીલે હેબતાઇ જઇને પૂછ્યું.

"એને નાસી ગયાને આજે ચાર દિવસ થયા. એને નાસવામાં ઘણી જ ચાલાકી વાપરેલી છે." તે સ્ત્રીએ ઉત્તર આપ્યો.

" આ તો બધી સ્વપ્ન જેવી ચમત્કારિક ઘટના જ બનેલી ઠરાવવામાં આવે છે ને શું ! એ નાસી ગઈ ત્યારે ગોવિન્દપ્રસાદ ક્યાં હતો ? " વકીલે પહેરેગીરની યાદ કરીને તે વિષે સવાલ કર્યો.

" સૂઇ ગયો હતો." તે સ્ત્રીએ જવાબ આપ્યો.

" ત્યારે એ તેને પાછી પકડી પાડવાનો પ્રયત્ન કરે છે ખરો કે નહિ ? તે પાછી પકડાઇ ગઇ છે કે નહિ ? " વકીલે ભાન ભૂલીને પૂછ્યું.

" ના, અત્યારસુધી તો નથી પકડાઇ. માત્ર એનો પત્તો મળ્યો છે." લાલચોળ આંખો કરીને તે સ્ત્રીએ કહ્યું.

" મનોરમા ક્યાં છે ? " વકીલે આતુરતા દર્શાવીને પૂછ્યું.

" આપણા આ ભવાનીપુરમાં જ." તે સ્ત્રી બોલી.

" અને ગોવિન્દ વૈદરાજ ? " વકીલે કહ્યું.

" તે પણ ભવાનીપુરમાં જ છે." તે સ્ત્રીએ જવાબ આપ્યો.

" ત્યારે એનો પત્તો કેવી રીતે મળ્યો વારૂ ? " વકીલે પૃચ્છા કરી.

" જગ્ગુ બાબુના બજારમાં એક દુકાનપર મનોરમાની એક ગાંસડી મળી આવી છે. પણ હજી મનોરમા પોતે મળી નથી." તે ઘુમસુમ્ખા સ્ત્રીએ ખુલાસો કરી સંભળાવ્યો.

" ત્યારે મનોરમા પોતાની ગાંસડી લેવા માટે તો અવશ્ય ત્યાં આવવાની જ." વકીલે પોતાની કલ્પનાનું દર્શન કરાવ્યું.

" એની કાંઇ ખાત્રી નથી. " ગંભીરતાથી તે સ્ત્રી બોલી.

" એનું કાંઇ કારણ ? " વકીલે સંશય દર્શાવ્યો.

" એ જ કે, દેવેન્દ્રવિજય અહીં આવી ગયો છે, તે એટલા માટે જ." તે ચાલાક ચપળાએ ભેદ બતાવ્યો.

"માત્ર દેવેન્દ્રવિજયના આવવાથી એમાં શી હાનિ થવાની હતી વારૂ ?" વકીલે અચંબો બતાવીને કહ્યું.

"અફસોસ છે કે આપ વકીલ થઇને એટલું પણ સમજી નથી શકતા. મનોરમા દેવેન્દ્રવિજયને ઘેર પહોંચી ગઇ છે, અને દેવેન્દ્ર-વિજય કાંઇ એવો કાચો ને ભોળો માણસ નથી કે તેને ગાસડી લેવા માટે તે દુકાને પાછી જવા દે. સમજ્યા કે ?" તે સ્ત્રીએ કારણોની પરંપરાનું દર્શન કરાવીને કહ્યું.

"તો શું, દેવેન્દ્રવિજયે મનોરમાનો આ મુકદ્દમો પોતાના હાથમાં લીધો છે, એવી જ તમારી ધારણા છે કે ?" વકીલે થોડી વાર વિચાર કરવા પછી એ સવાલ કર્યો.

"એમ જ હોવું જોઇએ એમાં જરા પણ શક નથી."

"ત્યારે તો મનોરમાને એણે ક્યાંક છુપાવી રાખી હશે." વકીલે તર્કના અશ્વને દોડાવીને કહ્યું.

"એમાં શંકા જ શાની હોય વારૂ ?"

"ક્યાં છુપાવી હશે વારૂ ?"

"પોતાના મકાનમાં જ તેને એણે રાખેલી હોવી જોઇએ. મારો તો એવો તર્ક થાય છે."

"દેવેન્દ્રનું મકાન ક્યાં આવેલું છે, એ તમે જાણો છો કે ?" વકીલે બારીકાઇથી પૂછ્યું.

"હા, સારી રીતે જાણું છું." એમ કહીને તે ઘુંઘટાવાળી ભામાએ સ્મિત કર્યું, અને પછી કહેવા લાગી કે;–"મારા જાણવામાં ન હોય, એવી કોઇ પણ વાત આ જગત્‌માં અસ્તિત્વ ધરાવતી નથી. જો એવી ભેદભરેલી વાતોને હું ન જાણતી હોત, તો આમ

રાજ્ય કરી શકત ખરી કે ? જો એવી વાતોથી અજાણુ રહી હોત, તો અત્યારે તો ક્યારનીએ હું જેલજાત્રા કરી ચૂકી હોત અથવાતો રીબાઇ રીબાઇને મરી ચૂકી હોત. દેવેન્દ્રવિજય ચક્રએડામાં રહે છે."

" ત્યારે હવે આપણે શું કરવું અને શો ઉપાય અજમાવવો ?" વકીલે અધીરતા બતાવીને કહ્યું.

" મનોરમાને એના મકાનમાંથી બહાર ઘસડી લાવવી એના વિના બીજો એક પણ ઉપાય નથી." તે સ્ત્રીએ ઉપાય બતાવ્યો.

" પણ એમ બની શકશે ખરૂં કે ? " વકીલે શંકા બતાવી.

" બની ન શકે એમ તે સંભવે ખરૂં કે ? આપ જોજો તો ખરા, હું એ રાંડને કેવી ચાલાકીથી પકડી લાવું છું તે ! હવે એને વળી એક એવી જગ્યામાં ગોંધી રાખીશ કે, મરણ પર્યંત ત્યાંથી ક્યાંય પણ એ નાસી શકવાની જ નથી." રાક્ષસી સમાન રમણીએ પોતાના હૃદયની ક્રૂરતાનો પરિચય કરાવીને કહ્યું.

" મનોરમાએ દેવેન્દ્રને બધી બીના જણાવી દીધેલી હોવી જોઇએ, એમ તમે ધારો છો ખરા કે ? " વકીલે પાછો પ્રશ્ન કર્યો.

" જો એ વાત મનોરમાએ તેને ન જણાવી હોત, તો દેવેન્દ્ર-વિજયના અહીં આવવાનો સંભવ જ નહોતો." તે સ્ત્રીએ કહ્યું.

" પણ દેવેન્દ્રવિજય ઘણો જ બળવાન પુરૂષ છે." વકીલ બોલ્યો.

" હા, એ તો સદાનો જ બળવાન છે."

" પણ જો મનોરમાને એક વાર એના મકાનમાંથી આપણે બહાર કાઢી લાવીશું, તો આપણા હૃદયમાંથી એનો ભય જતો રહેશે." વકીલે પોતાનો વિચાર દર્શાવ્યો.

" પણ જો દેવેન્દ્ર તેના ખૂનની પાછી તપાસ ચલાવે તો ?" સ્ત્રીએ એક બીજા ભાવિ ભયની સૂચના કરીને કહ્યું.

"કોનું ખૂન ? મનોરમાનું કે ? શું તમે મનોરમાનું ખૂન કરવાની ઇચ્છા ધરાવો છો કે ?" વકીલે કંપતા હૃદયથી એ વાક્યો ઉચ્ચાર્યાં.

"હા. એ ખૂન કરવા વિના દેવેન્દ્રવિજયના હાથથી આપણો નિસ્તાર થવાનો નથી. જો મનોરમા જીવતી રહી, તો કોઈ પણ ઉપાય શોધીને આપણા હાથમાંથી તે તેને છોડાવી જશે, અને આપણ સર્વને સંકટના ઉંડા સમુદ્રમાં નાંખી દેશે. પણ જો એ મરી જ જશે, તો પછી દેવેન્દ્ર શા આધારે પોતાના કામને આગળ ચલાવશે ? માટે એ ખૂન તો થવું જ જોઇએ." તે દૈત્ય સમાન નારીએ નિર્દયતાની સીમા બતાવી.

"પણ જો મનોરમાને દેવેન્દ્રના તાબામાંથી આપણે પોતાના કબજામાં ન લઇ શકીએ તો પછી ?" વકીલે દિગ્મૂઢતાથી કહ્યું.

"તો એક એવો બીજો પણ ઉપાય છે કે, જેની યોજના કરવાથી આપણે નિર્ભય થઇ શકીશું. પણ એ ઉપાયની યોજનામાં દીર્ઘ સમય અને અતુલ બળની આવશ્યક્તા છે." રમણીએ કહ્યું.

"તે શો ઉપાય છે, તે સ્પષ્ટ જણાવો !" વકીલે પૂછ્યું.

"તે એ જ કે, દેવેન્દ્રવિજયને પોતાને જ આ જગત્‌માંથી બીજા જગત્‌માં રવાના કરી દેવો." કોમળ કહેવાતી કામિનીએ પોતાના હિંસક સ્વભાવના શિખરે ચઢીને એ વાક્ય ઉચ્ચાર્યું.

એ વાક્ય સાંભળતાં જ વકીલ પોતાના આસનપરથી ઉઠીને ઊભો થઇ ગયો અને કિંચિત્ આનંદદર્શક સ્વરથી કહેવા લાગ્યો કે;—"હા. એ ઉપાયની સફળતા થાય, તો તો પછી આપણને કોઇનો પણ ભય રહેવાનો નથી. પણ તમે હવે નિશ્ચિત શું કરવા ધાર્યું છે ?"

"પ્રથમ તો મનોરમાને જ કોઇ પણ પ્રયત્ને પાછી આપણી જાળમાં સપડાવવી." તે લલનાએ કહ્યું.

" પણ તેને જાળમાં કેવી રીતે સપડાવશો, એ તો જણાવો." વકીલે આતુરતા બતાવીને કહ્યું.

" જ્યારે વખત આવશે, ત્યારે બધી રીત બતાવીશ. અત્યારે એ વિષે વધારે બોલવું સારૂં નથી." એમ કહીને તે સ્ત્રી એકાએક આસનપરથી ઉઠીને ઊભી થઇ ગઇ.

" ત્યારે અત્યારે તમે જાઓ છો, તે પાછાં ક્યારે મળશો ?" વકીલે નમ્રતાથી પૂછ્યું.

" જો મળી તો એક કલાક પછી જ પાછી મળીશ અને નહિ મળું તો એક અઠવાડીયા સુધી મારાથી આપને મુલાકાત આપી શકાશે નહિ. પણ આજથી આપ દિવસ અને રાત હુશિયારીમાં જ રહેજો. ગાફિલ બનશો નહિ. જે કોઇ પણ નવું માણસ તમારા પાસે આવે તેની સાથે ખબરદાર રહીને જ વાત કરજો. કોઇનો પણ વિશ્વાસ રાખશો નહિ." સ્ત્રીએ ભલામણ કરી.

" કેમ, એટલી બધી ખબરદારી રાખવાનું કાંઇ કારણ ?"

" શું આપ એટલા કારણને પણ સમજી નથી શકતા કે ? મારા કહેવાનો ભાવાર્થ એવો છે કે, કોઇ જાણ પિછાણ વગરનો મુસલમાન, ભોજપુરીઓ કે મારવાડી આપને મળવા માટે આવે, તો તે દેવેન્દ્રવિજય જ હોવો જોઇએ, એ સારી રીતે જાણી રાખજો. ભૂલશો નહિ." તે અબળાએ ભેદને ખુલ્લો કરીને બતાવી દીધો.

" બસ. હવે મને એ વાત સારી રીતે યાદ રહેશે. પણ આ કાર્યમાં તમે નવીનની સહાયતા લેશો ખરા કે નહિ?"

" હા. એની સહાયતા તો અવશ્ય લેવી જ પડશે." અત્યારસુધીમાં એ ઘુંઘટાવાળીએ જરા પણ ઘુંઘટાને પોતાના મુખપરથી

દૂર ખસેડયો નહોતો અને ચાલતી વેળાએ વળી પણ તેને તાણીને નીચો કરી લીધો. એને લેવા માટે બહાર દરવાજા પર એક ગાડી ઊભેલી હતી. તે ગાડીમાં બેસીને તેણે ચારે તરફની બારીઓને મજબૂત વાસી દીધી. કોચમેને ઘોડાની પીઠ પર ચાબુક ચમકાવ્યો. એટલે ઘોડાઓ તે નારીથી ભરેલી ગાડીને મહા વેગથી ખેંચીને ખિદિરપુર તરફ ચાલવા લાગ્યા.

વાચકોએ કદાચિત્ ખેડુત અને એ ઘુંઘટાવાળી સ્ત્રી બન્નેને નહિ ઓળખ્યાં હોય. ખેડુત તો દેવેન્દ્રવિજય ડિટેક્ટિવ જ હતો, જે શચીન્દ્રના જવા પછી વેશ બદલીને ઘરમાંથી બહાર નીકળ્યો હતો અને એ ઘુંઘટાવાળી સ્ત્રી તે ત્રીજા નંબરવાળી બનાવટી મનોરમા પોતે જ હતી કે, જે ખરી મનોરમાની સમસ્ત સંપત્તિને પોતાના હાથમાં કરી લઇને રાણી બનીને વિલાસ વૈભવ ભોગવતી બેઠી હતી.

---

## પ્રકરણ ૮ મું.

---

### ગોવિન્દપ્રસાદ વૈદ્ય.

ખિદિરપુરમાં ગંગાના તીરે એક ૭ મજલાની ઇમારત આકાશ સાથે વાતો કરતી ઊભેલી જોવામાં આવતી હતી. એ ઇમારત બહુ જ વિશાળ અને અનેક ખંડોમાં વ્હેંચાયલી હતી. એ ઇમારત આનંદકુટિરના નામથી ઓળખાતી હતી. એ આનંદકુટિરની આસપાસ ફળફુલથી ઉભરાઇ જતો એક મોટો બગીચો વિસ્તરેલો હતો અને

તે બગીચો વળી પથ્થરની ભીંતથી ચારે તરફ ઘેરાયલો હતો.

યથાસમય તે ગાડી બનાવટી મનોરમાને લઇને એ આનંદ કુટિરનાં દ્વારપર આવી લાગી. ગાડીમાંથી ઉતરીને તે ચપળા ઘરમાં આવી અને આવતાંની સાથે જ પોતાના એક નોકરને બોલાવીને દમામથી પૂછ્યું કેઃ—"કોઇ ગૃહસ્થ મને મળવા માટે આવ્યા'તા કે?"

"હા, આવ્યા'તા અને હજી પણ તે આપના આવવાની વાટ જોઇને અહીં જ બેસી રહ્યા છે." નોકરે આદાબથી જવાબ આપ્યો.

"તે ક્યાં બેઠા છે?" સ્વામિનીએ પૂછ્યું.

"ઉપરની બેઠકમાં." નોકરે કહ્યું.

"વારૂ, તેમને જઇને કહે કે, હમણાં જ હું તેમને આવીને મળું છું." તે સ્ત્રીએ આજ્ઞા કરી.

"બહુ સારૂં, બાઇ સાહેબ!" કહીને નોકર ત્યાંથી ચાલ્યો ગયો અને તે બનાવટી મનોરમા પોતાના શયનગૃહમાં જઇ કપડાંને ઉતારીને તે શય્યામાં લેતી ગઇ. થોડા વાર પડી રહેવા પછી તે પાછી ઉઠી અને બેઠકમાં આવીને બેઠેલા ગૃહસ્થને મળવા માટે ચાલી.

* * * *

તે આવેલા ગૃહસ્થની અવસ્થા લગભગ ચાળીસ વર્ષની જોવામાં આવતી હતી. તે રંગે કાળો અને શરીરે બહુ જ પુષ્ટ ને ભારી ભેંસના ભાઇ જેવો હતો. તેની આંખો લાલચોળ અને ઝીણી હતી, નાકની આગળનો ભાગ ઉપશી આવેલો હતો અને કાળા મુખ મંડળમાં નાનાં નાનાં અને થોડા વાળોવાળાં આંખો પરનાં ભવાં દૂરથી દેખાતાં પણ નહોતાં. એનું નામ જ વૈદ્યરાજ ગોવિન્દપ્રસાદ સેન હતું.

મનોરમાએ આવીને મંદ હાસ્ય કરીને ગોવિન્દપ્રસાદને પૂછ્યું કે,–" કેમ વૈદ્યરાજ ! કાંઇ શુભ સમાચાર લાવ્યા છો કે ? તમારા રોગીનો પત્તો લાગ્યો કે નહિ ? "

" ના. અદ્યાપિ કશોય પત્તો મળ્યો નથી." વૈદ્યરાજે કહ્યું.

" પેલી દુકાનપરથી ગાંસડી લેવાને કોઇ આવ્યું'તું ખરૂં કે નહિ ? " બનાવટી મનોરમાએ સવાલ કર્યો.

" જી, નહિ. " વૈદ્યરાજે જવાબ આપ્યો.

" બસ, મારો નિશ્ચય થઇ ગયો કે, હવે કોઇ પણ આવશે નહિ. વળી તમારા ગૃહમાંથી છટકી ગએલી રોગી રમણી ક્યાં છે, એ પણ હું સારી રીતે જાણું છું. " તે રમણીએ દૃઢતા અને વિશ્વાસપૂર્વક કહ્યું.

" શું ત્યારે તમે એને ક્યાંય જોઇ હતી કે ? " વૈદ્યરાજે પૂછ્યું.

" આ આંખોથી તો તેને હું જોઇ શકી નથી, પરંતુ અનુમાનથી તે ક્યાં છુપાયલી હોવી જોઇએ, એ અમારા જાણવામાં આવી ગયું છે. " તે રાક્ષસી સમાન નારીએ પોતાનો મનોભાવ દર્શાવ્યો.

" વારૂ, ત્યારે મને એ સ્થળ બતાવી દો. હું સત્વર જ તેને ચતુર્ભુજ કરીને પકડી લાવીશ. " વૈદ્યરાજે પોતાની શૂરવીરતા બતાવીને હિમ્મતથી જણાવ્યું.

" નહિ વૈદ્યરાજ ! મુખથી બોલવું જેટલું સ્હેલું છે, તેટલું કરી બતાવવું સ્હેલું નથી. તે એક એવી સુરક્ષિત જગ્યામાં છુપાયલી છે કે જ્યાં આપણો સંચાર થવો અશક્ય છે. " તે સ્ત્રીએ પોતાનો વિચાર જાહેર કરી બતાવ્યો.

" ગમે ત્યાં હોય, પણ છે તો અંતે આપણા તાબાનું માણસ કે નહિ ? એ મારે ત્યાંની રોગી સ્ત્રી છે. એ ગાંડી છે, એ પણ

ડોક્ટરોના અભિપ્રાયથી સિદ્ધ થઇ ચૂક્યું છે, એટલે હવે કોઇની પણ હિમ્મત નથી કે, એ બાઇને રોકીને રાખી શકે. સરકાર તરફથી પણ મારા મેડ હાઉસમાં અનેક ગાંડાં માણસો આવ્યાં કરે છે. મારૂં નામ સરકારમાં ને ન્યાય દરબારમાં પણ સારી રીતે જાણીતું છે, એટલે હું કોઇ અફલાતુન હોય તો તેનાથી પણ ડરતો નથી. કોઇની પણ એટલી તાકાત નથી કે, મારા કામમાં ખલેલ પહોંચાડે માટે તમે જલ્દી બતાવી દો કે, તે બાઇ ક્યાં છે?" વૈદ્યરાજે આત્મશ્લાઘા કરીને એ વાક્ય ઉચ્ચાર્યાં.

" તમારી રોગિની દેવેન્દ્રવિજયના ગૃહમાં છે. " તે સ્ત્રીએ ગંભીર મુદ્રા કરીને જણાવ્યું.

"દેવેન્દ્રવિજય ! તે વળી કોણ છે?" વૈદ્યરાજે પૂછ્યું.

" શું દેવેન્દ્રવિજયને પણ આપ નથી જાણતા કે?" આશ્ચર્યથી તે સ્ત્રીએ પ્રશ્ન કર્યો.

" ના, હું એને ઓળખતો નથી અને એને ઓળખી રાખવાની કશી આવશ્યકતા પણ જોતો નથી. મારે તો માત્ર એનું ઘર ક્યાં આવેલું છે, એટલું જ જાણવાની દરકાર છે. બીજું કાંઇ પણ નથી જોઇતું." વૈદ્યરાજે કહ્યું.

" આપ સાહેબ દેવેન્દ્રવિજયને ત્યાં જઇને પોતાના રોગીને લઇ આવવાની જે ધારણા રાખો છો, તે ધારણા સર્વથા વ્યર્થ અને નિષ્ફળ જ છે; આપે જાણી રાખવું જોઇએ કે, આજ કાલ આખા બંગાળામાં દેવેન્દ્રવિજય જેવો હિમ્મતે બહાદુર અને ચાલાક ડિટેક્ટિવ બીજો એક પણ નથી."

" એ એક જ નહિ. પણ એવા દશ ડિટેક્ટિવો હોય, તોપણ મને તેની કશી પણ દરકાર નથી." એમ કહીને વૈદ્યરાજે બેપરવાઇ બતાવી.

" અરે દશની વાત ક્યાં કરો છો ? એ એકલો જ દશની બરાબરનો છે. " તે સ્ત્રીએ પુનઃ જણાવ્યું.

" ભલે વીશની બરોબરીનો હોય, પણ મને એના મકાનનો પત્તો બતાવી દો એટલે થયું. જુઓ કે, મારા રોગીને હું ચુંટકી બજાવતામાં લઇ આવું છું કે નહિ! " વૈદ્યરાજે પોતાના મતમાં દૃઢ રહીને કહ્યું.

" દેવેન્દ્રવિજયનું ઘર પદ્માપોખર ચકએડામાં આવેલું છે. એક બીજી વાત પણ અત્યારે મારે આપને કહી દેવી જોઇએ. જો આપ આપના રોગીને એ જાસૂસના ઘરમાંથી છોડાવીને લાવી શકો એમ હોય તો હું આપને આપના એ કાર્ય માટે રોકડા રૂપીયા પાંચસોની રકમ ઇનામ દાખલ આપવાને તૈયાર છું. " તે સ્ત્રીએ લક્ષ્મીનો લોભ બતાવીને કહ્યું.

" બહુ સારૂં. આવતી કાલે સવારમાં જ આવીને પાંચસો રૂપીયા હુ આપ પાસેથી છનાછન ને ખનાખન ગણી લઇશ. " વૈદ્યરાજે ઉદ્ગાર કાઢ્યો.

" સવારમાં શું ? અત્યારે લાવો તો અત્યારે જ લઇ જાઓને ! પણ અત્યારે જ આપ ત્યાં જવાના છો કે શું ? જો આપની એવી જ ઇચ્છા હોય, તો આપનો પ્રયત્ન સફળ થવાનો નથી, એ હું આપને સાફ કહી દઉં છું. આપનો પરિશ્રમ વિફળ જ થવાનો, કારણકે, દેવેન્દ્રવિજયને હું સારી રીતે જાણું છું અને તેની શક્તિનો પણ મને બહુ જ સારો અનુભવ થએલો છે. " તે સ્ત્રીએ પાછી ચેતવણી આપી.

" કાંઇ ચિન્તા નહિ. એક વાર મને પણ એની શક્તિનો પરિચય તો કરવા દો. પછી જે કાંઇ કહેવું હોય તે કહેજો. વૈદ્યરાજે પોતાની નાડીને કાયમ પકડી રાખીને જણાવ્યું.

" વારૂ ત્યારે. ખબર કાલ સવારે મળશે માટે કાલ દશ વાગે આપ પોતે જ અહીં આવી જજો." બનાવટી મનોરમા બોલી.

" વારૂ ત્યારે, હું રજા લઉં છું." વૈદ્યરાજે કહ્યું.

" ભલે પધારો." રમણીએ આજ્ઞા આપી.

વૈદ્યરાજ પ્રણામ કરીને વિચાર કરતા ચાલતા થયા.

---

## પ્રકરણ ૯ મું.

---

### વૈદ્યરાજનો ઉદ્યમ.

દેવેન્દ્રવિજય પોતાના શયનાગારમાં પડયો પડયો એક અંગ્રેજી ન્યુસપેપર વાચવામાં નિમગ્ન થઇ ગયો હતો. એટલામાં તેના એક નોકર શિવુએ આવીને એક ચીઠી તેના હાથમાં આપી. દેવેન્દ્રવિજય તે ચીઠીને વાંચીને મનમાં જ કહેવા લાગ્યો કેઃ—" વૈદ્યરાજ ગોવિંદપ્રસાદ સેન પોતે જ પધાર્યા છે કે ? બહુ જ સારૂં થયું. મારે એમને ઘેર જઇને મળવાનો પરિશ્રમ ટળી ગયો. " એ પછી ગોવિંદપ્રસાદને મળવા પહેલાં તે, જે સ્થાને રેવતી અને મનોરમા બેઠી બેઠી વાતો કરતી હતી, તે સ્થાને ગયો અને મનોરમાને ઉદ્દેશીને કહેવા લાગ્યો કેઃ—"મનોરમા ! ગોવિંદપ્રસાદ વૈદ્યરાજ પધાર્યા છે. "

" કોણ ? ગોવિંદપ્રસાદ અહીં આવ્યા છે ? " મનોરમાએ ગભરાઇને સવાલ કર્યો.



“ બાબુજી ! મારી રક્ષા કરો.......... હું આપની શરણાગત છું.”

"હા. તે અહીં આવ્યા છે." દેવેન્દ્રે ગંભીર સ્વરથી કહ્યું.

"અહીં શા માટે આવ્યા છે? અહીં આવવાનું તેને શું કારણ હતું ?" મનોરમાએ ગર્ભગલિત થઇને કહ્યું.

"કદાચિત્ તમને લઈ જવા માટે જ એ અત્યારે અહીં આવેલો હોવો જોઇએ, એવું અનુમાન કરી શકાય છે." દેવેન્દ્રે કહ્યું.

"હેં—આપ આજે આ શું બોલો છો ? બાબુજી ! મારી રક્ષા કરો. જો એ મને લઇ જશે, તો મહા અનર્થ થશે. હું આપની સરણાગત છું. આપના ચરણોમાં વારંવાર મસ્તક નમાવીને પ્રાર્થના કરૂં છું કે, મને બચાવો. અને એના હાથમાં ન સોંપશો." અર્ધમૃત સમાન થઇ જઇને મનોરમા કરગરીને કહેવા લાગી.

"તમે વિના કારણ આટલાં બધાં ભયભીત થઇ જાઓ છો. તમે અહીં છો, એની એને એટલા થોડા સમયમાં કેમ ખબર પડી, એના ઉંડા વિચારમાં હું પડી ગયો છું. કલ્પના તો એવી જ કરી શકાય છે કે, તમે પેલી ગાંસડી લેવાને ન ગયાં તેથી તમારા વૈરીઓએ કોઇ ભેદુને તમારી પાછળ છોડેલો હોવો જોઇએ અને તેણે જ તમારો પત્તો બતાવેલો હોવો જોઇએ." દેવેન્દ્રે કહ્યું.

"ના. એમ કદાપિ બની શકે તેમ નથી જ." મનોરમા બોલી.

"વારૂ, ત્યારે એ વિષે તમારો શો તર્ક છે?" દેવેન્દ્રે પુનઃ પૂછ્યું.

"યા તો તે દુશ્મન મારા જીવની વૈરિણી પોતે જ અહીં આવેલી હોવી જોઇએ કે પછી બીજી કોઇ રીતે એમના જાણવામાં આવેલું હોવું જોઇએ કે હું આપના શરણમાં આવી પડી છું. આપના જેવા એક વિખ્યાત જાસૂસ પાછળ જાસૂસી કરે, એટલું બધું સાહસ તેમનામાં હોય એવી મારી ધારણા તો નથી જ." મનોરમાએ પોતાનો અભિપ્રાય દર્શાવ્યો.

" વારૂ, ગમે તેમ હો. હવે આપણે જોવું જોઇએ કે, ગોવિન્દપ્રસાદ શા હેતુથી અહીં આવેલો છે. " એમ કહીને દેવેન્દ્રવિજય ત્યાંથી બહાર ચાલ્યો ગયો.

---

## પ્રકરણ ૧૦ મું.

---

### ઉદ્યમનું ફળ.

**બ**હાર આંગણા પાસેની બેઠકમાં ગોવિંદપ્રસાદ વૈદ્યરાજ દેવેન્દ્રની વાટ જોતો બેઠો હતો. દેવેન્દ્રવિજયને આવતાં જ તેણે પૂછ્યું કે,– " દેવેન્દ્રવિજય મિત્ર આપ પોતે જ કે ? "

" હા સાહેબ ! દેવેન્દ્રવિજય મારૂં જ નામ છે. માટે જે આપને કહેવું હોય તે ખુશીથી જણાવો. "

" આપે એક ગાંડી છોકરીને પોતાના ઘરમાં રાખી છે કે ? " વૈદ્યરાજે સવાલ કર્યો.

" બસ. એટલા માટે જ આપ અહીં આવ્યા છો કે ? " દેવેન્દ્રે જરાક હસીને કહ્યું.

" જી હા. માત્ર એટલા માટે જ. " વૈદ્યરાજે ગંભીરતાથી કહ્યું.

" આપને એ વિષેના સમાચાર કોણે આપ્યા ? " દેવેન્દ્રે પૂછ્યું.

" સમાચાર તો કોઇએ નથી આપ્યા. પોતાની મેળે જ એ વાત મારા જાણવામાં આવી ગઇ છે. હું ડોકટર અથવા વૈદ્યરાજ છું. જે રોગી રમણીને આપે પોતાના ગૃહમાં આશ્રય આપીને રાખી છે, તે મારા તાબાની એક ગાંડી છોકરી છે." વૈદ્યરાજ તુંદ્દાદથી બોલ્યા.

" હશે. એથી શું થયું ? " દેવેન્દ્રે બેદરકારી બતાવીને કહ્યું.

" શું થયું એટલે ? હું મારા રોગીને લેવા માટે ખાસ અત્યારે અહીં આવેલો છું. માટે કૃપા કરીને તેને મારે હવાલે કરી દો. " વૈદ્યરાજે ઉતાવળમાં જ પોતાની ઇચ્છા જણાવી દીધી.

" વારૂ, ગભરાશો નહિ. હં, પણ આપના રોગીનું નામ શું છે ?" દેવેન્દ્રવિજયે શાંતિથી પૂછ્યું.

" નામ ? એનું નામ કોઇના જાણવામાં નથી." વૈદ્યરાજે ઉકળવનારો જવાબ આપ્યો.

" ત્યારે નામ વિના આપણે તેને કેમ કરીને ઓળખી શકીએ વારૂ ? " દેવેન્દ્રે એક ખાંચ કાઢીને કહ્યું.

" ચ્હેરાને જોઇને. " વૈદ્યરાજે ઓળખવાનો ઉપાય બતાવ્યો.

" અને તેના ઉન્માદ અથવા ગાંડાપણાથી નહિ કે ? " દેવેન્દ્રવિજયે કટાક્ષમાં કહ્યું.

" હા. હા. તેના ઉન્માદથી પણ આપણે તેને સહજમાં જ ઓળખી શકીશું." વૈદ્યરાજે હર્ષમાં આવી જઇને કહ્યું.

" ત્યારે એ બાળાને કેવા પ્રકારનો ઉન્માદ થએલો છે, તે જરા કૃપા કરીને જણાવશો કે ? " દેવેન્દ્રવિજયે નમ્રતાથી પૂછ્યું.

" એ બાળાનો ઉન્માદ તો મેં બીજા કોઇ પણ રોગીમાં જોયો નથી. એ લોકોમાં એમ જ કહેતી ફરે છે કે, ખિદિરપુરના આનંદ કુટીરની સ્વામિની હું જ છું અને મારૂં નામ મનોરમા છે. એના કરતાં વધારે બીજો કયો ઉન્માદ હોઇ શકે વારૂ ?" વૈદ્યરાજે ઉન્માદનું વર્ણન કરી સંભળાવ્યું.

" વારૂ—મારે વૈદ્યરાજ ! આપ જ એનો વિચાર કરો કે, એમાં

કાંઇ ભેદ સમાયલો છે ખરો કે નહિ ?" દેવેન્દ્રવિજયે કહ્યું.

"હું આપ પાસે કાંઇ આવા સવાલ જવાબમાં મારો વખત વીતાવવા માટે નથી આવ્યો. કેવળ મારા રોગીને લઇ જવા માટે જ અહીં આવેલો છું." વૈદ્યરાજે માથું ફેરવીને જવાબ આપ્યો.

"પણ એ બાળા ઉન્માદિની છે અને આપના તાબાની રોગી છે, એની કાંઇ પણ સાબીતી સાથે લેતા આવ્યા છો ખરા કે ?" દેવેન્દ્રે એક પેચવાળો સવાલ રજુ કર્યો.

"અરે એની તો ઘણી સાબીતીઓ છે." વૈદ્યરાજે બીજાજમાં બકી દીધું.

"ક્યાં છે ? બતાવો તો ખરા જોઇએ !" દેવેન્દ્રે માગણી કરી.

"પણ પ્રથમ આપ મને એ જણાવો કે, એ ગાંડી છોકરી અહીં છે કે નથી ?" વૈદ્યરાજે બીજી વાત કાઢી.

"હા, અવશ્ય અહીં જ છે અને આપને જે સમાચાર મળ્યા છે તે ખરા જ છે." દેવેન્દ્રવિજય નિર્ભયતાથી બોલ્યો.

"એ સમાચાર મને એક વિશ્વાસપાત્ર મનુષ્ય પાસેથી જ મળેલા છે." વૈદ્યરાજે ફુલાઇને કહ્યું.

"એ વિશ્વાસપાત્ર મનુષ્ય કોણ વારૂ ?" દેવેન્દ્રે પ્રસંગોનો લાભ લઇને પૂછ્યું.

"જે મનુષ્યે મારી રોગિણીને આ ઘરમાં પેસતાં જોઇ છે, તેણે જ આંખે જોઇને એ ખબર મને આપી છે." વૈદ્યરાજે સોળે સોળ આના અસત્યનો આશ્રય લઇને જણાવ્યું.

"ત્યારે તો તે મનુષ્ય એ બાળાને અવશ્ય ઓળખતો હોવો જોઇએ, કેમ ખરૂં કે નહિ ?" દેવેન્દ્રે તેને ચક્રમાં લીધો.

"હા, સારી રીતે ઓળખે છે" વૈદ્યરાજે હિમ્મતથી જવાબ આપ્યો.

"વારૂ–પણ તે મનુષ્યની સાથે ઓળખાણ કેવી રીતે થઈ હતી, એ આપ જાણો છો ખરા કે?" દેવેન્દ્રે પાછો સવાલમાંથી સવાલ પેદા કર્યો.

"હું આપના આ વ્યર્થ પ્રશ્નોના પ્રત્યુત્તરો આપવાની ઇચ્છા નથી ધરાવતો." વૈદ્યરાજે કંટાળો ખાઇને કહ્યું.

"જો આપ મારા સવાલોના જવાબ આપવાની ઇચ્છા નથી ધરાવતા, તો પછી આપની એ રોગિણી મારા ઘરમાં છે, એ વાતને કબૂલ કરવાની હું પણ ઇચ્છા નથી ધરાવતો." દેવેન્દ્રે રોકડો જવાબ સંભળાવી દીધો.

"તો હવે આપ એ વાતને કબુલ કરો, એવો જ રસ્તો મારે લેવો પડશે." વૈદ્યરાજે જરાક દમ બતાવ્યો.

"એ શો રસ્તો છે, તે મને પણ જણાવો તો ખરા." દેવેન્દ્રે મજાકમાં કહ્યું.

"એ જ કે, મારે કાયદાનો આશ્રય લેવો પડશે." વૈદ્યરાજે કહ્યું.

"પણ એમાં સમયનો બહુ જ ભોગ આપવો પડશે, એનું પણ કાંઇ આપને ભાન છે ખરૂં કે?" દેવેન્દ્રવિજયે સૂચના કરી.

"ભલે, એથી અમારી કશી પણ હાનિ થવાની નથી."

"પણ એટલા વખતમાં અમે એ બાળાને જો ઇચ્છીશું તો બીજા કોઇ વધારે ગુપ્ત સ્થાનમાં છુપાવી શકીશું." દેવેન્દ્ર બોલ્યો.

"તો શું આપ પોતે તેની રક્ષા નહિ કરો કે?" વૈદ્યરાજે પૂછ્યું.

"કેમ? રક્ષા શામાટે નહિ કરીએ વારૂ?" દેવેન્દ્રે જવાબ દીધો.

"આપ તેને ગમે ત્યાં છુપાવશો, તોપણ તે અમારા હાથમાંથી ક્યાંય છટકી જવાની નથી, અંતે તો અમારા પાંજરામાં જ આવીને

પુરાવાની." વૈદ્યરાજે પોતાની અગાધ શક્તિનું દર્શન કરાવીને કહ્યું.

"વાહ. એ તો જેમ થવાનું હશે તેમ થઈ રહેશે પણ એ ઉન્માદિની બાળા મારા ગૃહમાં છે એ માટેનો કાંઇ પણ પુરાવો આપ પાસે છે ખરો કે ?" દેવેન્દ્રે બીજી દિશામાં સંચાર કરીને પૂછ્યું.

"અમે સારી પેઠે જાણીએ છીએ કે તે અહીં જ છે." વૈદ્યરાજે દઢ વિશ્વાસથી જણાવ્યું.

"એ તો જેમ આપ જાણો છો તેમ અમે પણ જાણીએ છીએ. આપ નથી જાણતા એમ મારૂં કહેવું નથી. એ જાણવા ન જાણવાની વાતને અત્યારે દૂર રાખો. કાંઇ સાબીતી છે કે નહિ એટલું જ માત્ર જણાવો. જો હોય કાંઇ પુરાવો તો બતાવો." દેવેન્દ્રે બિલકુલ બગડી જઇને કહ્યું.

"જ્યારે અમે કાયદાનો આશ્રય લઇશું ત્યારે એ પુરાવા પણ રજુ કરીશું. અત્યારે તો આપને માત્ર એટલું જ પૂછવા માગુંછું કે, આપ એ ઉન્માદિની બાળાને છોડશો કે નહિ છોડો ?" વૈદ્યરાજે છેલ્લો જવાબ જાણવાને ચેષ્ટા કરી.

"આપ જ્યાંસુધી ઓછામાં ઓછી બે વાતોનો પૂરો પુરાવો મને નહિ આપો, ત્યાંસુધી હું આપનું વચન માન્ય રાખી શકું તેમ નથી. પહેલી વાત તો એ કે, તે બાળા એ જ છે કે બીજી અને બીજી એ વાત કે એ ખરેખર ગાંડી છે કે નહિ ?" દેવેન્દ્રે પોતાની દલીલ રજુ કરી.

"હા, એ વાતોના પૂરાવા તો અત્યારે અને આ ક્ષણે જ આપને હું આપી શકીશ. આ બે કાગળો વાંચી જુઓ એટલે બધો વૃત્તાંત આપના જાણવામાં આવી જશે." એમ કહીને વૈદ્યરાજે એ કાગળો દેવેન્દ્રના હાથમાં આપ્યા.

દેવેન્દ્રે એ બન્ને કાગળો પોતાના હાથમાં લીધા અને તેમાં જે ડૉક્ટરોની સહીઓ હતી, તે ડૉક્ટરોનાં નામો પોતાની નોટ બુક અથવા ડાયરીમાં ઉતારી લીધાં, અને તે કાગળો પાછા વૈદ્યરાજના હાથમાં આપી દીધા. વૈદ્યરાજે કાગળ હાથમાં લઇને પૂછ્યું કે:— "કેમ, આપે એ કાગળો વાંચ્યા કેમ નહિ વારૂ ?"

"મારે એ કાગળોનું બીજું કાંઇ પણ વધારે કામ નથી. જે જરૂરની વાત હતી તે મેં જોઇ લીધી છે." દેવેન્દ્રે જવાબ આપ્યો.

"શું ત્યારે આપને માત્ર ડૉક્ટરનાં નામોની જ આવશ્યકતા હતી કે ? જો એમ જ હોય તો આપનો મતલબ પૂરો થયો છે, માટે મારા રોગીને મારા તાબામાં આપી દો." વૈદ્યરાજે તરત માંગણી કરી.

"જો મારા કેટલાક સવાલોના બરાબર જવાબ આપવાને આપ તૈયાર હો, તો આપના તાબામાં આપવાનો મને કશો પણ વાંધો નથી." દેવેન્દ્ર બાબુએ જણાવ્યું.

"વારૂ—ત્યારે ભલે જે સવાલ પૂછવાના હોય તે પૂછો." વૈદ્યરાજે કહ્યું.

"આપને અહીં કોણે મોકલેલા છે ?" દેવેન્દ્રે પૂછ્યું.

"એનો ખરો જવાબ હું આપી શકું એમ નથી, કારણકે, કોઇ પ્રતિષ્ઠિત સ્ત્રીના નામનો ઉચ્ચાર કરવો, એ હું યોગ્ય નથી ધારતો."

"એ પ્રતિષ્ઠિત સ્ત્રી તે જ કે નહિ કે જેને આપ આજકાલ મનોરમાના નામથી ઓળખો છો ?" દેવેન્દ્રે બીજો સવાલ કર્યો.

"હું એ વિષે કાંઇ પણ જાણતો નથી. વૈદ્યરાજે કહ્યું.

"વારૂ. ત્યારે આપના એ રોગીનું ખર્ચ ખુટણ કોણ પૂરૂં પાડે છે ?" દેવેન્દ્રવિજયે ત્રીજો સવાલ પૂછ્યો.

" એ વાતને જાણવામાં આપનો શો હેતુ સમાયલો છે, તે જણાવશો કે ? " વૈદ્યરાજે સામો સવાલ કર્યો.

" કાંઇ પણ મતલબ વિના આપને એ સવાલ પૂછીને હું વ્યર્થ પરિશ્રમ નથી આપતો, એ સારી રીતે જાણી રાખજો. " દેવેન્દ્રે ગંભીરતાથી જવાબ આપ્યો.

" આપે હમણાં જ જે સ્ત્રીના નામનો ઉચ્ચાર કર્યો હતો, તે જ એ ઉન્માદિનીના ખર્ચનો પ્રબંધ કરે છે." વૈદ્યરાજે કહ્યું.

" શું મનોરમા કે ? " દેવેન્દ્રે બીજી વાર પૂછ્યું.

" જી હા. તે જ. " વૈદ્યરાજે ટુંકો જવાબ આપ્યો.

" આપની એ ઉન્માદિની અહીં મારા ઘરમાં છે. એ વાત પણ આપે મનોરમાના મુખથી જ સાંભળી છે ને ? " દેવેન્દ્રે કહ્યું.

" નહિ. તેણે મને એ વાત નથી કહી. તેમની જોડે તો હજી મારી મુલાકાત પણ થઇ નથી. " વૈદ્યરાજે જૂઠે જૂઠું ચલાવ્યું.

" જરાક સાચું બોલો. અસત્ય વદવાથી કાંઇ પણ લાભ નથી થવાનો. " દેવેન્દ્રે ટોણો માર્યો.

" શું મને આપ અસત્યભાષી સમજો છો ? મારી ઓનેસ્ટીને ડાઉટ કરો છો કે ? " વૈદ્યરાજે કહ્યું.

" જી હા. આપના ડામાડોળ જવાબોથી તો આપ જૂઠાના સરદાર જ દેખાઓ છો. " દેવેન્દ્રવિજયે સાફ સંભળાવી દીધું.

" નાસ્તિક, બદમાશ ! હું જૂઠો ? મને તું જૂઠો કહે છે કે ? યાદ રાખ કે, જો હું અત્યારે તારા કંપાઉન્ડમાં ન હોત, તો........"

" બસ, બસ, વૈદ્યરાજ ! વધારે ગુસ્સો કરીને ગભરાટમાં ન પડી જશો. ખરેખર અત્યારે જો મારા મકાનમાં મળવાને બદલે જો તમે

મને અન્ય સ્થાને મળ્યા હોત, તો આ અસત્યવાદનો સ્વાદ તમને તત્કાળ ચખાડી દીધો હોત. તમે અત્યારે મારા મકાનમાં આવેલા છો, એટલા માટે જ આબાદ બચી જાઓ છો. ” દેવેન્દ્રવિજયે તેની વાક્ય શૃંખલાને વચમાંથી જ કાપી નાંખીને ઉગ્રતાનું દર્શન કરાવ્યું.

“ ઠીક, ઠીક હવે, ખાલી દમ ભરાવવાનું રહેવા દઇને સીધા સીધા મારા રોગીને બહાર કાઢો, નહિતો પછી પસ્તાશો. ” વૈદ્યરાજે પણ ખાલી દમ ભરાવ્યો.

દેવેન્દ્ર મીજાજથી જ બોલ્યોઃ “ વારુ, હવે સીધા ગૃહગમન કરો, નકામો ગુસ્સો કરીને શરીરને દગ્ધ ન કરો. એવો તમારો મીજાજ દેવેન્દ્રવિજય મિત્રને ત્યાં ચાલશે નહિ. ”

“ તો શું એકદમ તમે ઇનકાર જ કરો છો ? ”

“ શું અત્યારસુધી કહ્યું તે સમજાયું નહિ ? ”

વૈદ્યરાજ જરા નરમ પડીને બોલ્યાઃ “ એમ કેમ ? હમણાં જ તમે એમ કહ્યું હતું કે સવાલોનો જવાબ આપશો તો રોગીને છોડી દઇશ ને શું ? ”

“ જી હાં, મારો ઇરાદો હતો કે જો આપ મારા સવાલોનો ઠીક ઠીક જવાબ આપો તો હું તેને છોડી દઉં, પણ આપના તુંદ મીજાજથી હું એમ જાણી શક્યો છું કે રોગિણીને આપને હાથમાં આપવી તે ઉચિત નથી. ”

વળી પુનઃ દમ બરાવીને વૈદ્યરાજ બોલ્યાઃ “ તમે નહિ આપો તો શું તેને છોડાવીને લઇ જવાની મારામાં શક્તિ નથી ? ગમે તેમ કરીને તેને લઇ જઇશ. ”

" વાહ, વાહ, કહો તો ખરા આપ ક્યારે લઇ જશો ? " દેવેન્દ્રે જરા હસીને કહ્યું.

" હમણાં જ. "

" હમણાં જ કેવી રીતે ? "

" બળાત્કારથી ! "

" વાહજી ! આપ આદમી છો કે હેવાન ? વાત કરો છો કે તમાસો ? આપની વાત સાંભળીને તો હું મારૂં હસવું ખાળી શકતો નથી. "

વૈદ્યરાજ એકાએક ગુસ્સો કરીને ગર્જી ઉઠ્યાઃ " હું બીજું કાંઈ સાંભળવા ઇચ્છતો નથી; મને માત્ર મારા રોગીની જરૂરત છે. બોલો તેને મારે સ્વાધીન કરો છો કે નહિ ? "

દેવેન્દ્રવિજયે છાતી કાઢીને જવાબ આપ્યોઃ " નહિ. "

" વારૂ, નહિ, ત્યારે લો. " એમ કહેતાં જ વૈદ્યરાજે હાથ માંહેની લાકડીમાંથી ગુપ્તી કાઢીને તુરત દેવેન્દ્રની સામે ઉગામી. દેવેન્દ્ર યુક્તિથી છટકી ગયો ન હતે તો અવશ્ય તે શસ્ત્રનો ભોગ થઇ પડતે. પરન્તુ જેવો વૈદ્યરાજે પોતાનો હાથ ઉગામ્યો કે તરત દેવેન્દ્ર નીચો નમી ગયો અને ઘા વ્યર્થ ગયો. ગુપ્તીનો ફટકો પાસેની દીવાલપર પડ્યો અને દીવાલમાં મોટો છેદ પડ્યો. પણ દેવેન્દ્રે એટલા તો જોરથી વજ્રના સરખી એક મુઠી ગોવિન્દપ્રસાદના કપાળમાં મારી કે તુરત તે ચક્કર ખાઇને જમીન પર પડી ગયો. પણ તુરત જ પુનઃ સાવધાન થઇને તે ઉઠ્યો અને કપડાંમાં સંતાડેલી એક છરી કાઢીને દેવેન્દ્રને મારવાને ધસ્યો. દેવેન્દ્ર તો ક્યારનોએ સાવધાન થઇ રહ્યો હતો, તેથી આ વખતે પણ તે તેના ઝપાટામાં આવ્યો નહિ. દેવેન્દ્ર

એટલો તો બહાદૂર હતો કે તેની જન્મપત્રિકામાં પીઠ દેખાડીને નાસવાનું લખ્યું ન હતું. જે હાથમાં વૈદ્યરાજે છરી પકડી હતી, તે હાથને દેવેન્દ્રે એવા તો જોરથી લાત મારી કે છરી સત્વર જમીનને મળવાને દોડી ! તરત દેવેન્દ્ર વૈદ્યરાજની તરફ ધસ્યો અને એવા તો જોરથી તેના બન્ને હાથ પીઠ પાછળથી પકડ્યા કે બિચારા વૈદ્યરાજને એમ જ લાગ્યું કે જાણે તેને લોઢાના જંજીરથી બાંધી લેવામાં આવ્યો હોયની ! વૈદ્યરાજે છૂટવાને ઘણુંએ ફાંફાં માર્યાં પરન્તુ તે સઘળાં નિષ્ફળ ગયાં.

આ ધમાચકડીની ખબર પડતાં જ દેવેન્દ્રનો નોકર શિવુ દોડી આવ્યો. દેવેન્દ્રે શિવુને કહ્યું: " શિવુ ! જરા દરવાજો ઉઘાડી નાંખ જોઇએ. "

શિવુએ દરવાજો ઉઘાડ્યો. દેવેન્દ્રવિજય વૈદ્યરાજને બન્ને હાથમાં પકડીને આગળ ચાલ્યો, જાણે કોઇ આદમી એક બાળકને ગોદમાં નાંખીને લઇ જતો હોયની ! વૈદ્યરાજે દેવેન્દ્રના હાથમાંથી છુટવાને હાથ પગ પછાડવા માંડ્યા પણ વ્યર્થ ! દરવાજા પાસે પહોંચતાં દેવેન્દ્રે વૈદ્યરાજને એક પત્થરની પેઠે ફેંકી દીધા ! વૈદ્યરાજ સડક પર પછડાયા અને મોટો ધબાકો થયો. દેવેન્દ્ર સત્વર અંદર પેસી ગયો અને દરવાજો બંધ કરી દીધો.

---

## પ્રકરણ ૧૧ મું.

---

### શિવપુરના માર્ગમાં.

ગોરજનો સમય છે. સંધ્યા સમય થવાને બહુ વાર નથી.

સોનાની મોટી થાળીના સરખો અર્ધ સૂર્યદેવ ક્ષિતિજની પાસે રક્ત મુખ દેખાડી રહ્યો છે. તદ્દકાની સોનેરી પ્રભા વસન્ત ઋતુનાં રાતાં લીલાં વૃક્ષપત્રો પર દર્શન આપી રહી હતી. થોડી વારમાં જગત્ પર વિભાવરી આચ્છાદન કરી રહી. પ્રફુલ્લહૃદયા યામિની અને તેનો નાથ ચંદ્ર ઉભય હસવા લાગ્યા. દમ્પતીનું મધુર હાસ્ય જોઇને પુષ્પ-વાટિકાઓની કળિઓ ખીલી ઉઠી. નવપલ્લવાવલિ મધુર મધુર હાસ્ય કરવા લાગી. લતિકાદળમાંથી પણ મન્દ મન્દ હાસ્ય સ્ફુરતું હતું. નિશાવિકાસિની કમલિનીઓનું યૂથ દંતપંક્તિ દેખાડી રહ્યું. સ્વચ્છ નીલ નભમંડળમાં શુભ્ર શ્વેત મેઘમાળા હસી પડી અને ચારે દિશાએ હાસ્ય જ હાસ્ય દેખાઇ રહ્યું. જ્યાં આંખ ફેરવીએ ત્યાં હાસ્ય અને જ્યાં કાન ધરીએ ત્યાં હાસ્યધ્વનિ જ હોય ! આવું આનંદપ્રદ કૌતુક કોને મુદિત ન કરે ? આ સમયે ખિદિરપુરમાં આનંદકુટીરની પછવાડેના નાના રસ્તા પર એક બુઢ્ઢો પોતાની પીઠ પર થોડો બોજો લઇને હાથ માંહેની લાકડીનો ટેકો દઇ ચાલ્યો જતો હતો. બુઢ્ઢાની ઉમ્મર ઘણી થઇ ગઇ હશે, એમ તેના દાઢી તથા માથાપરના સફેદ વાળ ઉપરથી જણાતું હતું. એક મલીન અને જૂનું–ફાટેલું પેહેરણ તેણે પોતાના શરીર પર પહેર્યું હતું. તે દમના રોગથી એટલો બધો પીડાતો હતો કે રસ્તામાં પગલે પગલે ખોં ખોં કર્યા કરતો હતો.

જ્યારે તે આનંદકુટીરની પછવાડેની ફુલવાડીના નાના દરવાજા પર જઇ પહોંચ્યો, ત્યારે તે પહેલાં કરતાં પણ વધારે જોરથી ખોં ખોં કરી રહ્યો. તુરત જ દરવાજો ઉઘાડયો અને મુસલમાની પોશાકવાળો એક યુવક ધીમેથી બહાર આવીને બોલ્યો: " ઓહો ! તમે આવી પહોંચ્યા ? "

તે બુઢ્ઢો બોલ્યો: "હા શચીન્દ્ર."

વાચકોને કહેવાની જરૂર નથી કે તે બુઢ્ઢો દેવેન્દ્રવિજય હતો અને તે મુસલમાની પોશાકવાળો તેનો ભાણેજ શચીન્દ્ર હતો. શચીન્દ્ર બોલ્યો: "મામા! તમે બહુ જ સારે સમયે આવી પહોંચ્યા છો. આપને ઘણીએ વાતો કહેવાની છે."

દેવન્દ્ર જરા અસ્થિર મનથી બોલ્યો: "વારૂ, એ સઘળું હું બીજે વખતે સાંભળી લઈશ. અત્યારે રોકાવાનો વખત નથી. હું અત્યારે શિવપુરના વૈદ્યરાજ ગોવિંદપ્રસાદને ત્યાં જઉં છું."

"તો પછી ક્યારે મળશો?" શચીન્દ્ર બોલ્યો.

"ત્યાં કામ કરીને જ્યારે પાછો આવીશ, ત્યારે તને અહીં જ મળીશ." એમ કહેતો દેવેન્દ્ર સત્વર ત્યાંથી ચાલ્યો ગયો.

---

## પ્રકરણ ૧૨ મું.

---

### શિવપુર.

જ્યારે દેવેન્દ્રવિજય શિવપુર પહોંચ્યો, ત્યારે રાત્રિ ઘણી વ્યતીત થઈ ગઈ હતી. રસ્તામાં લોકોનું આવવું જવું સદંતર બંધ હતું. આખું જગત્ નિદ્રાની સોડમાં વિશ્રાંતિ લેતું હતું.

આકાશ કેવળ નિર્મળ હતું. ક્યાંય તારાઓનું દર્શન થતું ન હતું. નિષ્કલંક આકાશના એક ભાગનાં સકલંક ચન્દ્ર હસી રહ્યો હતો. આવા સમયે દેવેન્દ્રવિજયે મહા મહેનતે ગોવિન્દપ્રસાદ વૈદ્યરાજની ઉંચી હવેલી શોધી કાઢી. હવેલીના ઉપરના માળામાં એક દીપક બળી રહ્યો હતો, પરન્તુ કાંઈ બોલચાલ સંભળાતી ન હતી. નીચેના

માળમાં પણ પ્રકાશ દેખાતો હતો. તે પ્રકાશ ખડકીમાંથી નીકળીને બહાર ચાંદનીમાં મળી જતો હતો. નીચેના માળમાં રોગીઓની હાય ત્રાસ, રોવાનો અવાજ અને ગાંડા માણસોનું હાસ્ય વારંવાર કાને પડતું હતું અને નીરવ રાત્રિની નિઃસ્તબ્ધતાનો ભંગ કરતું હતું.

દેવેન્દ્રવિજયે દરવાજા પર જઇને કેટલીક વારસુધી બારણાને ધક્કા માર્યા ત્યારે એક નોકરે આવીને દરવાજો ઉઘાડ્યો. નોકરને જોઇને બુઢ્ઢાના વેશવાળા દેવેન્દ્રે પૂછ્યું, "વૈદ્યરાજ ઘેર છે કે ?"

"નહિજી, બહાર ગયેલ છે." ઉત્તર મળ્યો.

"ક્યાં ગયા છે, તેની તને ખબર છે ? આજ ને આજ પાછા ફરશે કે નહિ ?" દેવેન્દ્રે પૂછ્યું.

નોકરે જવાબ આપ્યોઃ "કોઇ રોગીને જોવા ગયા હશે. આજ ને આજ પાછા ફરશે કે નહિ, તે હું બરાબર કહી શકું નહિ."

"ઘેરથી ક્યારે ગયા છે ?"

"સાંજ પહેલાં."

"ત્યારે તો મોટી મુશ્કેલી આવી." દેવેન્દ્રે ગભરાઇ ગયા સરખું મ્હોં કરીને કહ્યુંઃ "મહા મુસીબતે અહીં આવ્યો, તો વૈદ્યરાજ ઘેર ન મળે ! હવે હું બુઢ્ઢો માણસ આટલી રાત્રે ક્યાં જઇશ ?"

નોકર બોલ્યોઃ "તો આપને શું કામ છે તે કહેતા જાઓ, વૈદ્યરાજ આવશે ત્યારે હું તેમને કહીશ."

"ભાઇ, કામ તો એટલું જ છે કે મેં મારી દીવાની છોકરીને વૈદ્યરાજને દવા કરવા માટે સોંપી હતી, તેની ખબર પૂછવા આવ્યો હતો કે હવે તેને કેમ છે ?"

નોકર આશ્ચર્યથી બોલ્યો: " દીવાની છોકરી ? અમારા પાગલખાનામાં હાલમાં દીવાની છોકરી કોઇ છે જ નહિ !"

દેવેન્દ્રે ગભરાઈ ગયા સરખું મ્હોં કરીને કહ્યું: " અરે, તું શું કહે છે? શું ત્યારે મારી છોકરી મરી ગઇ ?"

" પણ, તમારી છોકરીનું નામ શું, કાકા ? "

" નામ ? નામ તો તે સદાની દીવાની હોવાથી અમે તેને દીવાની દીવાની કહીને બોલાવતાં'તાં. બાકી તેનો ચ્હેરો ઘણો મનોહર હતો. અઢાર–ઓગણીસ વરસની હતી. તેની ઉમ્મરની સાથે તેનું દીવાનાપણું પણ જ્યારે વધવા માંડ્યું, ત્યારે મેં તેને વૈદ્યરાજના હાથમાં દવા માટે સોંપી હતી. "

નોકર કાંઇક સંભારીને બોલ્યો: " અરે, હાં, હાં. તે તો ચાર–પાંચ દિવસ થયાં નાસી ગઇ છે. "

દેવેન્દ્ર વિશેષ ગભરાતો બોલ્યો: " શું ? નાસી ગઇ ! કયારે નાસી ગઇ ? કેવી રીતે ? શું આટલા દિવસ થયાં છતાં પણ તે હજી દીવાની મટી નહિ ? "

નોકર બોલ્યો: " ઓહો ! કાકા ! એ છોકરી શું આપની જ હતી કે ? બાકી, કાકા ! છોકરી તો ભારે સુશીલ, દયાળુ અને સુંદર હતી હોં ! અમારી બરદાસ્ત નીચે જ હતી, પણ આટલા દિવસમાં એક દિવસ પણ તેનામાં દીવાનાપણું જોયું નથી. શી ખબર તમે તેનામાં શું દીવાનાપણું જોઇને તેને અહીં મોકલી'તી ? અગર જો તમે તેને દીવાની કહેતા હો, તો તમે તથા અમારા વૈદ્યરાજ પણ તેના કરતાં વધારે દીવાના હોવા જોઇએ. તેના જેવી ગંભીર અને શાંત છોકરી તો અમે કદાપિ જોઇ જ નથી. તેનામાં જો કાંઇ પણ

દીવાનાપણું હોય તો તે એટલું જ કે તે પોતાના દુઃખથી રોતી હતી અને તે સિવાય કાંઇ પણ બોલતી ન હતી. જો કોઇ તેને કાંઇ કહેતું તો તે તુરત તે સાંભળતી પણ ખરી. તમે તેના કેવા નિષ્ઠુર પિતા છો કે એવી લક્ષ્મી જેવી છોકરીને તમે દીવાની કહીને અહીં મોકલી? આપ બુઢ્ઢા થયા છો તેથી જ તમારી બુદ્ધિ નાસી ગઇ હોવી જોઇએ કારણ કે, એવું કહેવત છે કે–સાઠી બુદ્ધિ નાઠી."

દેવેન્દ્ર ધીરેથી બોલ્યોઃ "સાંભળ, બેટા! બહુ મશ્કરી સારી નહિ. તેના જેવી દુષ્ટ છોકરીને સુશીલ અને શાંત કહીને તું મારી મશ્કરી કરે છે, તે વાજબી નહિ. સાંભળ, હવે હું જઉં છું. કાલ વૈદ્યરાજને મળવા આવીશ. જ્યારે તે અહીં આવે ત્યારે તેમને કહેજે કે દેવેન્દ્રવિજય મિત્ર પોતાની દીવાની છોકરીની ખબર પૂછવાને આવ્યો હતો, એટલે તે સમજી લેશે કે હું કોણ છું અને શામાટે આવ્યો હતો."

---

## પ્રકરણ ૧૩ મું.

---

### નવી ખબર.

**જ્યારે** દેવેન્દ્રવિજય શિવપુરથી પાછો ફરીને શચીન્દ્રને મળવાને માટે ખિદિરપુર તરફ રવાના થયો, ત્યારે પ્રભાત થવામાં બહુ વાર ન હતી. પૂર્વાકાશના પ્રાંત ભાગમાં રક્ત વર્ણ છાઇ રહ્યો હતો. હાસ્ય કરતી ઉષાદેવી ધીરે ધીરે પૂર્વ ગગનના સુવર્ણ જડિત સોપાનની ઉપર ચડતી આવતી હતી.

દેવેન્દ્રવિજયે આનંદ કુટીરના પછવાડેના દરવાજા પાસે આવીને શચીન્દ્રને એકાંતમાં મળીને પૂછ્યું; " કેમ કાંઇ ખબર મળી છે કે ?"

" હા, ઘણી ખબરો મળી છે. રામગુલામ અને ત્રણે મનોરમાઓમાંથી જેને મારી નાંખવામાં આવી છે તેની જેણે દવા કરી હતી, તે ડાક્ટરને મેં જોએલ છે." શચીન્દ્રે નવીન ખબર કહ્યા.

"તે કોણ છે? તેનું નામ શું છે? રહે છે કયાં ?" દેવેન્દ્રવિજયે એકી સાથે ત્રણ સવાલો પૂછ્યા.

શચીન્દ્ર એ ત્રણે પ્રશ્નોના અનુક્રમે ઉત્તર આપવા લાગ્યો: "તેનું નામ નવીનચંદ્ર છે અને આ આનંદ કુટીરમાં જ રહે છે. અત્યારે તે આનંદ કુટીરનો માલીક છે અને જે મનોરમા સઘળી સંપત્તિ દબાવી બેઠી છે, તેનો સ્વામી છે. "

દેવેન્દ્રે પૂછ્યું: " તેમનાં લગ્ન કેટલા વખત પહેલાં થયાં છે, તે કાંઇ તારા જાણવામાં આવ્યું છે ? "

" હા, તેમનાં લગ્ન થયાને એક માસ થયો છે. "

" ત્યારે તો હજી હમણાં જ થએલાં. "

શચીન્દ્રે વળી એક નવીન ખબર સંભળાવતાં કહ્યું: " હા, લગ્ન તો હમણાં જ થએલાં છે, પરંતુ બન્નેમાં મેળાપ નથી. રાત–દહાડો કલહ–કંકાસ થયાં કરે છે. "

દેવેન્દ્રે કિંચિત્ આશ્ચર્યમાં તણાતાં પૂછ્યું: " તને એ ખબર ક્યાંથી મળ્યા ? "

" આ બગીચાના માળી પાસેથી સઘળી વાત મેં સાંભળી છે અને નવીનચંદ્ર ડાક્ટરને તો મેં મારી આંખોવડે દેખેલો છે. તે સાધારણ સ્વભાવનો નહિ પણ ભારે વિકટ માણસ છે. રંગરૂપમાં

જાણે બીજો ફુલસાહેબ જ જોઇ લ્યો."

ફુલસાહેબે કામરૂદેશનો ઘણો અનુભવ લીધો હતો અને મંત્ર-તંત્રના જાણનાર તરીકે તથા વિચિત્ર પ્રકૃતિવાળા તરીકે તેણે સારૂં નામ કર્યું હતું. તેને ઉદ્દેશીને શચીન્દ્રે નવીનચંદ્રને સરખાવ્યો.

દેવેન્દ્રે ચકિત થઇને પૂછ્યું: "મારો મિત્ર અરિંદમ જે ફુલસાહેબને હાથે માર્યો ગયો હતો, તે જ ફુલસાહેબ કે? વારૂ, તે નવીનચંદ્ર સાથે તારે કાંઇ વાતચીત થઇ હતી?"

શચીન્દ્ર બોલ્યો: "હા, તેણે તો મને પોતાનો કોચમેન કરીને નોકર રાખ્યો છે. હવે અહીં હું શચીન્દ્ર નથી-મારૂં નામ કરીમ-બક્ષ છે."

દેવેન્દ્રે શચીન્દ્રની પીઠ થાબડીને કહ્યું: "વાહ વાહ! સાબાશ છે! ખૂબ કરી! તારી બુદ્ધિનો મને ઘણો ભરોસો છે. જોજે, હુશિયાર-ખબરદાર રહેજે!"

ત્યારબાદ દેવેન્દ્રવિજયે જે કાંઇ ગુપ્ત ખબરો મેળવી હતી તે સઘળી શચીન્દ્રને કહી સંભળાવી. દેવેન્દ્ર પોતાના સહચારીની પાસે કાંઇ પણ વાત ગુપ્ત રાખતો નહિ. જતાં જતાં દેવેન્દ્રે કહ્યું: "જો, શચીન્દ્ર! તારા કામથી હું બહુ જ સંતુષ્ટ છું. હું એમ જ ઇચ્છતો હતો કે આનંદકુટીરની નજીકમાં તું કાંઇ ધંધો શોધી લે તો ઠીક અને તેં તેમ જ કર્યું તે જાણી હું ખુશ થયો છું. હમેશાં હુશિયા-રીથી જ વર્તવાનું છે અને આંખો ઉઘાડીને મ્હોં બંધ કરીને જ ચાલવાનું છે. કામ કર્યા સિવાય કામ જલ્દી પૂરૂં થવાનું નથી. '૧૭ ક' નિશાનીવાળા કાગળના બંડલનો પત્તો મેળવવાની ફિકર વધારે સખવાની છે. હવે હું જઉં છું."

"ક્યાં જશો ?" શચીન્દ્રે પૂછ્યું.

"ઘેર જઇશ. મને જણાય છે કે ઘેર કાંઇ નવા જુની બની હશે."

"કેમ ઘેર શું થયું હશે વળી ?"

"કારણકે મનોરમાને વાસ્તે તે ભારે ફિકરમાં હોય તેમ જણાય છે. વૈદ્યરાજ પણ ઘેર નથી. સાંજે નીકળ્યો હોવા છતાં હજી સુધી ઘેર પહોંચેલો નથી ! જરૂર તે સઘળાં કાંઇ ને કાંઇ ચક્ર ચલાવી રહ્યાં હોવાં જોઇએ."

"વારૂ, ફરીથી એક વાર મને મળી જજો."

"સઘળી ખબર મેળવીને તું પણ તૈયાર રહેજે. મામલો ગણુ વિકટ છે. હવે હું જઇશ."

**શચીન્દ્ર** તે નાના દરવાજેથી અંદર ચાલ્યો ગયો અને દેવેન્દ્ર ત્યાંથી પોતાના ઘર તરફ રવાના થયો.

---

## પ્રકરણ ૧૪ મું.

---

### શૂન્ય ગૃહ.

**પ્રભાત** થતાં દેવેન્દ્રવિજય ઘેર પહોંચ્યો. સૂર્યદેવનાં સોનેરી કિરણો ચારે દિશાએ ફેલાઇ રહ્યાં હતાં. સર્વે પ્રાણીઓ નિશાની સોડમાંથી ઉઠીને રામ નામ લેતાં પોતાના અભિષ્ટચિન્તનમાં લાગી રહ્યાં હતાં.

પોતાના દરવાજા પર પહોંચતાં જ એકાએક ડરથી દેવેન્દ્રનું કાળજું કકળી ઉઠ્યું. તે સત્વર ઘરમાં ગયો તો ઘર સૂનું માલૂમ પડ્યું. કાંઇ પણ ધ્વનિ શ્રવણગોચર થતો ન હતો. અંદર

સર્વત્ર શૂન્યકાર વ્યાપી રહ્યો હતો. તે ઉપરથી અનુમાન કરી શકાતું હતું કે ઘરમાં કોઇ નથી. જલ્દી દાદરની મદદથી ઉપર જતાં શયન-ગૃહમાં નજર કરી તો સર્વત્ર શૂન્યકાર ! ઘરમાં કોઇ પણ મળે નહિ ! " રેવતી ! રેવતી ! " અને પછી " મનોરમા ! મનોરમા !" એમ ઉપરાસાપરી પોકાર કરવા માંડ્યા પરન્તુ નિષ્ફળ ! પુનઃ ખૂબ જોરથી બૂમ મારી તોપણ કાંઇ જવાબ નહિ મળ્યો. કેવળ દેવેન્દ્રના જ શબ્દોનો પડઘો સામો જવાબના રૂપમાં સંભળાયો.

દેવેન્દ્ર પોતાના મનમાં જ વિચારવા લાગ્યો: " મોટા આશ્ચર્યની વાત છે કે બન્ને એકાએક ક્યાં ચાલી ગઇ ? " ફરી શયનગૃહની પાસેની પરશાળ ભણી નજર કરી તો માલૂમ પડ્યું કે સઘળો સામાન જ્યાંનો ત્યાં પડેલો છે. આંગણામાં નજર કરતાં તેનું મગજ ફરી ગયું. ત્યાં લોહીથી ભીંજાએલો એક અંગુછો પડ્યો હતો. તે અંગુછો દેવેન્દ્રની સ્ત્રી રેવતીના શયનગૃહમાં જે વપરાતો હતો તે જ હતો. આ સઘળો શું મામલો છે, તેનો દેવેન્દ્ર વિચાર કરવા લાગ્યો પણ કાંઇ વાત તેના સમજવામાં આવી નહિ. હૃદય ઉદ્વિગ્ન થયું અને કદિ નહિ અનુભવેલી ગભરાટની સ્થિતિનો પણ તેને અનુભવ થવા લાગ્યો.

પરન્તુ વિચારમાં ને વિચારમાં બેસી રહેવાથી કાંઇ વળી શકે તેમ ન હતું, કારણકે જેણે રાત્રિમાં આ સઘળો ઉત્પાત કરી મૂક્યો હતો, તેને પકડવાનું કામ તેથી મુશ્કેલ થઇ પડવાનો સંભવ હતો.

થોડા જ વખતમાં દેવેન્દ્રના ચહેરાનો રંગ બદલાઇ ગયો. જે બુઢ્ઢાના વેશમાં તે નીકળ્યો હતો, તે વેશ તેણે બદલી નાંખ્યો. તેના હૃદયમાં ચિન્તા અનેક પ્રકારની ઉથલપાથલ કરી રહી હતી. ચહેરો શોકથી મલિન થઇ ગયો હતો.

તેણે વિચાર્યું: " હૃદય ! ધૈર્ય ધર ! ઉતાવળ કરવાનું કાંઇ પણ કારણ નથી. અધીર થઇશ તો કાર્ય બગડી જશે, માટે સબુર કર. પછી તો તું તારી મેળે જ તારી આપત્તિનો નાશ કરી શકીશ." આ પ્રમાણે હૃદયને પ્રબોધ આપીને થોડી વાર પછી દેવેન્દ્રના મુખમાંથી શબ્દો નીકળ્યા.

" પાખંડી લુંટારાઓએ અહીં આવીને આ અસાહાય્ય સ્ત્રીઓ પર જુલ્મ ગુજાર્યો છે, તેમાં તેમણે બહાદૂરી દેખાડી છે ! વારૂ. કાંઇ હરકત નહિ. જો હું તેનો બદલો લઉં તો જ મારૂં નામ દેવેન્દ્રવિજય ખરૂં, નહિતો નહિ. જેને હું અંતઃકરણથી ચાહું છું તેને હરી લઇને એ ચાંડાલોએ મારા હૃદયમાં આગ સળગાવી છે, તેથી તેનો નિસ્તાર થશે નહિ. પાખંડીઓએ પોતે જ પોતાના મોતને બોલાવ્યું છે. દેવેન્દ્ર એક સાધારણ માણસ નથી, પાપીઓ ! હવે તમે ખબરદાર રહેજો ! " છેલ્લા શબ્દો ઉચ્ચારતી વખતે દેવેન્દ્રમાં અભિમાનનો જુસ્સો પ્રકટી નીકળ્યો.

થોડી વાર દેવેન્દ્ર પોતાના શયનગૃહમાં આમથી તેમ ફર્યો. ત્યારબાદ પોતે પોતાની મેળે જ વિચારીને બોલ્યો: " માલૂમ પડે છે કે જ્યારે લુંટારાઓ આવેલા હશે ત્યારે રેવતી અને મનોરમા બન્ને અહીં સૂતી હતી. તેમને સૂતી ને સૂતી જ એ દુષ્ટો ઉપાડી ગયા હોય તેમ જણાય છે. પણ આ લોહીથી ભરેલો અંગુછો અહીં ક્યાંથી આવ્યો ? "



# પ્રકરણ ૧૫ મું.

## શિવુના સમાચાર.

સત્વર બાબુ દેવેન્દ્રવિજય પોતાના નોકર શિવુની પાસે ગયો. મકાનની પાછળ એક નાની કોડીમાં તે રહેતો હતો તથા રાંધી ખાતો હતો. તે કોટડીમાં જઇને દેવેન્દ્રવિજયે જોયું તો શિવુ ત્યાં એક કાંબળાપર પડયો હતો, પરન્તુ તેના હાથ પગ એવા તો જકડીને બાંધ્યા હતા કે તે હલી—ચલી શકતો પણ ન હતો. તેનું એક ફાળિયું ફાડીને તેના મ્હોંમાં એવડો મોટો ડૂચો મારવામાં આવ્યો હતો કે તે બોલી પણ શકતો ન હતો. દેવેન્દ્રવિજયે પહેલાં તો તેના મ્હોંમાંથી ડૂચો બહાર કાઢીને તેના હાથ પગ છોડી નાંખ્યા. ગભરાઇ ગએલા શિવુને દેવેન્દ્રવિજય કોટડીમાંથી બહાર લાવ્યો અને બહારની તાજી હવાથી તે જરા સાવધ થયો એટલે તેને પૂછ્યું: " શિવુ ! આ સઘળો શું ગામલો છે ? કહે તો ખરો ! "

શિવુ બોલ્યો: " બાબુજી ! હું તો કાંઇ પણ જાણતો નથી. "

" તને કયારે અને કયાં આગળ આવી રીતે બાંધવામાં આવ્યો તથા કોણે બાંધ્યો તેની ખબર છે ? "

" તે વખતે રાતના ત્રણ વાગ્યા હશે. હું આ બિછાનાપર સુતો હતો. " શિવુએ કહ્યું.

દેવેન્દ્રવિજય નિઃશ્વાસ નાખીને બોલ્યો: " હે પરમેશ્વર ! જો હું બે કલાક વહેલો આવ્યો હોત તો અહીં સૌને પકડી લઇ શકત. વારૂ ! તેઓ કેટલા જણ હતા ? "

શિવુ બોલ્યો: " તેઓ ચાર માણસ હતા. "

" સઘળા પુરૂષો જ હતા કે ?"

" ના. તેઓમાં એક સ્ત્રી પણ હતી." શિવુએ કહ્યું.

" વારૂ, તે સ્ત્રીનો ચહેરો કેવો હતો, તે તું કહી શકીશ ?"

" હું તેનો ચહેરો જોઇ શક્યો નહિ, કારણકે તેનું મ્હોં મોટા ઘુંઘટામાં છુપાવેલું હતું."

" વારૂ. તે ત્રણ પુરૂષોમાંથી તું કોઇને ઓળખે છે ? અત્યારે હું તેમની પાસે તને લઇ જઉં તો તું ઓળખી શકે ખરો ?"

" તે ત્રણે પુરૂષોએ પણ પોતાનાં મ્હોં ઘણાંખરાં કપડાંથી છુ-પાવેલાં જ હતાં.

" ત્રણે પુરૂષો લાંબા હતા કે નીચા ?"

" તેમનામાં એક બહુ જ લાંબો હતો અને બાકીના બે મ-ધ્યમ કદના હતા."

" તેમના બોલવાનો અવાજ તો તેં સાંભળ્યો હશે. કોઇ જા-ણીતા હોય તેમ માલૂમ પડતું હતું ?"

" ના, તેઓ સઘળાઓએ મ્હોંથી એક શબ્દ પણ ઉચ્ચાર્યો નથી. તે સ્ત્રી બોલી હતી, તે પણ ફક્ત એક જ વાર. મને જોતાં જ તેણે ત્રણે પુરૂષોને ધીમે અવાજે કહ્યું હતું કે—' જલ્દી તેની છાતીમાં છૂરી ભોંકી દો. વાર કરવાની શું જરૂર છે ? જલ્દી ઠાર કરી નાંખો !' "

" તને બાંધતાં તેઓ સઘળાએ શું કર્યું ? તેં બીજું શું શું જોયું ?" દેવેન્દ્રે પૂછ્યું.

શિવુ બોલ્યો: " ત્યારબાદ તે સ્ત્રી મારા મ્હોંની પાસે આવીને જરા નીચી નમી. હું સમજ્યો કે પહેલાં તે પુરૂષોને મારી છાતીમાં

છુરી ભોંકવાનો હુકમ આપીને અત્યારે તે પોતે જ તે કામ કરવાને આવી છે; પરન્તુ એમ નહિ કરતાં તેણે મારા કાન પાસે પોતાનું મ્હોં લાવીને કહ્યુંઃ 'જ્યારે તારો શેઠ આવે ત્યારે તેને કહેજે કે અમારા શિકારપર મારેલી અમારી આ પહેલી તરાપ છે. બીજી તરાપ દેવેન્દ્રના જીવપર મારવામાં આવશે. મેં પ્રતિજ્ઞા કરી છે કે ગમે તેમ થાય તોપણ દેવેન્દ્રનો જાન અવશ્ય લેવો !' "

દેવેન્દ્ર મનમાં જ બોલ્યોઃ " એ તો હું ઇચ્છું છું જ કે તે આવીને મારા પર પોતાનું બળ અજમાવે. " પછી શિવુને કહ્યુંઃ " વારૂ, તેનો પત્તો હું લગાવી શકું તેવું કોઇ નિશાન તેમનામાં તેં જોયું છે ? "

" ના સાહેબ ! હું કાંઇ પણ જોઇ શકયો નથી. "

" વારૂ, તો ચાલ. અત્યારે મારી સાથે આવે છે ? આવીશ, તો મને કાંઇક અનુકૂળતા થશે. "

" હા, શામાટે નહિ ? કહો કયાં જવું છે ? " શિવુ બોલ્યો.

" ઠીક. બીજું કાંઇ નહિ પણ તું એમ કર. અત્યારે ને અત્યારે તું ખિદિરપુર જા. ત્યાં ગંગાના કિનારાપર એક મોટું ત્રણ માળનું મકાન છે. એટલામાં મોટામાં મોટું મકાન તે એક જ છે. તેની ચારે તરફ બગીચો આવેલો છે. બગીચો બહુ જ સુંદર છે. બગીચાની આસપાસ પણ ચારે બાજુએ દિવાલ છે. પછવાડેના બારણે થઇને તું કરીમબક્ષ નામના માણસને ગુપ્ત રીતે મળી આવ."

" વારૂ સાહેબ. "

" કરીમબક્ષ કોણ છે ? તું ઓળખે છે ? તે આપણો શાગીર્દ છે. "

" વારૂ સમજ્યો. "

" તેને મળીને બહુ જ ખબરદારીથી પૂછવું કે, કાલ રાત્રે આનંદકુટીરમાં કોણુ કોણુ માણુસો ન હતાં અને કોણુ કોણુ માણુસો નવાં આવેલાં છે? તેઓ સઘળાપર ખબરદારીથી ધ્યાન આપવું. બસ, હવે જા. વાર કરવાની જરૂર નથી. તેને મળ્યાથી જે ખબર મળે તે અહીં આવીને મને કહેજે. હું જ્યારે તને મળું ત્યારે જ કહેજે અને તે વાત કોઇ બીજાને મ્હોંએ જવી જોઇએ નહિ, સમજ્યો?" દેવેન્દ્રે કહ્યું.

શિવુ બોલ્યોઃ " વારૂ, સાહેબ જઉંછું. પણુ હું એક વાત આપને પૂછું છું કે–શું આ સાહેબ ઉપર કાંઇ જુલ્મ થયો છે?"

"તે તો હું કાંઇ જાણી શકતો નથી, પણુ એ વાત ચોક્કસ છે કે કોઇ મોટી આપત્તિ આવી છે. મનોરમાની સાથે તેને પણુ તે ચાંડાલો લઇ ગયા છે. જ્યાંસુધી હું તેમનો પત્તો ન લગાવું અને તેમને એ ચાંડાલો પાસેથી ન બચાવી લઉં, ત્યાંસુધી ભગવાન્ જાણે તેમના પર શું આપત્તિ આવી પડી હશે! જા, શિવુ, હવે તું વાર ન કર!" એમ કહી દેવેન્દ્ર કાંઇક ગામરી સ્થીતિમાં આમ તેમ ટહેલવા લાગ્યો.

## પ્રકરણ ૧૬ મું.

### નન્હકુસિંહ.

શિવુ ગયો એટલે દેવેન્દ્રવિજય મકાનની પછવાડેના ભાગમાં ગયો. ત્યાં કેટલીક જમીન ખાલી પડી રહેલી હોવાથી તેને એક દીવાલથી બાંધી લેવામાં આવી હતી. દીવાલની ઉપર ધારવાળા

કાચના ટુકડા ખોસેલા હતા. ત્યાં જઇને દેવેન્દ્રે જોયું તો દીવાલ પર એક કાંબળો દેખાયો. કાંબળાની સાત-આઠ ઘડી કરીને કાચના ટુકડાપર નાંખેલો હતો, તે ઉપરથી દેવેન્દ્ર સમજી ગયો કે કાચના ટુકડા ન વાગે તેવા હેતુથી કાંબળાને દીવાલ પર નાંખીને તેની મદદવડે બદમાશોએ અંદર પ્રવેશ કરેલો હોવો જોઇએ. દેવેન્દ્રે મનમાં વિચાર્યું કે—"આ સઘળા અનર્થોનું કારણ તે સ્ત્રી છે અને બાકીના ત્રણ પુરૂષો તેનાં ઉપયોગી હથીયાર હોવાં જોઇએ. હું આજની રાત્રે ઘેર નથી, એ વાત તેઓ અગાઉથી જ જાણી ગયા હોવા જોઇએ અને તેથી જ તેમણે આવડું મોટું સાહસ આદરવાની હિંમત કરી હોવી જોઇએ."

જ્યાંસુધી તે ત્રણ લુંટારા અને ચોથા સ્ત્રીનો પત્તો લાગે નહિ, ત્યાંસુધી તેમની પછવાડે દોડવું તે ઠીક નહિ એમ દેવેન્દ્રને જણાયું. નિશાનીમાં જે કાંઈ મળ્યું તે માત્ર એક કાંબળો અને લોહીથી ભીંજાએલો અંગુછો હતો. વધારામાં શિવુની અરધીપરધી જબાની હતીઃ પરંતુ તેટલી વિગતોનો આધારે દેવેન્દ્રવિજયનું કામ આગળ ચાલી શકે તેમ ન હતું.

* * * *

લાંબો વિચાર કર્યા પછી દેવેન્દ્રવિજય પાસેના પોલિસના થાણાપર જઇ પહોંચ્યો અને ત્યાંના મુખ્ય અધિકારીને બોલાવીને પૂછ્યુંઃ "મારા મહોલ્લામાં કાલ રાત્રે ત્રણ બજ્યે પહેરાપર કોણ હતું?"

દેવેન્દ્રવિજયે ઉપરનો પ્રશ્ન જેને પૂછ્યો તેનું નામ રામકૃષ્ણ મુખોપાધ્યાય હતું. તેની ઉમ્મર ચાળીસ વર્ષ ઉપરાંતની જણાતી

હતી. તે દેવેન્દ્રને સારી પેઠે ઓળખતો હતો. તેણે સત્વર તે પહેરાવાળાને હાજર કર્યો. તેનું નામ નન્હકુસિંહ હતું.

નન્હકુને બહાર લઇ જઇને દેવેન્દ્રે પૂછ્યુંઃ "કાલ રાત્રે ત્રણ બજ્યે તું ક્યાં હતો ?"

"આપના મકાનની દક્ષિણ દિશા તરફ હું પહેરો ભરી રહ્યો હતો." નન્હકુએ કહ્યું.

લુંટારાઓ જરૂર પોતાની સાથે ગાડી લાવ્યા હશે, એવા ખ્યાલથી દેવેન્દ્રે કહ્યું: "વારૂ. મારા દરવાજાની સામે જે ગાડી ઊભી હતી, તે બાબત તું કાંઇ જાણે છે ?"

"કાંઇ જાણતો તો નથી, પણ ગાડીને ઊભેલી જોઇ તો હતી."

"જ્યારે તેં ગાડી ઊભેલી જોઇ હતી, ત્યારે કેટલી રાત ગઇ હતી ?" દેવેન્દ્રે પૂછ્યું.

"અનુમાને ત્રણ વાગ્યા હશે."

"તે ગાડી ક્યાંસુધી મારા દરવાજાની સામે ઊભી રહી હતી ?"

"એ તો હું કહી શકું તેમ નથી, કારણકે ગાડી ઊભી જ હતી અને મારો પહેરો બદલી ગયો હતો, એટલે હું થાણામાં ચાલી આવ્યો હતો."

"ગાડીમાંથી જે માણસો ઉતર્યા હતાં, તેમને તેં દેખ્યા'તા ?"

"હા, દેખ્યા'તા. ગાડીમાંથી એક સ્રી ઉતરી હતી." નન્હકુ બોલ્યો.

"તે કેવી હતી ?"

"તેનું મ્હોં તો જોવામાં આવ્યું ન હતું કારણકે તેણે મોટો ઘુંઘટો કાઢ્યો હતો.

"તે ગાડીમાંથી ઉતરતાં જ મારા ઘરમાં ચાલી ગઇ કે ? તેની

સાથે કોઇ માણુસ હતાં ?"

"ના."

"વારૂ, ગાડી કેવી હતી? ભાડુતી કે ઘરની?"

"ગાડી તો બહુ જ સુંદર હતી, તે ઉપરથી ભાડુતી તો માની શકાય નહિ. કોઇ મોટા ગૃહસ્થના ઘરની ગાડી હોવી જોઇએ."

"જ્યારે ગાડી મારા દરવાજા પાસે હતી, ત્યારે તારા મનમાં શું ખ્યાલ પેદા થયો હતો ?"

"બાબુજી ! મારા મનમાં એમ થયું કે આટલી રાત્રે આપનો કોઇ પૈસાદાર મિત્ર આવ્યો હશે !"

દેવેન્દ્ર જરા ભેદમાં બોલ્યોઃ "કોઇ મિત્ર તો હતો, પરન્તુ અફસોસની વાત એ છે કે કાલ આખી રાત હું ઘેર નહોતો અને તે મિત્ર પણ પોતાનું નામ-ઠામ કહી ગયો નથી."

નન્હકુ પણ અફસોસ દર્શાવીને બોલ્યોઃ "ઓહો બાબુજી ! ત્યારે તો કોઇ મોટું ખાજ ગયું ! તે તો કોઇ રાણીના સરખી દેખાતી'તી !"

"શું ? રાણી ?" દેવેન્દ્ર આશ્ચર્ય દર્શાવીને બોલ્યો.

"હા, હા, રાણી અને તે પણ જેવી તેવી નહિ ! આખું શરીર ઘરાણાં-ગાંઠાથી ભરપૂર હતું અને તેનો ભભકો જોઇને તો હું અંજાઇ જ ગયો ! મારા હાથ માંહેનું ચોરીયું ફાનસ મેં તેની તરફ ફેરવ્યું તો તેના પ્રકાશથી તેના હીરા મોતીના દાગીના ચમક ચમક થવા લાગ્યા, જેથી મારી તો આંખો જ અંજાઇ ગઈ !"

"તે ગાડીપર એક કોચમેન અને બે ખાસદાર હતા ?" દેવેન્દ્રે ત્રણ માણુસોનો હિસાબ કરીને કહ્યું.

"નહિ, એ કોચમેન અને એક ખાસદાર હતો. કોચમેન આગળની બેઠકપરે બેઠા હતા અને ખાસદાર પછાડી બેઠો હતો. જ્યારે ગાડી આપના દરવાજાપર પહોંચી ત્યારે તુરત પેલો ખાસદાર ઉતર્યો અને દરવાજો ખોલીને બાજુએ ઊભો રહ્યો એટલે ઝટ ગાડીમાંથી ઉતરીને પેલી રાણી આપના મકાનમાં ચાલી ગઇ." નન્હકુએ વિગતવાર વર્ણન આપ્યું.

"તે ગાડીના ઘોડા કેવા રંગના હતા?"

"એક કીરમજી અને બીજો કાળા રંગનો હતો."

"ગાડી કઇ બાજુએથી આવી હતી?"

"પૂર્વ દિશાના રસ્તા તરફથી."

"અને ગઇ કઇ બાજુએ?"

"તેની મને ખબર નથી, કારણકે ગાડી ઊભી હતી અને મારો પહેરો બદલી જવાથી હું થાણામાં ચાલ્યો ગયો હતો."

"તેં તારા પહેરાની બદલી વખતે બીજા પહેરેગીરને તે ગાડીના સંબંધમાં કાંઇ કહ્યું હતું? તારા પછી બદલાએલો પહેરેગીર કોણ હતો?"

"મારા બદલામાં રઘુવીર પાંડે આવ્યો હતો. તે પણ થાણામાં આવી ગયો છે."

"વારૂ, જા. તેના તરફથી ખબર મળશે."

"બાપુજી! શું કાંઇ ખરાબી થઇ છે?" નન્હકુએ કિંચિત ગભરાટથી પૂછ્યું.

"ના, ગભરા ના. કાંઇ ખરાબી થઈ નથી."

---

# પ્રકરણ ૧૭ મું.

## રઘુવીર પાંડે.

**નન્હકુને** વિદાય કરીને દેવેન્દ્રવિજયે રઘુવીર પાંડેને બોલાવ્યો. રઘુવીર આવી પહોંચતાં દેવેન્દ્રે પૂછ્યું: "જ્યારે રાત્રે ત્રણ બજતાં નન્હકુનો પહેરો બદલાયો અને ત્યાં તું આવ્યો, ત્યારે મારા મકાનના દરવાજાપર કોઇ ગાડી ઊભી હતી?"

રઘુવીર જવાબમાં બોલ્યો: "હાજી. એક ગાડી તો ઊભી હતી. હું તેની બાજુએ થઇને જ ગયો હતો અને આપના મકાનની બાજુએ ઊભો હતો."

"તેનાપર બે ગાડીવાન બેઠા હતા?"

"ના, ગાડીવાન તો કોઇ ન હતો, પરંતુ એક ખોજાનો છોકરો ઘોડાની રાશ પકડીને બેઠો હતો."

"તેને તેં કાંઇ પૂછ્યું હતું કે ગાડીવાન ક્યાં ગયા છે?"

"ત્યારે તે છોકરાએ એમ કહ્યું હતું કે—આ ઘરમાં ગએલા છે. એટલે હું ત્યાંથી ચાલ્યો ગયો અને એક ચક્કર લગાવીને ફરીથી આપના મકાનની પાસે આવીને ઊભો હતો."

"પાછા ફરતાં તેં બીજું કાંઇ જોયું હતું?"

"બીજું શું જોવાનું હતું? હું પાછો ફર્યો એટલે ગાડી પણ પૂર્વ દિશાના રસ્તા તરફ થઇને ચાલી ગઇ."

"તે વખતે તેં બે કોચમેન—ગાડીવાન અને એક ખાસદાર જોયો હતો?"

"ક્યાં? કોચમેન બે હતા, બીજું તો કોઇ ન હતું!"

"વારૂ, જે છોકરો ઘોડાની રાશ પકડી રહ્યો હતો, તેને તું ઓળખે છે? મને તું તેને બતાવી શકીશ?"

"હા, ઘણી ખુશીથી. હું તેને ઓળખું છું."

"મેં સાંભળ્યું છે કે તું હજી હમણાં જ પહેરાપરથી પાછો ફર્યો છે, તો તને ઉંઘ આવતી હશે. પણ કહે મારી સાથે અત્યારે ને અત્યારે આવીને તું તે છોકરાને બતાવીશ? તને તારી મહેનતનો બદલો આપીશ."

રઘુવીર બોલ્યોઃ "ચાલો, સાહેબ! એમાં મહેનત શું હતી?" એમ કહીને રઘુવીર દેવેન્દ્રની સાથે સાથે થાણામાંથી બહાર નીકળ્યો.

## પ્રકરણ ૧૮ મું.

### શ્રીશ્ચન્દ્રરાય.

જે છોકરો રાત્રે ઘોડાની રાશ પકડીને બેઠો હતો, તેને માત્ર અર્ધા કલાકમાં રઘુવીરે દેવેન્દ્રવિજયની સામે લાવીને ખડો કર્યો. તે છોકરો બન્ને આંખો ચોળતો દેવેન્દ્રવિજયની સામે આવ્યો. દેવેન્દ્રે પૂછ્યું: "તારૂં નામ શું છે?"

છોકરો બોલ્યોઃ "મારૂં નામ શ્રીશ્ચન્દ્રરાય છે."

દેવેન્દ્રે પ્રશ્ન કર્યોઃ "અત્યારે તું સુતો હતો કે શું?"

"જી હા, તેમ જ હતું. ગઇ રાત્રે હું મોડો સૂતો હતો, તેથી અત્યારે ઉંઘવું પડે છે. આપે મને કાચી ઉંઘમાંથી જગાડયો છે."

"વારૂ, આથી હવે તારી ઉંઘ ઉડી જશે કે નહિ?" એમ કહીને દેવેન્દ્રે તેના હાથમાં પાંચ રૂપિયા મૂકયા. રૂપિયાના ખણખણાટે

શ્રીચન્દ્રની ઉંઘ ઉરાડી દીધી અને તે ઉત્સાહમાં આવી જઇને બોલ્યો: " જી હા ! હવે ઉંઘ ઉડી ગઇ ! એવી ઉડી ગઇ કે ત્રણ રાત સુધી પાસે આવશે નહિ ! "

દેવેન્દ્રે કહ્યું: "વારૂ, તો હવે હું જે જે પૂછું તે તે બતાવતો જા. કાલ રાત્રે તું એક ગાડીના ઘોડાની લગામ પકડીને ઊભો હતો ? "

" હા, સાહેબ ! ઊભો તો હતો. "

" તું કેટલી વખત સુધી લગામ પકડીને ઊભો હતો ? "

" અર્ધા કલાક સુધી. "

" તને ઘોડાની લગામ પકડી બેસવા માટે કોણે કહ્યું હતું ? તે વખતે રાત કેટલી ગઇ હતી ? "

" તે ગાડીના ગાડીવાને કહ્યું હતું અને તે વખતે રાતના ત્રણ વાગી ગયા હતા. "

" એટલી રાત્રે તું ક્યાંથી આવતો હતો ? "

" મારા મામાને ઘેર ગયો હતો અને પાછા આવતાં રાત બહુ ચાલી ગઇ હતી. "

" વારૂ. તે વખતે ગાડીપર બે કોચમેન અને એક ખાસદાર હતો ?"

" હા, બરાબર ત્રણ જણ હતા. "

" જ્યારે તું ઘોડાની લગામ પકડી રહ્યો ત્યારે તેઓ સઘળા ક્યાં ગયા ? "

" સામેના મકાનમાં. "

" તે સઘળા જે પોશાકમાં હતા, તે પોશાક પહેરીને જ અંદર ગયા કે બદલીને ? "

" ના, તેના તે જ પોશાકમાં ગયા હતા. "

" તેઓમાંથી કોઇના હાથમાં કપડાંની ગાંસડી હતી ? "

" હા, એક જણના હાથમાં કાંઇક ગાંસડીના જેવું તો હતું ખરૂં."

" જ્યારે તે સઘળા ઘરમાંથી પાછા ફર્યા, ત્યારે તેમની સાથે શું શું લાવ્યા હતા ? "

" તેઓ સઘળા બહાર આવ્યા, ત્યાર પહેલાં એક જણે બહાર આવીને મને વિદાય કરી દીધો હતો. "

" પછી, તેના કહ્યા પ્રમાણે તું ચુપચાપ ઘેર ચાલ્યો આવ્યો ?"

શ્રીશ્ચન્દ્ર આનો કાંઇ જવાબ ન આપતાં દેવેન્દ્રની સામે જોઇ રહ્યો. દેવેન્દ્ર જરા સ્મિત કરીને બોલ્યોઃ " માલૂમ પડે છે કે તું ઘેર ગયો હોવો જોઇએ નહિ પણ કેટલેક દૂર ઊભો રહીને સઘળું જોતો રહેલો હોવો જોઇએ. કેમ પછી તે સઘળાએ શું કર્યું ? "

શ્રીશ્ચન્દ્ર બોલ્યોઃ " પછી સઘળા બહાર આવ્યા. "

" બહાર આવતી વખતે તેઓ કોઇ અંદરથી લેતા આવ્યા હતા ? "

" હા. તેઓ પહેલાં એક સ્ત્રીને લાવીને ગાડીમાં મૂકી ગયા અને પછી બીજી સ્ત્રીને લાવીને મૂકી ગયા. "

" જ્યારે તે બન્ને સ્ત્રીઓને બહાર લાવવામાં આવી, ત્યારે તેઓ બૂમો પાડતી ન હતી ? "

" નહિ સાહેબ ! બૂમો ક્યાંથી પાડે ? તેઓ તો મુડદાના જેવી જણાતી હતી. હું તો જાણું છું કે તે બન્ને મુડદાં જ હશે. "

" મુડદાં કોણ કહે છે ? તેં કેવી રીતે જાણ્યું કે તે મુડદાં હતાં ? "

" દેખાવ ઉપરથી તે મુડદાં જેવી જણાતી હતી એમ હું કહું

છું. એટલી રાત્રે બબ્બે મુડદાં જોઇને મારો તો જીવ ઉડી ગયો ! હું ત્યાં જરા પણ વાર વધારે ઊભો રહી શક્યો નહિ. હું તો ત્યાંથી સત્વર નાઠો. ”

દેવેન્દ્રે શ્રીચન્દ્રને ટુંકા નામથી બોલાવતાં કહ્યું: “ શ્રીશ ! જો તું તે ગાડીની પાછળ પાછળ ગયો હોત અને તે ગાડી ક્યાં ગઇ તેનો પત્તો લગાડયો હોત તો આજ જરૂર તારૂં નસીબ ફરી ગયું હોત ! ખેર, હવે તો તે સમય ચાલ્યો ગયો છે. વારૂ ! હવે તને રૂપિયા પૈસા જોઇએ છે ? ” દેવેન્દ્રે લાલચ બતાવીને કહ્યું.

“ જીહાં ! પણ આપની વાતો સાંભળીને હું તો ડરી ડરી જઉં છું ! માટે કાંઇક ખુલાસો કરો તો ઠીક. ”

“ ખુલાસો એટલો જ કે તું મારી પાસે થોડા દિવસને માટે નોકર રહે. હું કહું તે તારે કરવું પડશે. ”

“ આજથી ? ”

“ આજથી જ નહિ પણ અત્યારથી જ. ”

“ વારૂ. આપ જયારે બોલાવશો ત્યારે હું હાજર રહીશ. ”

“ હાજર—આજરની વાત નહિ. અત્યારે જ તારે મારી સાથે આવવું પડશે. ”

“ ક્યાં ? ”

“ કોઇ પણ સ્થળે. ”

“ નહિ, બાબુજી ! મને ડર લાગે છે ! કોઇ સપાટામાં સપડાઉં તો નકામો જીવ ગુમાવવો પડે. ”

“ નહિ, નહિ. ડરવાનું કાંઇ કારણ નથી. વારૂ. તું આ પહેરેગીરને ઓળખે છે ? ” એમ કહીને દેવેન્દ્રવિજયે પાસે ઊભેલા રઘુવીર

પાંડે તરફ આંગળી કરી. શ્રીશ બોલ્યોઃ " હા, તેમને હું ઓળખું છું. તેમનું નામ રઘુવીર પાંડે છે. "

" વારૂ, તો તું તેમને પૂછી લે એટલે તને મારા પર વિશ્વાસ આવશે. "

શ્રીશ વિવેક કરતો બોલ્યોઃ " નહિ બાબુજી, શું આપનો હું અવિશ્વાસ રાખું છું ? આપ તો મોટા માણુસ કહેવાઓ. "

" તો તું મારી સાથે અત્યારે જ આવવા તૈયાર છે !"

" જી હા, ચાલો—મોટી ખુશીની સાથે. "

## પ્રકરણ ૧૯ મું.

### વકીલનો અસીલ.

શ્રીશને સાથે લઇને દેવેન્દ્રવિજય પોતાના મકાનની તરફ પાછો ફર્યો. પોતે પણ વેશ બદલી લીધો અને શ્રીશને પણ બીજા વેશમાં સજ્જિત કર્યો. ત્યારબાદ શ્રીશને જે કાંઇ સમજાવવાનું—બતાવવાનું હતું તે સઘળું સમજાવી—બતાવી દીધું.

દિવસ રવિવારનો હતો. સાંજ પડયા પછી દેવેન્દ્ર શ્રીશને સાથે લઇને આંધળા બુઢ્ઢાના વેશમાં ઘરમાંથી બહાર નીકળ્યો.

માથાપરના વાળ બીલકુલ સફેદ હતા. દાઢી—મૂછો—ભવાં વગેરેમાં પણ એકકે કાળો વાળ જોવામાં આવતો નહોતો. કપડાં સફેદ—બગલાની પાંખ જેવાં પહેર્યાં હતાં. હાથમાં એ હીરાની એક વીંટી પહેરી હતી. શ્રીશ બુઢ્ઢાવેશધારી અંધ દેવેન્દ્રનો હાથ પકડીને આગળ

આગળ ચાલતો હતો. શીશનું નામ કૃત્રિકચંદ રાખ્યું હતું અને તેનાં કપડાં પણ બહુ સુંદર રાખવામાં આવ્યાં હતાં.

આ વેશમાં કૃત્રિકચંદને સાથે લઇને દેવેન્દ્રવિજય એક મોટી હવેલીમાં જઇ પહોંચ્યો. તે હવેલીમાં ઓછામાં ઓછા બસો માણસો રહેતાં હતાં. તેમાં નાના પગારના નોકરો તથા નિશાળના વિદ્યાર્થીઓ વધારે હતા. કોઇ ડાકટર અથવા તો વકીલ–મુખત્યાર પણ તેમાં રહેતા હતા. તે મકાન ચાર ખંડનું હતું. ચારે ખંડને માટે એક એક આંગણું–ફળીયું હતું. એવાં મોટાં મકાનો આજકાલ બહુ જોવામાં આવતાં નથી. તેને એક નાનકડું ગામડું કહીએ તોપણ ચાલી શકે. તેમાં એક બ્રાહ્મણની હિંદુ હોટેલ હતી. તે મકાનના લગભગ સઘળા માણસો તે હોટેલમાં જ જમતા હતા. હોટેલની માલીકણ એક બ્રાહ્મણી હતી. તે ભોજન બનાવવામાં બહુ નિપુણ હતી. તેના બનાવેલા ભોજનનાં સૌ કોઇ વખાણ કરતાં હતાં. ખાસ કરીને વકીલ તુલસીદાસ બસ તો તેના બનાવેલા ભોજનને બહુ આદર સાથે જમતા હતા. તેના બનાવેલા ભોજન ઉપર તેમને એટલો બધો પ્યાર હતો કે ઘેર રાંધેલું તેમના મ્હોંમાં ભાગ્યે જ પડતું હતું.

આ મકાનની ત્રણ કોટડીઓ વકીલ તુલસીદાસે પોતાને માટે ભાડે લઇ રાખી હતી. એક કોટડી ઉપરના માળમાં હતી, જેમાં વકીલ સાહેબ પોતે બેસતા હતા. ત્યાં જ વકીલના અસીલો એકઠા થતા હતા અને મુકર્દમાઓની બાબત વાતચીત થતી હતી, અને બે કોટડીઓ નીચે હતી, તેમાંની એક ત્રીજા ખંડમાં હતી તથા બીજી ચોથા ખંડમાં. જે કોટડી ત્રીજા ખંડમાં હતી, તેમાં વકીલ સાહેબનો કારકુન બેસતો હતો અને લખવા વાંચવાનું સઘળું કામકાજ ત્યાં જ થતું હતું. ચોથા ખંડની કોટડી તે વકીલ સાહેબનું

" વિરામગૃહ " હતું. તે વિરામગૃહ કાંઇ એકલો વિરામ લેવાને માટે જ ન હતું, પરન્તુ વકીલ સાહેબના ગુપ્ત અસીલોની મુલાકાત અને ભેદપૂર્ણ બાબતો વગેરે ત્યાં ચાલતું હતું. સર્વ પ્રકારના અધમાચરણનું સ્થાન જ તે વિરામગૃહ હતું.

પોતાની ઓફીસમાં બેસીને વકીલ તુલસીદાસ બસુનો કારકુન એકાગ્રચિત્ત થઇને એક દસ્તાવેજની નકલ કરી રહ્યો હતો. એટલામાં સામેથી એક છોકરાનો હાથ પકડીને એક આંધળો બુઢ્ઢો આવી પહોંચ્યો. આવતાં જ છોકરાએ સવાલ કર્યો કે–" વકીલ સાહેબના કારકુન અહીં છે કે ? "

બુઢ્ઢાએ કારકુનને કહ્યું: " કારકુન સાહેબ ! આપ વકીલ સાહેબ કને જઇને ખબર આપો કે કિસ્તાન પાડાવાળા રામગોપાળ બાબુ આવ્યા છે. બહુ જરૂરી કામ છે માટે મુલાકાત કરવા ઇચ્છે છે. "

કારકુને માથું ઉંચું કરીને કહ્યું: " વકીલ સાહેબ કામમાં છે. અત્યારે તેમને મુલાકાત લેવાની ફુરસદ નથી. "

બુઢ્ઢાએ કહ્યું: " કામમાં હશે પરન્તુ આપ તેમને કૃપા કરીને કહો કે મારે પણ જરૂરી કામ છે, માટે માત્ર પાંચ મિનિટ મને મળી લે. પાંચ મિનિટમાં કાંઇ તેમને હરકત નડશે નહિ. "

બુઢ્ઢાની આજીજી સાંભળીને કારકુન તુલસી બાબુને ખબર આપવા માટે ચાલ્યો. જે સ્થળે વકીલ સાહેબ બેસતા હતા, તે કોટડીને બે બારણાં હતાં, જેમાંનું એક ત્રીજા ખંડના આંગણામાં પડતું હતું અને બીજું ચોથા ખંડના આંગણામાં પડતું હતું. ચોથા ખંડના દરવાજામાં થઇને કારકુન વકીલને ખબર આપવા ગયો. તે દરવાજાની સામે ચોથા ખંડ માંહેનું વકીલ સાહેબનું વિરામગૃહ

આવેલું હતું જ્યાં કારકુને અંદર જવાને માટે ચોથા ખંડની બાજુ-વાળું બારણું ઉઘાડયું અને બંધ કર્યું કે તરત જ બાળકવેશધારી શ્રીશ અને બુઢ્ઢા બનેલા દેવેન્દ્રની તેજ નજર વકીલના વિરામ-ગૃહપર પડી અને તેટલા થોડા સમયમાં પણ તેમણે અંદરનું સર્વ કાંઇ જોઇ લીધું. શ્રીશ જ્યાં ઊભો હતો, ત્યાંથી વકીલને બરાબર જોઇ શકતો હતો. જ્યાં દેવેન્દ્ર ઊભો હતો. ત્યાંથી વકીલ સાહેબ નજરે પડતા ન હતા, પરન્તુ દેવેન્દ્રે ત્યાં એક એવા માણસને જોયો કે જેને પૂર્વે તેણે કદાપિ જોયો ન હતો. શચીન્દ્રે જણાવ્યા પ્રમાણે દેવેન્દ્રને તે અજાણ્યા સખ્સનો ચહેરો નવીનચંદ્ર ડાક્તરના જેવો જણાયો.

---

## પ્રકરણ ૨૦ મું.

### કારકુન કેદમાં.

**શ્રીશ** દેવેન્દ્રના કાનમાં ધીરેથી કહ્યું: " મેં એક સખ્સને જોયો છે."

" સારી રીતે ઓળખી લીધો છે ને ? "

" હા, સારી રીતે ઓળખી લીધો છે. તે જરૂર પેલા બે ગાડી-વાનોમાંનો એક છે. જ્યારે તે ગાડીવાન થયો હતો ત્યારે તેણે બના-વટી બાલ અને દાઢી લગાવ્યાં હતાં; પરન્તુ નાકની પાસે જે કાળો મસો છે તે વખતે તેવો ને તેવો જ જણાતો હતો."

દેવેન્દ્ર બોલ્યો: " બરાબર, હવે મેં પણ તેને ઓળખી લીધો. વધારે કહેવાની જરૂર નથી."

એટલામાં કારકુન આવી પહોંચ્યો અને બોલ્યોઃ " આપ થોડી વાર બેસો, વકીલ સાહેબ હમણાં આવીને આપને મળે છે. " એમ કહીને કારકુન પોતાના લખવાના કામમાં પુનઃ મચ્યો. તેની નજર ચુકાવીને દેવેન્દ્ર ચુપચાપ તેની પાસે જઇને ઊભો અને તદ્દન નજીકમાં જઇને બોલ્યોઃ " કેમ ભાઇ ! મારા હાથમાં શું છે તે જુઓ છો કે ? "

કારકુનને લખવાના કામમાંથી ચોંકીને માથું ઉંચું કરીને જોયું તો માલુમ પડયું કે તેના નાકથી થોડે જ દૂર દેવેન્દ્ર પીસ્તોલ તાકીને ઊભો હતો. કારકુન એકદમ ભયભીત થઇ ગયો અને થરથર કંપવા લાગ્યો. તે ગભરાતો બોલ્યોઃ "અરે! અરે સાહેબ ! આ શું?"

દેવેન્દ્ર આંખો કાઢીને બોલ્યોઃ " બસ ! ચૂપ રહે. જો તું તારો જીવ બચાવવા માંગતો હોય તો ચુપચાપ હું કહું તેમ કર. મ્હોંમાં-થી કાંઇ પણ બોલ્યો તો આ પીસ્તોલનો ધડાકો થયો જ જાણજે. હું બીજું કાંઈ કહેતો નથી પણ એટલું જ કહું છું કે તું મને તારા વકીલના ગુપ્ત વિરામગૃહમાં જવા દે અને તું મુંગો મુંગો તારૂં કામ કર. "

કારકુનના જીવમાં હવે કાંઇક જીવ આવ્યો. તે બોલ્યો. " પણ આપ શામાટે તસ્દી લ્યો છો ? તેઓ પોતે જ અહીં આવે છે ને સાહેબ ? "

" બસ, તેનું તારે કાંઇ પણ કામ નથી. હું તેને તકલીફ દઇને અહીં બોલાવવા ઇચ્છતો નથી. ચુપચાપ મારી વાત માની જા. "

કારકુન સપડાયો. તેને ચૂપ રહેવાની જરૂર પડી. દેવેન્દ્ર શીશની સાથે બહાર આવ્યો અને શીશ દેવેન્દ્રની આજ્ઞા પ્રમાણે કારકુનવાળી

કોટડીનાં બન્ને દ્વારો બંધ કરી, બહારથી સાંકળ ચડાવી દીધી કે જેથી તે બહાર નીકળવા પામે નહિ.

## પ્રકરણ ૨૧ મું.

### રમણીનું સાહસ.

પછી દેવેન્દ્ર શ્રીશની સાથે જઇને વકીલના ગુપ્ત ગૃહના દ્વાર પાસે ઊભો રહ્યો. કેટલીક મીનીટ ત્યાં ને ત્યાં જ વ્યતીત થઇ ગઇ. અંદર જે કાનાફૂસી થતી હતી તે દેવેન્દ્રે સાંભળી પરન્તુ બરાબર સમજાઇ નહિ. એટલે હાથમાં બચાવનું સાધન પિસ્તોલ તૈયાર રાખીને દેવેન્દ્રે દ્વારને જોરથી ધક્કો માર્યો કે તરત દ્વાર ઉઘડી ગયાં અને દેવેન્દ્રે અંદર પ્રવેશ કર્યો. પાછળ પાછળ શ્રીશ પણ ગયો અને દેવેન્દ્રની પછવાડે ઊભો.

ત્યાં ત્રણ જણા હતા. દેવેન્દ્રને જોતાં જ ત્રણે આસન છોડીને ઊભા થઇ ગયા. તેમનાં નામ વકીલ તુલસીદાસ બસૂ, વૈદ્યરાજ ગોવિન્દપ્રસાદ સેન અને ડાકટર નવીનચંદ્ર !

વકીલ સાહેબ ગર્જના કરતા બોલ્યાઃ " આ શું ? તું આ શું કરે છે ? તું કોણ છે ? અંદર કેમ ચાલ્યો આવ્યો ? તેં શું જોઇને એમ કર્યું ? દૂર રહે લુચ્ચા ! સત્વર ઘરમાંથી ચાલ્યો જા ! આમ રજા સિવાય અંદર ચાલ્યા આવવાનો શું હેતુ છે ? "

વકીલની સામે રક્તવર્ણીય આંખો કાઢીને દેવેન્દ્ર બોલ્યોઃ " એનો મતલબ એ છે કે હું પોલીસનો માણસ છું. તમે લોકો મારા કેદી છો, માટે મેં તમને કેદ કરેલા છે. જુઓ જ્યાં બેઠા છો,

તેઓ ત્યાં ને ત્યાં જ બેસી રહેજો. જેઓ નાસવા માંડશે તેમને આ પીસ્તોલથી મારીને બેજાન કરવામાં આવશે. " એમ કહેતાં જ દેવેન્દ્રે પોતાનો બનાવટી વેશ દૂર કરી નાખ્યો.

"ખરે! આ તો જુલ્મ થયો! તું કોણ છે ?" એમ બોલતાં જ તુલસી બાબુ ચૂપચાપ થઇ ગયા અને એક ડગલું પણ આગળ વધી શક્યા નહિ.

દેવેન્દ્ર બોલ્યો: "હું છું."

"તું કોણ ? તુલસીદાસનું અપમાન કરવાની છાતી કોણ ચલાવી શકનાર છે ?"

"દેવેન્દ્રવિજય."

દેવેન્દ્રની ગર્વોક્તિથી તુલસીદાસના મ્હોં ઉપર વિષાદની છાયા છવાઇ ગઇ. ઉપહાસના સરખું હાસ્ય કરીને નવીનચંદ્ર બોલ્યો: "ઓહો ! બહુ સારૂં થયું, કે આજ આપનાં દર્શન થયાં! આપનું નામ તો ઘણા દિવસ થયાં મારા સાંભળવામાં આવ્યું હતું, પરન્તુ દર્શન કરીને તો આજે જ કૃતાર્થ થયો. આપના જેવા યોગ્ય અને ચતુર ડિટેક્ટિવનું આ કામ ઉચિત નથી !"

"ઉચિત હોયા સિવાય દેવેન્દ્ર આ કામમાં હાથ નાંખતો જ નથી. રાતની વાત યાદ કરવાથી જ ઉચિત-અનુચિત સઘળું સમજાઇ જશે."

ચકિત થયાના સરખો ભાવ દર્શાવીને નવીનચંદ્ર બોલ્યો: "રાતની વાત વળી શું ? હું આપનું કહેવું સમજી શક્યો નહિ."

"અત્યારે નહિ તો થોડી વાર પછી સમજાશે."

"આપ ખુલાસો કરો કે આપનો હેતુ શું છે ?" નવીનચંદ્ર બોલ્યો.

" મારો હેતુ વિકટ છે." એમ બોલીને તે બીશની સામે ફર્યો અને બોલ્યો: " બીશ ! અહીં આવ ! "

બીશ અગાડી આવ્યો એટલે દેવેન્દ્ર બોલ્યો: " આ ત્રણ સખ્સોમાંથી કોને કોને તું ઓળખે છે ? "

"આ બે સખ્સો, જે પાસે પાસે બેઠા છે તેમને" બીશ બોલ્યો.

" જેની સાથે હું વાત કરી રહ્યો છું, તે નહિ કે ? "

" ના. "

નવીનચંદ્ર બોલ્યો: "અમારી ઉપર તમે શું જુમ્મો મૂકો છો ? "

" ચોરી કરવાનો, હરણ કરવાનો. " દેવેન્દ્ર બોલ્યો.

" ઓહ ! " નવીનચંદ્ર આશ્ચર્ય પ્રદર્શિત કરીને બોલ્યો: "જુમ્મો તો બહુ મોટો છે, પરન્તુ આપ વારંટ લાવ્યા છો ? "

" ના, વારંટની કાંઇ જરૂર નથી. "

" તો એમ મ્હોંની વાત ચાલશે નહિ. વારંટ લાવવું જ જોઇએ. "

દેવેન્દ્ર બોલ્યો: " મોટે ઘેર પધારીને વારંટનું દર્શન કરી લેજો. અગર જો લોહનાં કંકણ પહેરવાની અને વગર ભાડાની કોટડીમાં જવાની ઇચ્છા ન હોય તો રાત્રે હરી લાવ્યા છો તે બન્ને સ્ત્રીઓને છોડી દો, નહિતો યાદ રાખજો કે દેવેન્દ્રના હાથમાં પડ્યા પછી તમે બચી શકનાર નથી. "

વકીલ સાહેબ બોલ્યા: " અમે આ મામલામાં કાંઇ પણ જાણતા નથી. "

" જૂઠું શામાટે બોલો છો ? "

" જૂઠું અમે કહીએ છીએ કે આપ કહો છો તે જાણવું

જોઇએ. ખરેખર અમને એ મામલાની જરા પણ ખબર નથી." નવીનચંદ્ર બોલ્યો.

ફરીથી પીસ્તોલને સજ્જ કરીને દેવેન્દ્ર ગર્જના કરતો બોલ્યોઃ "ખબર નથી ? હું સારી પેઠે જાણું છું કે તમે રાત્રે મારા ઘરમાં આવ્યા હતા. તમારામાંથી બે જણ કાયમેન થયા હતા અને એક ખાસદાર બન્યો હતો, તમે એક ગાડીમાં એક સ્ત્રીને બેસારીને લઇ ગયા હતા, અને તે સ્ત્રીને પણ હું સારી પેઠે ઓળખું છું. તે અત્યારે આનંદ કુટીરની મનોરમા છે. હું સમજી ગયો છું કે તમે તેની સલાહથી જ આ કામ કર્યું છે. તમે એક મોટી બહાદુરી કરી છે. તમે મારી સ્ત્રીને અને મનોરમાને ક્લોરોફાર્મથી બેહોશ કરીને હરી ગયા છો. વળી મારા નોકર શિવુને પણ હાથ પગ બાંધી, મ્હોંમાં ડુચો મારી કેદ કરી ગયા હતા. પરન્તુ યાદ રાખજો કે દેવેન્દ્ર પાસે તમારી એ ચાલાકીઓ ચાલી શકનાર નથી. આજ-સુધી કોઇની તેવી ચાલાકી ચાલી શકી નથી અને હવે પછી ચાલ-વાનો સંભવ પણ નથી. મને ડરાવવાને તમે શિવુને જે ધમકી આપી ગયા હતા, તે મેં સાંભળી છે. પણ તમારી તે ધમકી તદ્દન નકામી છે. અત્યારે હું તમારી સામે જ ઊભો છું અને જો તમારામાં તાકાત તથા હિમ્મત હોય તો ભલે ખુશીથી અજમાવી જુઓ. હું તૈયાર છું. તમારી ધમકી તમે પૂરી કરો ! તમારો વૈરી તમારી સામે જ ઊભો છે. ફરીથી આવો લાગ હાથ આવશે નહિ ! અને આવો મળેલો લાગ જવા દેવો તે ડરપોક માણસોનું કામ છે. અને પેલી ભયંકર પિશાચિની રમણી ક્યાં છે કે જે મારા નોકર શિવુની છાતીમાં છૂરી મારવા ગઇ'તી ? તેની પણ મને બહુ જ જરૂર છે."

"જરૂર છે તો હું પણ અહીં જ છું. કાંઇ પરવા નહિ."

એમ કહેતી પાસેની એક કોટડીનો દરવાજો ઉઘાડીને એક ઘુંઘટવાળી સ્ત્રી બહાર આવી અને સત્વર તેણે દેવેન્દ્રની પીઠમાં એક કિરીચ ભોંકી દીધી. તે સ્ત્રીનો પોશાક મારવાડી સ્ત્રીઓના જેવો હતો. કિરીચની ચોટથી દેવેન્દ્રને ચક્કર આવી ગયાં. વૈરીઓની વચ્ચે દેવેન્દ્ર બિલકુલ નિઃસહાય થઇ પડયો.

જ્યાં ચોટ ખાઇને દેવેન્દ્ર મ્હોં પાછું ફેરવે છે એટલામાં તો તુલસીદાસે બ્રાંડીની ખાલી બાટલી લઇને તેને દેવેન્દ્રના માથામાં મારી. આ સખ્ત ઘાથી દેવેન્દ્ર બેહોશ થઇને ભૂમિપર પડી ગયો.

ત્યારબાદ સૌ શ્રીશની સામે ધસ્યા. તે ચતુર છોકરો જીવ લઇને નાઠો. જ્યારે મકાનમાંથી બહાર નીકળીને તે રસ્તાપર પહોંચ્યો ત્યારે જોરથી બૂમ પાડવા લાગ્યો કે " દોડો ! દોડો ! ખૂન થયું ! ખૂન થયું ! ! "

પેલી ઘુંઘટવાળીએ નવીનચંદ્ર ડાકટરને કહ્યુંઃ " પહેલાં એ તપાસો કે તે જીવતો છે કે મરી ગયો છે ?"

" તમે જ જુઓ ને ! મને તો એમ જણાય છે કે તે મરી ગયો છે ! મારે જરૂરી કામ છે માટે જાઉં છું. તમે જોઈ લ્યો. " એમ કહીને નવીનચંદ્ર રંગભૂમિ છોડીને નાઠો. તે ભયંકર સ્થાનમાં તે ઘુંઘટવાળી સ્ત્રીને એકલી મૂકીને વકીલ તુલસીદાસ તથા વૈદ્યરાજ ગોવિન્દપ્રસાદ પણ નવીનચંદ્રની પછવાડે ચાલતા થયા.

તે સ્ત્રી ગુસ્સે થઇને બોલીઃ " બદમાશો, બધા ડરપોક જ છો !"

તે દેવેન્દ્રનું શરીર તપાસીને બોલીઃ " નહિ ! નહિ ! હજી મૂઓ લાગતો નથી; જીવતો છે ! તેને મારવો જોઇએ અને તે કામ પણ મારૂં જ છે. આવો અવસર જવા દેવો જોઇએ નહિ,

કારણકે ફરીથી તે મળવો મુશ્કેલ છે. બચ્ચાજી યમપુરીને અર્ધે રસ્તે પહોંચી ગયા છે અને હવે અર્ધો બાકી છે તે પણ થોડા સમયમાં પૂરો થઇ જશે એટલે પત્યું. તે મરી ગયા પછી સંસારમાં કોઇ પણ એવું નહિ રહે કે જેનાથી ડર ખાવાનું મને કારણ હોય. આના હાથમાંથી છૂટયા પછી એ વકીલ, ડાક્ટર અને વૈદ્યરાજના હાથમાંથી છૂટવું તે મારે મન રમત જેવી વાત છે. તેમનાથી તો હું જરા પણ ડરવાની નહિ! જે ડર છે, તેનાથી તો હમણાં જ છૂટીને હું સદાને માટે નિશ્ચિન્ત થાઉં છું."

એમ બોલીને તે ઘુંઘટાવાળીએ પોતાના કપડામાંથી એક તેજદાર છુરી કાઢી. ચારે બાજુએ નજર કરીને જ્યાં તે દેવેન્દ્રની છાતીમાં ભોંકવા જાય છે, ત્યાં કોઇએ પાછળથી આવીને અચાનક કહ્યું: "હાં, હાં, હાં! શું છે? કોણ છે? આ સઘળો શું ગોલમાલ ચાલે છે?"

ચટ દઇને તે સ્ત્રીએ પોતાની છુરી પાછી પોતાના કપડામાં છુપાવી દીધી અને જાણે કે પોતે ઘણી જ ડરી ગઇ છે તથા વિસ્મિત થઇ ગઈ છે એવો ભાવ પ્રકટ કરીને બૂમ મારી ઉઠી: "અરે! શું થયું? આવ્યા તો બહુ જ સારું થયું. ભગવાને દયા કરીને આપને અત્રે મોકલ્યા. મારું સર્વસ્વ નાશ પામી ગયું! આવો, જલ્દી આવો બાબુજી!" એમ કહીને તેણે જલ્દી પોતાનો ઘુંઘટો ઉઘાડી નાંખ્યો, જાણે કે વાદળાંની અંદરથી એકાએક ચંદ્રે દર્શન આપ્યું. કેવું સુઘડ અને મનોહર રૂપ? પરન્તુ એવા સુંદર રૂપમાં કેટલી નિષ્ઠુરતા? કેટલી નિર્દયતા? અમૃતમાં હલાહલ વિષ! તેની મનોમુગ્ધકર ચંચળ દૃષ્ટિ, પ્રશસ્ત લલાટ, સુંદર ધાટીલું નાક, ગુલાબી ગાલ, કપોલપર વિખરાએલા અતિકૃષ્ણ સુંદર કેશ એ સઘળા

ઉપરથી એમ સૂચિત થતું હતું કે તેના સુંદર મુખમંડળમાં તથા મનોરમાના મુખમંડળમાં જરા પણ ફરક નથી ! તે બન્ને મનોરમાંઓને જોયા પછી કોઇ પણ ભુલાવામાં પડી ગયા વિના રહે નહિ !

આ ભયંકર સ્ત્રીનું મુખ એવું સૌન્દર્યમય હતું કે જે પુરૂષ ત્યાં અચાનક જઇ પહોંચ્યો હતો, તે પણ તેનું રૂપ જોઇને આ ભયાનક બનાવને એકદમ ભૂલી ગયો, અને કેટલીક સેકંડ સુધી ચૂપ રહીને સાવધ થઇને બોલ્યોઃ " શું થયું છે ? "

પહેલાંની માફક જ ડરતી હોય તેવો દેખાવ કરીને તે સ્ત્રી બોલીઃ "જુઓ સાહેબ, આ." એમ કહીને તેણે ભૂમિપર પડેલું દેવેન્દ્રનું શરીર બતાવ્યું. ત્યારબાદ શ્વાસ લેતી લેતી તે બોલીઃ " અહીં એક ડાકટર રહે છે. મારા સ્વામી અત્યારે બહુ જ બીમાર છે, હું તેમને માટે ડાકટરને બોલાવવા આવી હતી. જ્યાં હું બહારથી આવીને અંદર પગ મૂકું છું ત્યાં બે ચાર માણુસોને મેં આ ઘરમાંથી બહાર નાસી જતા જોયા. તેમાં એક છોકરો હતો તેના હાથમાં મેં છુરી જોઇ. છુરી લઇને તે બહાર નાસી ગયો, અને ત્રણ માણુસો તેની પછવાડે 'ખૂન ખૂન' બોલતા નાસી ગયા. હું તેમની બૂમો સાંભળીને આ ઘરમાં આવી તો અહીં કાંઇક ગરબડ મારા જાણુવામાં આવી. તે ઉપરથી હું આ કોટડીમાં આવી તો આ બનાવ મારા જોવામાં આવ્યો. બીજું તો કાંઇ હું જાણુતી નથી. આ માણુસને આ જ હાલતમાં પડેલો મેં જોયો છે. આપ પણ જરા પાસે આવીને જુઓને કે બિચારો જીવે છે કે મરી ગયો છે ? "

તે માણુસે દેવેન્દ્રવિજયના નાકપર આંગળી રાખીને કહ્યુંઃ " ના, મૂઓ નથી; શ્વાસ ચાલે છે."

તે ભયંકર સ્ત્રી બોલીઃ "સારૂં થયું ! ભગવાન તેનું રક્ષણ કરો ! તે પરમેશ્વર અનાથનો નાથ છે. નિઃસહાયને સહાય કરનાર તેજ છે અને મરતાને જીવિતદાન દેનાર પણ તે જ છે. આપ અહીં જરા રોકાઓ તો હું જે ડાક્ટરની પાસે આવી છું તે ડાકટર લાયક માણસ છે તો તેમને હું બોલાવી લાવું. પાસેના ખંડમાંજ તે રહે છે. જરા વાર તો લાગશે પણ દોડતી જઇશ એટલે બહુ વાર થશે નહિ."

એમ કહીને તે સ્ત્રી એટલી ત્વરાથી બહાર ચાલી ગઇ કે તે પુરૂષ તેને રોકવાનો વખત પણ મેળવી શક્યો નહિ. જ્યારે તે ઘરમાંથી બહાર નીકળી ત્યારે તે બૂમ પાડી બોલ્યોઃ " ઊભી રહે, જા નહિ, ઊભી રહે."

પરન્તુ તે સ્ત્રી તો ક્યારનીએ નાસીને અંધકારમાં ગાયબ થઇ ગઇ હતી ! પેલો પુરૂષ અજાબ થતો મનમાં જ બોલ્યોઃ " આ સ્ત્રી તે કોણ હશે ? જેટલી સુંદર છે તેટલી દયાળુ પણ જણાય છે!" એમ કહેતો તે હરેન્દ્રવિજયને હોલમાં લાવવાની તદબીર કરવા લાગ્યો.

---

## પ્રકરણ ૨૨ મું.

---

### એ રમણી કોણ ?

**પેલી** ભયંકર રમણી એકદમ બહાર આવી અને વિચારવા લાગી કે—"આ વખતે ઘરની બહાર જવું તે સારૂં નથી, કારણકે પેલો છોકરો પોલિસને લાવતો હશે. અગર જો તે માર્ગમાં જ મળી ગયો તો કમબખ્તી થશે. માટે થોડી વાર અહીં છુપાઇ રહેવું

જોઇએ. જ્યારે તે છોકરો પાછો ફરીને પેલી કોટડીમાં ચાલ્યો જશે, ત્યારે હું સહેલાઇથી ચાલી જઇશ." એમ વિચારીને તે પહેલા ખંડની અટારીપર ચડી. ત્યાં એક ડાક્ટર રહેતો હતો, તેના ઓરડામાં જઇને તેણે પોતાનો ઘુંઘટો ઉઘાડી નાંખ્યો. ડાક્ટર તેને જોઇને વિસ્મિત થયો. સ્ત્રીએ પોતાનું બીજું નામ ઠામ જણાવીને કહ્યું: "મારા સ્વામી અત્યારે બહુ જ બિમાર થઇ ગયા છે. ઝાડો બહુ થઇ ગયો છે. બે કલાકમાં ૭૦-૮૦ વાર જવું પડ્યું હશે. ઘરમાં બીજું કોઇ નહિ હોવાથી હું પોતે જ આપની સેવામા હાજર થઇ છું." એમ કહીને તેણે તે ડાકટરને પોતાની બનાવટી વિપત્તિની હકીકત એવી રીતે કહી સંભળાવી કે ડાક્ટરને તેની વાતમાં જરા પણ સંશય પડ્યો નહિ. જ્યારે તે વાત કરતી હતી ત્યારે તેની આંખોમાંથી ખરેખરી આંસુના ધાર વહ્યા કરતી'તી ! તેના ભગ્નસ્વરયુક્ત અને વ્યાકુળતાવાળાં વચન સાંભળીને ડાકટરને બહુ જ દયા આવી અને "ભોજન કરીને હું તમારા સ્વામીની તબિયત જોવા આવીશ" એમ કહી તેને સંતોષ આપ્યો. એટલામાં અર્ધો કલાક વ્યતીત થઇ ગયો અને પેલી રમણી પોતાનું તદ્દન ખોટું ઠામ ઠેકાણું આપીને ત્યાંથી ચાલતી થઇ ગઇ.

ડાકટર સાહેબનું ભોજન તૈયાર જ હતું. જલ્દી બે ચાર ગ્રાસ ખાઇ લઇને હાથ મ્હોં ધોઇ એકદમ ઉઠ્યા અને એક ગાડી ભાડે કરીને પેલી સ્ત્રીએ બતાવેલા મકાને જવા રવાના થયા.

આજે ડાકટર સાહેબને વિઝિટને માટે એક પણ કહેણ આવ્યું ન હતું અને અત્યારે રાત્રીને વખતે ગ્રાહક મળી આવ્યું તેથી બમણી ફી મળશે, એમ ધારીને ડાકટર સાહેબ હર્ષિત થઇને જતા હતા અને મનમાં વિચારતા હતા કે—" દહાડો તદ્દન નકામો ગયો કે

કોઇ પણ રોગિષ્ઠ ગ્રાહક મળ્યું નહિ, ખરેખર કોઇ કુકર્મીનું જ મ્હોં જોયું હશે; પણ રાત્રિ તો ઠીક ફળી."

પેલી સ્ત્રીએ જે ઠેકાણું બતાવ્યું હતું ત્યાં જઇને જોયું તો તે એક મુસલમાનનું ઘર નીકળ્યું. ત્યાં ડાકટર સાહેબ પોતાની ગાડીમાંથી ઉતરી પડયા અને ઉતરતાં જ પાડોશીઓએ તેમને ત્યાં આવવાનું કારણ પૂછ્યું એટલે ડાક્ટરે પોતાના આવવાનો હેતુ કહી સંભળાવ્યો. ડાકટર સાહેબની વાત સાંભળીને સૌ કોઇ ખડખડ હસી પડયા, અને કહી દીધું કે અહીં તો તેવો કોઇ માણુસ રહેતો જ નથી; આથી ડાકટર સાહેબનું માથું ફરી ગયું; અપમાનિત અને નિરાશ થઇને ઘેર પાછા ફરવું પડ્યું. ગાડીભાડું ગજવામાંથી આપવું પડ્યું અને ગાડીવાળો પણ હસતો હસતો ગયો તેટલું નફામાં. ડાકટર સાહેબ તો એ જ વિચારમાં ગોટાઇ ગયા કે—"સારે એ રમણી કોણ ?"

## પ્રકરણ ૨૩ મું.

### ભાનમાં.

દેવેન્દ્રવિજયે હોશમાં આવીને જ્યારે આંખો ઉઘાડી ત્યારે તેણે પોતાને ચારે દિશાએ માણુસોથી ઘેરાએલો જોયો. આ મકાન એટલું વિશાળ હતું કે જો એક ખંડમાં લૂંટ પડે તોપણ બીજા ખંડમાં ખબર પડે નહિ; એકઠાં થયેલાં માણુસોમાં મોટે ભાગે તે જ ખંડનાં માણુસો હતાં, તે સિવાય બીજા ખંડના બે ચાર જણા, શ્રીચન્દ્ર અને પોલિસનાં માણુસો હતાં.

ફિરિયની ચોટથી દેવેન્દ્રને જે પીડા થઇ હતી, તેથી વધારે

પીડા તો તુલસીદાસે મારેલી બ્યાંડીની આટલીથી થવા પામી હતી, અને તેથી જ તે બેહોશ થઇને પડી ગયો હતો. જ્યારે દેવેન્દ્રવિજય હોશમાં આવ્યો ત્યારે તેને કિરિચની ચોટનો તો ખ્યાલ પણ ન હતો. કોઇએ તેને ભોંયપર પડેલું થોડું લોહી બતાવીને તેનું ધ્યાન ખેંચ્યું ત્યારે દેવેન્દ્રને તેનું ભાન થયું અને જરા હસીને કહ્યું: " હા બરાબર, તે લોહી મારા શરીરમાંથી જ નીકળ્યું છે, પણ કાંઇ હરકત નથી. શરીરમાં હજી ઘણું લોહી બાકી છે ! તેટલું લોહી નીકળવાથી મારી શક્તિ કાંઇ ઓછી થઇ ગઇ નથી."

આ જગ્યાએથી થોડે દૂર પેલી કોટડીમાં વકીલ તુલસીદાસનો કારકુન પુરાએલો હતો, તે સઘળો મામલો શરૂઆતથી સાંભળી રહ્યો હતો અને ડરનો માર્યો ચુપચાપ ત્યાં ને ત્યાં જ બેસી રહ્યો હતો, એટલેસુધી કે તે બૂમ પણ પાડી શકયો નહિ."

જ્યારે સઘળાં માણસો એક પછી એક ચાલ્યા ગયા, ત્યારે દેવેન્દ્રે કારકુનને કોટડીમાંથી બહાર કાઢવાને શ્રીશને સૂચના કરી. શ્રીશે સાંકળ ઉઘાડી અને કારકુન હર્ષિત થતો બહાર નીકળ્યો.

દેવેન્દ્રે કારકુનને વિદાય કરીને શ્રીશને કહ્યું: " શ્રીશ ! તું એક ચાલાક છોકરો છે હોં ! તું જો મારી કાયમની નોકરીનો સ્વીકાર કરે તો તને પગાર પણ હું આપીશ અને પછી ધીમે ધીમે તું એક ચતુર ડિટેક્ટિવ બની જઇશ."

શ્રીશ બોલ્યો; " બહુ સારૂં સાહેબ, કહો હવે આપનો શું હુકમ છે ? "

" વારૂ, તું અત્યારે ચેતલા તરફ જા અને ત્યાં સઘળા લોકોપર નજર રાખતો રહેજે." દેવેન્દ્રે કહ્યું.

" ઠીક, તો હું હવે જઉં છું."

" પણ રહે, ત્યાં જઇને તું શું કરીશ ?"

" તે બદમાશોને શોધીશ."

" હા, બરાબર. કરવાનું તો તે જ છે પણ ધ્યાનમાં રાખજે કે આપણી પેઠે તેઓ પણ વેશ બદલવામાં બહુ કુશળ છે હોં !"

" ભલેને ગમે તેટલા વેશ બદલે, તોપણ શું થઇ ગયું ? હું તેમને જોતાં જ પિછાણી લઉં તેવો છું."

" હા, એવી રીતે જ કામ કરવું. અત્યારે એ સઘળા ખિદિરપુર જશે. તે તેમનો મુખ્ય અખાડો છે. તે અખાડામાં જઇને તેઓ પોતાના બચાવની તદબીર શોધશે. જો તેઓ દક્ષિણના રસ્તાથી જશે તો ચેતલાને ઉતરશે નહિ. અગર તો જો પશ્ચિમને રસ્તે જશે તો તેમને અલીપુર થઇને જવું પડશે. હું અલીપુરના પૂલપર જઉં છું અને તેમની રાહ જોઉં છું. તે બેમાં એક રસ્તે થઇને તેઓ જરૂર જશે. તેમને માટે ત્રીજો રસ્તો છે જ નહિ."

એમ સૂચના કરીને દેવેન્દ્ર પોતાને રસ્તે પડયો એટલે શ્રીશ પોતાને સૂચવેલા રસ્તા તરફ રવાના થયો. આ સમયે ચેતલા કાલીઘાટમાં ગંગા નદીનો પૂલ થએલો ન હતો.

---

## પ્રકરણ ૨૪ મું.

---

### પેલી ઘુંઘટવાળી !

દેવેન્દ્રવિજય અલીપુરના પૂલપર પહોંચ્યો અને ત્યાં પૂલની એક બાજુએ છુપાઇ રહ્યો. માથામાં જ્યાં ચોટ લાગી હતી ત્યાં અને

પીઠમાં જ્યાં કિરિચ વાગી હતી ત્યાં બન્ને સ્થળે પીડા થવા લાગી, પરન્તુ દેવેન્દ્ર તે સઘળું મનને મારીને સહન કરી રહ્યો. સ્ત્રીની અત્યારે શું દશા હશે, એ વાતનો વિચાર કરતાં દેવેન્દ્રને જે માનસિક દુઃખ થયું, તેની આગળ તેનું આ શારીરિક દુઃખ કાંઈ પણ ગણતરીમાં ન હતું.

થોડી વાર પછી એક બંધ બારણાંવાળી ગાડી પૂલપર આવી પહોંચી. તે દોડી જતી હતી અને દેવેન્દ્ર તે ગાડીની પછવાડે-ખાસદારની જગ્યાએ ધીરેથી બેસી ગયો. ગાડીનાં સઘળાં બારણાં બંધ હતાં પરન્તુ પછવાડેનું કાચનું બારણું હતું. તેમાં થઇને દેવેન્દ્રે ધીરેથી નજર કરી તો જણાયું કે ગાડીમાં બે જણ બેઠાં છે. એક વૃદ્ધ પુરૂષ હતો, બીજી વૃદ્ધા સ્ત્રી હતી. વૃદ્ધના મ્હોંમાં સીગારેટ સળગી રહી હતી. તે વૃદ્ધ સીગારેટનો દમ લેતો હતો, તેટલો વખત ગાડીમાં જરા પ્રકાશ ફેલાઇ જતો હતો. તે પ્રકાશમાં દેવેન્દ્રે બન્નેને જોઇને અનુમાન કર્યું કે તે વૃદ્ધ અને વૃદ્ધા માત્ર વેશધારી જ છે. વૃદ્ધ નવીનચંદ્ર ડાક્ટર છે અને વૃદ્ધા તે અજાણી ઘુંઘટાવાળી છે, એમ દેવેન્દ્રને જણાઇ આવ્યું.

દેવેન્દ્રે વિચાર્યું: "અત્યારે આ લોકો આ રસ્તે થઇને આનંદ કુટીર તરફ જતા હોવા જોઇએ. તો તુલસીદાસ અને ગોવિન્દપ્રસાદ ચેતલાને રસ્તે થઇને જરૂર જતા હોવા જોઇએ, અને શ્રીશે પણ જરૂર તેમનો પીછો લીધો હોવો જોઇએ, કદાપિ તેણે તેમનો પીછો ન લીધો હોય, તોપણ હરકત નથી, કારણકે મારે જેનું કામ હતું તે તો અહીં જ છે."

હવે દેવેન્દ્ર ગુપચુપ રીતે તેમની વાતો સાંભળતો બેઠો. થોડી વારસુધી તો માંહે બેઠેલાઓ ચૂપચાપ રહ્યા. જ્યારે ગાડી પૂલ ઓ-

ભાંગીને દૂર નીકળી ગઇ, ત્યારે દેવેન્દ્રે વૃદ્ધવેશધારી નવીનને બોલતાં સાંભળ્યો. તે બોલ્યો: " જીુમેલિયા ! હું તને એક વાત પૂછવા ઇચ્છું છું. "

" અરે ચૂ-ચૂ-ચૂ-ચૂપ ! " એ પ્રમાણે પેલી વૃદ્ધાવેશધારિણી પિશાચિની જીુમેલિયા બોલી.

નવીન બોલ્યો: " હવે, અત્યારે કોનો ભય છે કે ચૂપ રહેવાનું કહે છે ? હવે તો આનન્દકુટીર પણ આવી પહોંચીને ? "

પેલી બોલી: " તે તો હું જાણું છું. પરન્તુ થોડી વાર સબુર કરો. જ્યાંસુધી આનન્દકુટીરની અંદર પહોંચીએ નહિ ત્યાંસુધી ચુપ-ચાપ રહો. "

" ગમે તેમ હો, પણ તું એ વખતે પહોંચી તો બરાબર વખત-સર જ હો ! તું તેને સહેલાઇથી યમધામમાં પહોંચાડી શકી હોત, પરન્તુ તે જીવતો રહ્યો તેનો મને મોટો અફસોસ થાય છે. "

પેલી વૃદ્ધા ગુસ્સો કરીને બોલતી હોય તેમ સંભળાઇ: " ઠીક હવે, ચૂપ રહેશો કે બક બક જ કર્યા કરશો ? મારૂં તો માનતા જ નથી ? "

"માનીશ, પણ એક વાતનો જવાબ આપ. પછી ચૂપ રહીશ."

" વારૂ, કહો, શું વાત છે તે ? "

" તેં જે તેની પીઠમાં કિરિચ મારી તેથી તેના શરીરમાં કેવી અસર થશે ? બરાબર જોરથી મારી છે ને ? "

" હા બરાબર મારી છે ! હું તો માનું છું કે ઓછામાં ઓછા આઠ દિવસ તો તે ઉઠી શકવાનો નથી જ. "

ત્યારબાદ થોડી વાર સુધી બન્ને ચૂપ રહ્યાં એટલામાં નવીનચંદ્ર બોલ્યોઃ "વારૂ, હવે અમારૂં પહેલું કામ શું છે?"

"શું તમને ખબર નથી?"

"ખબર કેમ ન હોય?"

"ત્યારે પછી પૂછોછો શામાટે?"

"તું એવી બન્ને સુન્દર સ્ત્રીઓને મારી નાંખીશ? મારાં તો રૂંવાં ઊભાં થાય છે! તને દયા નથી આવતી શું?"

"ચૂપ ચૂપ!"

"પ્યારી જુમેલિયા! બન્ને સુન્દરી તો છે, પરન્તુ તારા જેવી સુન્દરતા તેના નસીબમાંથી ક્યાંથી હોય?"

"હું એ જાણું છું કે તમે મારી ખુશામત કરવા મંડ્યા છો! પરન્તુ નક્કી જાણજો કે હું કેટલાને મારી નાંખનાર છું, તેનો છેડો જ નથી. તે સ્ત્રીઓ જ નહિ પરન્તુ તે સિવાય બીજાં બે જણાના મોતનો દિવસ પણ આજનો જ છે."

"હેં? બીજા બે વળી કોણ?"

"તુલસીદાસ અને ગોવિન્દપ્રસાદ."

"આજની રાત્રે જ?"

"હા, આજની રાત્રે જ, આજના જેવો સુપ્રસંગ પુનઃ મળનાર નથી."

"એમ કેમ?"

"કાલે જરૂર તેમને પકડવાને વારંટ નીકળશે અને તેઓ બન્ને દેશ છોડીને નાસી જશે. તેઓ અહીં રહેવાની હિંમત ચલાવી શકનાર

જ નથી. મેં સમજાવ્યા છે માટે જ તેઓ તો રહ્યા છે, નહિતો અત્યારે તો તેઓ ક્યારનાએ નાસી ગયા હોત !"

"પ્યારી જીુમેલિયા ! જરૂર તું કાંઇક જાદુ મંત્ર જાણે છે હોં ! તારી પાસે કોંઇક મોહિની રહેલી હોવી જોઇએ !"

"જીુમેલિયા" નામ સાંભળતાં જ દેવેન્દ્ર ચોંકીને વિચારવા લાગ્યોઃ "ઓહો ! આ તો જીુમેલિયા છે, ઠીક જ્યારે હું મારા મિત્ર અરિન્દમની મદદમાં હતો અને જ્યારે હું તેના સહકારી તરીકે કામ કરી રહ્યો હતો, ત્યારે તેણે જ મને ઘાયલ કર્યો હતો અને આજે મને બીજી વાર યમપુરીનો માર્ગ દેખાડવાનો પ્રયત્ન કર્યો જણાય છે ! બહુ હિમ્મતવાળી રાંડ જણાય છે. જેવો પક્કો બદમાશ યવન ફુલ સાહેબ હતો, તેવીજ પિશાચિની તેની ઉપપત્ની જીુમેલિયા જણાય છે અને અત્યારે તે નવીનચંદ્ર ડાક્ટરને અધીન રહી જણાય છે ! જીુમેલિયા ! મેં કદી આંખોથી જોઇ ન હતી, તે જીુમેલિયા શું મનોરમાના જેવી જ છે કે ? વા—રૂ જીુમેલિયા ! તું જ આ મામલામાં છે, ત્યારે તો મને અને તને બન્નેને ઠીક મજાહ પડશે !"

નવીન થોડી વાર સુધી ચૂપ રહીને બોલ્યોઃ "જીુમેલિયા ! ત્યારે શું આજની રાત્રે તું એટલું કામ કરી નાંખીશ ?"

"કેમ ન કરૂં ?"

"હા, કરી શકે તો ખરી. જ્યારે મિરગીનો રોગ જ તારા હાથમાં છે, ત્યારે તેમ કરવામાં તારે મન શું મોટી વાત હતી ? પરન્તુ એકદમ ચાર પાંચ જણ પર એ રોગ ચલાવવો તે મને તો સંભવિત લાગતું નથી."

"ના, આ વખતે મિરગીના રોગથી કામ ચાલી શકશે નહિ.

આજનો મામલો કાંઇક જૂદી જ તરેહનો છે! આ વખતે મારા હાથમાં એવો એક રોગ છે કે જેથી એક જ રાતમાં હજારો માણુસોને ખતમ કરી નાંખી શકાય."

"હાં, એ તો હું જાણું છું કે તારી પાસે છળ–છંદનો પાર નથી. તું અનેક મંત્ર તંત્ર, જડી બુટી અને દવા દારૂ જાણે છે પણ આજ તો—"

વાત અટકાવતી જુમેલિયા બોલી: "ચૂપ રહો ચૂપ! વધારે બકબક કરવાની જરૂર નથી; હું મારા કામને માટે સઘળું ઠીક–ઠાક કરી ચૂકી છું! તમને કાંઇ પણ બતાવી શકાય તેમ નથી, સમજ્યા?"

---

## પ્રકરણ ૨૫ મું.

---

### સેતાન.

**આનંદકુટીરની** પાછળના રસ્તા પર એક ગાડી આવીને ઉભી રહી. તેમાંથી બે માણુસો ઉતર્યા જેમાંનો એક પિશાચ ડાકટર નવીનચંદ્ર હતો અને બીજી પિશાચિની જુમેલિયા હતી. વાચકો જાણે છે કે આનંદકુટીરની ચારે બાજુએ બગીચો આવી રહેલો છે અને તેને ચારે બાજુએથી દિવાલવડે ઘેરી લેવામાં આવેલો છે. તે દિવાલમાં પછવાડેની બાજુએ એક નાનું ગુપ્ત દ્વાર છે. જુમેલિયાએ તે દ્વારની એક બાજુએ મારેલી ખીલી ઉપર એક મુકી મારી કે તરતજ દ્વાર ઉઘડી ગયાં. જુમેલિયા તે દ્વારે થઇને બાગની અંદર ચાલી ગઇ.

દેવેન્દ્રવિજય એટલામાં દરવાજો ઉઘાડવાની ગુપ્ત રીત સમજી

ગયો. જીુમેલિયાની પાછળ તે પણ તે જ રીતે દરવાજો ઉઘાડીને અંદર દાખલ થયો. પગમાં પહેરેલા બૂટનો અવાજ થવાના ભયથી બૂટ ઉપર રબ્બરની મજબૂત મોજડીઓ પહેરી લીધી.

રાત્રિ અત્યન્ત અંધકારમય હતી. કાળાં વાદળાંથી આકાશ ઘેરાએલું હતું. દેવેન્દ્રવિજય જેનો પીછો લઇ રહ્યો હતો, તેઓ અંધકારમાં ક્યાં ચાલ્યાં ગયાં, તેની ખબર દેવેન્દ્રને રહી શકી નહિ. દૂરથી પદપ્રહાર સંભળાતાં, તે એકદમ તે અવાજની તરફ ચાલ્યો. થોડી વારમાં તે પાદપ્રહાર પણ સંભળાતા બંધ થયા.

હવે દેવેન્દ્રવિજય સમજી શકયો કે તે જેમની પાછળ પડયો હતો, તેઓ ઘણે દૂર ચાલ્યાં ગયાં હતાં; તોપણ દેવેન્દ્ર પાછો હઠયો નહિ. તેણે પોતાની ચાલવાની ગતિને જરા ઉતાવળી કરી. એટલામાં ચાલતાં દેવેન્દ્રે એકાએક આનંદકુટીરના દરવાજાની સામે દીવાનો પ્રકાશ જોયો. દેવેન્દ્ર ઊભો રહ્યો અને સ્થિર દૃષ્ટિ કરવાથી સમજી શકયો કે નવીનચંદ્રે દરવાજા પાસે જઇને સીગારેટ પીવાને માટે દીવાસળી સળગાવી છે. તે પ્રકાશમાં દેવેન્દ્રે જોયું કે નવીનચંદ્ર અને જીુમેલિયા બન્નેએ પોતાનો બનાવટી બુઢ્ઢા બુઢ્ઢીનો વેશ ઉતારી નાંખ્યો છે.

થોડી વારમાં તે પ્રકાશ એકાએક બંધ થઇ ગયો અને પુનઃ પહેલાંના જેવો અંધકાર ફેલાયો. નવીનચંદ્રે મ્હોંમાંથી સીગારેટ ફેંકી દઇને "સેતાન" "સેતાન" એમ જોરથી બે પોકાર કર્યા. તે પોકાર સાંભળતાંજ એક મોટો ભયંકર શિકારી કુતરો ભોં ભોં કરતો અને આસપાસ તેનો પ્રતિધ્વનિ પાડતો સામે આવ્યો. નવીને તેને પ્યારથી જરા થાબડયો અને કુતરાએ પણ પૂંછડી હલાવીને પોતાનો સ્નેહ પ્રદર્શિત કર્યો. ત્યારબાદ જીુમેલિયાને સાથે લઇને નવીનચંદ્ર અંદર ગયો અને અં-

દરથી દ્વાર બંધ કરી દીધાં. સેતાન નામનો કૂતરો બહારથી દરવાજા-પર પહેરો ભરતો રહ્યો.

દેવેન્દ્રવિજયે મનમાંજ કહ્યું: "ચાહો તો દ્વાર બંધ કરો અને ચાહો તો ચક્રવ્યૂહમાં ભરાઇ બેસો, તોપણ આજ ગમે તેમ કરીને પણ દેવેન્દ્રવિજય આનંદકુટીરમાં અવશ્ય પ્રવેશ કરશે. તમારા સેતાન-થી ડરીને પાછો ફરૂં તેવો હું કાંઇ નથી."

આ વખતે કે જ્યારે રેવતી અને મનોરમા પોતાના દુશ્મનના હાથમાં પડી હતી ત્યારે શું દેવેન્દ્રવિજય ચૂપ ચાપ બેસી શકે ? માત્ર એક જ કલાકમાં તે બન્નેનો જાન લઇ લેવામાં આવનાર હતો અને તેના ખબર પણ દેવેન્દ્રને મળી ચૂકયા હતા, તેથી સાવધાની-થી કામ કરવામાં જો જરા પણ ગફલત રાખવામાં આવે, તો પછી જીવ બચાવવો મુશ્કેલ થઇ પડે તેમ હતું. આ કામ આનંદકુટીરમાં પ્રવેશ કર્યા સિવાય થઇ શકે તેમ ન હતું; અને પ્રવેશ કરવામાં સૌથી પહેલું જ યુદ્ધ સેતાન સાથે કરવાનું હતું.

---

## પ્રકરણ ૨૬ મું.

---

### મેળાપ.

**ધીરે** ધીરે દેવેન્દ્ર આગળ વધ્યો, એવી રીતે કે જરા પણ અવાજ થવા પામે નહિ. તે ભયંકર કૂતરાના ભયથી દેવેન્દ્રને પગલે એવો જ આભાસ થવા લાગ્યો કે જાણે રક્તલોલુપ સેતાન પોતાની પાછળ ને પાછળ દોડતો આવતો હોયની; એ પ્રમાણે દેવેન્દ્ર બહુ જ દૂર ચાલ્યો ગયો. કાંઇ પણ અવાજ તેના સાંભળવામાં આવ્યો નહિ.

થોડી વાર પછી સામેથી તે કૂતરાનું ભસવું દેવેન્દ્રને કાને પડ્યું.

આટલા વખત સુધી તે જેનાથી ડરતો હતો, તે હવે આગળ આવ્યો. અંધકારમાં આંખોને સ્થિર કરીને દેવેન્દ્રે જોયું તો જણાયું કે સેતાન પોતાની સામે દોડતો ચાલ્યો આવે છે! દેવેન્દ્રની પાસે તે સમયે એક પણ હથિયાર ન હતું કે જેની મદદવડે તે પોતાનો જાન બચાવી શકે; તેમ જ હથિયાર કાઢવાનો વખત પણ તેને ન હતો. તેને વિચાર કરવાનો વખત પણ મળી શકયો નહિ. એટલામાં સેતાન ઘુરકતો ઘુરકતો દેવેન્દ્રની તદ્દન નજીકમાં આવી લાગ્યો.

સેતાનને કેવી રીતે મહાત કરવો તેનો વિચાર પણ દેવેન્દ્ર કરી શકયો નહિ અને તેણે એકદમ સેતાનનું ગળું બન્ને હાથો-વડે જોરથી પકડ્યું. દેવેન્દ્રવિજય એક પહેલવાન અને યોદ્ધા સરખો હતો, તેથી જ તેના માથામાં તથા પીઠમાં સખત ઇજા થએલી હોવા છતાં, એક શિકારી કૂતરાની સામે યુદ્ધમાં ઉતરવાની તે હિંમત ચલાવી શકયો હતો. દેવેન્દ્રે સેતાનનું ગળું એવા તો જોરથી દબાવ્યું કે તેના ગળામાંથી તે જરા પણ અવાજ કાઢી શકયો નહિ. તે ગળામાંથી અવાજ કાઢવાને બહુએ ફાંફાં મારવા લાગ્યો, દાંતિયા કરવા લાગ્યો અને તરફડિયાં મારવા લાગ્યો પરન્તુ તે નહિ છૂટવા પામ્યો કે નહિ ભસવા પામ્યો! કંઠ એટલો બધો રૂંધાઇ ગયો કે તેની જીભ બહાર લટકવા લાગી અને ક્ષણે ક્ષણે તેનું બળ નરમ પડવા લાગ્યું. મ્હોં ફાડીને સેતાને કરડવાને લાગ પણ શોધવા માંડયો કિન્તુ તે જરા પણ ફાવી શકયો નહિ. કંઠ બંધ થઇ જવાથી તો શ્વાસોચ્છ્વાસ પણ બંધ થઇ જવા લાગ્યો અને અંગ શિથિલ થઇ ગયું. થોડી મિનિટ બાદ જયારે દેવેન્દ્રને એમ જણાયું કે તેનું સઘળું બળ નષ્ટ-

પ્રાય થઇ ગયું છે, ત્યારે એક હાથવડે ભેટમાંથી છુરી કાઢીને તેનું પેટ ચીરી નાંખ્યું, અને તે ક્ષણે જ સેતાનનો જીવ ઉડી ગયો !

દેવેન્દ્રવિજયે કૂતરાને ઘસડીને તેને એક મેંદીની વાડમાં ફેંકી દીધો અને સત્વર તે આગળ વધ્યો. ત્યાં જે કોટડીમાં શચીન્દ્ર કરીમબક્ષ નામ ધારણ કરીને રહ્યો હતો, તે કોટડીના દ્વાર પાસે જઇને દેવેન્દ્રે દ્વારપર સંકેતચિહ્ન કર્યું એટલે ઝટ દ્વાર ઉઘડી ગયું. દેવેન્દ્ર અંદર ગયો અને બારણું બંધ કરી દીધું તથા ગજવામાં નાંખેલું ગુપ્ત ફાનસ બહાર કાઢ્યું એટલે કોટડીમાં સર્વત્ર પ્રકાશ ફેલાયો. તે પ્રકાશમાં દેવેન્દ્રને શચીન્દ્રે ઓળખી લીધો અને કહ્યું; " મામા ! આપ કેવી રીતે આવી શક્યા ? સેતાન નડ્યો નહિ ? "

દેવેન્દ્રે કિંચિત્ હાસ્ય કરીને કહ્યું: " તેને તો હું ખતમ કરી ચૂક્યો છું. "

શચીન્દ્ર આશ્ચર્ય પામતો બોલ્યો: " શું તેને તમે મારી નાંખ્યો ! "

" હા. "

" કરડ્યો નહિ ? "

" ના, તે કરડવા પામે ત્યાર પહેલાં મેં તેનો શ્વાસ જ બંધ કરી દીધો હતો. "

" આપ ક્યારના આવ્યા છો ? અહીં આવીને એકે વાર તમારે પાછા તો જવું પડ્યું નથી ? હજી હું હમણાં જ આવ્યો અને જ્યાં બેઠો જ છું, એટલામાં તો આપ આવ્યા. "

" વારુ. આનંદકુટીરમાં અત્યારે કેટલાં માણસો છે ? "

" સાત માણસો. "

" સાત જણુ કોણુ કોણુ ? તું તે બધાને ઓળખે છે ?"

" હા. નવીનચંદ્ર ડાકટર, જુમેલિયા અને કુમુદિની. પણુ તેઓમાં કોણુ જુમેલિયા અને કોણુ કુમુદિની છે, તે ઓળખવું એક ભારે મુશ્કેલ કામ છે. તેઓ બન્ને એક સરખી જ છે."

" તેં તે બન્નેને તારી આંખોવડે જોઇ છે ?"

" હા."

" એકનું નામ જુમેલિયા છે, જુમેલિયાને તું ઓળખે છે, શચીન્દ્ર ?"

" ના, હું ઓળખતો નથી." શચીન્દ્રે પ્રત્યુત્તર આપ્યો.

" જ્યારે ફુલસાહેબને પકડવામાં આવ્યા, ત્યારે એ જુમેલિયાએ જ મને આફતમાં નાખ્યો હતો. તે જેવી તેવી સ્ત્રી નથી હોં ?"

" કાંઇ હરકત નહિ."

" વારૂ, તે ત્રણુ જણુ સિવાય બાકી ચાર કોણુ કોણુ છે ?" દેવેન્દ્રે પૂછ્યું.

" બે નોકર અને બે કામગરીઓ."

" શું તે નોકરો મારા કામમાં કાંઇ હરકત કરે તેવા છે કે ?"

" હા, બે નોકર અને એક કામગરી એ ત્રણુ જણુ તેમના હુકમમાં છે, તે તેમને મદદ કરી શકે તેવાં છે."

" શચીન્દ્ર ! એ લોકો બે સ્ત્રિયોને કેદ કરીને લાવ્યા છે, તેની તને ખબર છે કે ?"

શચીન્દ્ર આશ્ચર્ય પામતો બોલ્યોઃ " ના, તે બે સ્ત્રીયો કોણુ છે ?"

દેવેન્દ્ર ગુસ્સો કરતો બોલ્યોઃ "તારી આંખો શું બંધ હતી?"

શચીન્દ્ર મામાના ક્રોધને શાંત કરતો બોલ્યોઃ "કુમુદિનીએ આજ સ્હવારે મને કલકત્તે મોકલ્યો હતો; તેથી હું અહીં નહિ હોઉં, ત્યારે તેઓ તે બે સ્ત્રિયોને કેદ કરીને લાવ્યા હશે. તે બે સ્ત્રિયો કોણ છે?"

"એક તારી મામી અને બીજી મનોરમા."

શચીન્દ્ર ચકિત થતો બોલ્યોઃ "હેં! એ શું થયું? કહો તો ખરા, શું મામલો છે?"

"એ સઘળું કહેવાનો અત્યારે સમય નથી. તારી પાસે શિવુ આવ્યો હતો, તેને તું મળ્યો'તો કે નહિ?"

"ના, શિવુ તો મને મળ્યો નથી."

"તો તેને પણ એ લોકોએ કેદ કર્યો હોવો જોઇએ, એમ હું માનું છું. તને મળવાને માટે મેં તેને સ્હવારે જ મોકલ્યો હતો. વા–રૂ. નવીનચંદ્ર અને જુમેલિયા હમણાં આવી ગયાં?"

"હા, તે બન્ને હમણાં જ પાછાં ફર્યાં છે."

"બરાબર, મને પણ ખબર છે. હું તેમની પાછળ પાછળ આવ્યો છું. તે બન્નેએ બન્ને કેદીઓને આજ મારી નાંખવાનો નિશ્ચય કર્યો છે."

"હેં? મામા અને મનોરમાને? ના, કદી એમ થાય જ નહિ. બનતાં સુધી તો હું તેમ થવા દઇશ નહિ."

"વારૂ, હવે મારી સાથે ચાલ. જો તેમના તે દુષ્ટ કામમાં વિઘ્ન

નાંખીને બન્નેને બચાવવાની ઇચ્છા હોય, તો હવે વાર કરવી જોઇતી નથી."

શચીન્દ્ર ધીરજ આપતો બોલ્યો: "તમે બેસો તો ખરા. હજી ગભરાવાનું કાંઇ કારણુ નથી. એક કલાક સુધી તેઓ કાંઇ પણુ કરનાર નથી."

"કેમ જાણ્યું ?"

"મેં બરાબર જાણ્યું છે. તેમનો સ્વભાવ હું સારી પેઠે જાણું છું."

"વારૂ, તેમને ક્યાં કેદ કરેલ છે, તેનું અનુમાન તું કરી શકે તેમ છે?"

"હા. મકાનના નૈઋત્ય કોણુની બાજુએ એક ઓરડો કેદીઓને છૂપાવવા લાયક છે ખરો."

"તને તે ઓરડામાં જવાના રસ્તાની ખબર છે?"

"તે ઘરમાં જવાને માટે એક જ રસ્તો છે, હું તે જાણું છું. જે ઘરમાં તેઓ સઘળા મસલત કરતા બેઠા હશે, તે ઘરમાં થઇને તે કેદખાનામાં જવાનો માત્ર એક રસ્તો છે."

"ત્યારે તો કેટલાક વખત સુધી થોભવું પડશે. વારૂ, આટલા વખતમાં તને બીજા કાંઇ ખબર મળી શક્યા છે ?"

"હા, થોડા ખબર મળ્યા છે."

"આ નવીનચંદ્ર ડાક્ટર કોણુ છે ?"

"જુમેલિયા અગર કુમુદિની એ બેમાંથી કોઇ એકનો સ્વામી છે."

"ત્યારે શું કુમુદિની મરી ગઇ છે તે વાત તદ્દન ખોટી જ છે? નવીનચંદ્ર કોણુ છે તેની પૂરી ખબર છે?"

"

"બરાબર તો ખબર નથી, પણ કાંઇક એમ સાંભળવામાં આવ્યું છે કે તેણે કુમુદિની સાથે લગ્ન કર્યું છે."

"જે જુમેલિયા સાથે નવીનચંદ્ર બહુ પ્રેમ દર્શાવે છે, તે જ આ પાખંડનું મૂળ છે હોં!"

શચીન્દ્ર બોલ્યો: "કુમુદિની બહુ ભલી સ્ત્રી જણાય છે. તેના જેવી સીધી સાદી સ્ત્રી મેં કદાપિ જોઇ નથી પણ હવે તો તેના દહાડા પણ ભરાઇ ચૂકયા છે."

"કેમ? એમ કેમ કહે છે?"

"જુમેલિયા જ તેનું કારણ છે. જુમેલિયા અને નવીનચંદ્ર બન્ને મળીને જલ્દી પોતાનો કંટક દૂર કરશે. એમ સંભળાય છે કે આજની રાત્રે જ તેઓ સઘળાનો—"

દેવેન્દ્ર વચ્ચે બોલ્યો: "ખરેખર, મારા જાણવામાં પણ તેમ જ આવ્યું છે."

"હા, અગર જો આપણે અહીં ન હોત, તો સૌનો "હ-ત્યોત્સવ" આજરાત્રે નિર્વિઘ્ને સમાપ્ત થાત."

"પણ દયાળુ પ્રભુ તેમ થવા કેમ દે?" દેવેન્દ્ર બોલ્યો.

---

## પ્રકરણ ૨૭ મું.

---

### ઉદ્યાનમાં.

ત્યારબાદ દેવેન્દ્ર તથા શચીન્દ્રે કેટલીક ગુપ્ત વાતચીત કરી, અને તેઓ તે નાની કોટડીમાંથી નીકળીને અંધકારમાં ગાયબ થઇ ગયા.

એટલામાં કોઇના પાદપ્રહાર દેવેન્દ્રના સાંભળવામાં આવ્યા. તેનો પીછો કરીને દેવેન્દ્ર તથા શચીન્દ્રે તે પાદપ્રહાર કોના હતા તે જાણી લીધું. જ્યાંથી તે પાદપ્રહાર સંભળાતા હતા, ત્યાંથી થોડે દૂર જઇને એક મોટા આંબાના વૃક્ષના થડીયાની પાછળ તેઓ સંતાઇ ગયા. ત્યાંથી ચાર પાંચ હાથ દૂર જેટલે આનન્દકુટીરના દીવાની રોશની તેનાં દ્વારમાંથી નીકળીને આવતી હતી. રોશનીમાં દેવેન્દ્રે તે માણુસને જોઇ લીધો.

થોડી વારમાં તે પ્રકાશમાં થઇને એ માણુસો જલ્દી જલ્દી આનંદકુટીર તરફ ચાલ્યા ગયા. તેઓ વકીલ તુલસીદાસ અને વૈદ્યરાજ ગોવિન્દપ્રસાદ હતા. બન્નેનો વેશ બદલેલો હતો, પણુ તે વેશ એવો તો ઢંગ વિનાનો હતો કે હરકોઇ સખ્સ તેમને ઓળખી લીધા સિવાય રહે નહિ. ચેતલાઘાટ થઇને અહીં આવવામાં જેટલો સમય લાગ્યો, તેટલો સમય વીત્યા પછી તેઓ અહીં આવી પહોંચ્યા હતા.

દેવેન્દ્રવિજયે મનમાં વિચાર્યું કે—હવે આનંદકુટીરમાં સાતને બદલે નવ જણુ થયા. એ નવમાંથી ત્રણુ તો મહા ભયંકર છે. તરત દેવેન્દ્ર ફરીથી શચીન્દ્રની કોટડી તરફ વળ્યો, એટલામાં વળી ફરીથી કોઇના પાદપ્રહાર સંભળાયા. તે પ્રહાર બહુ જ ધીમા હતા. બરાબર સાંભળવાને શચીન્દ્ર અને દેવેન્દ્ર અવાચ્ય થઇને સ્થિર ઊભા રહ્યા, પણુ પુનઃ અવાજ સંભળાયો નહિ. દેવેન્દ્ર આગળ વધ્યો એટલે પુનઃ અવાજ સંભળાવા લાગ્યો. ફરીથી મામો ભાણેજ ચમકીને ઊભા રહ્યા. હવે દેવેન્દ્રના સમજવામાં આવ્યું કે કોઇ તેનો પીછો કરી રહ્યું છે, પણુ કોણુ હશે તે તેનાથી સમજાયું નહિ.

વળી દેવેન્દ્ર આગળ વધ્યો અને પાદપ્રહાર સંભળાવા લાગ્યા. પણ આ વખતે દેવેન્દ્ર ન થોભતાં સીધો ચાલ્યો ગયો. પીછો કરનાર પણ સીધો ચાલ્યો આવતો હોય તેમ જણાયું. દેવેન્દ્રે પોતાની ચાલવાની ગતિ ધીમી કરી નાંખી, એટલે પીછો કરનાર ધીરે ધીરે નજીક આવી ગયો. દેવેન્દ્ર એકદમ પાછો વળ્યો અને પેલાને પકડી લીધો. પકડાયા બાદ દેવેન્દ્રે જોયું તો તે એક છોકરો માલૂમ પડ્યો, પણ અંધારામાં તેને બરાબર ઓળખી શકાયો નહિ. અત્યારે દેવેન્દ્રને શ્રીશ યાદ આવ્યો. દેવેન્દ્રે તેને તુલસીદાસ અને ગોવિન્દપ્રસાદનો પત્તો લેવાને મોકલ્યો હતો, પરન્તુ તેને તે બરાબર ઓળખી શક્યો નહિ. તેના બન્ને હાથ દેવેન્દ્રે ખૂબ જોરથી પકડ્યો અને ગળું દબાવ્યું, એવા હેતુથી કે જો તે શ્રીશ ન હોય તો ભાગી જઇ શકે નહિ. પછી પૂછ્યું: "કોણ છે? શ્રીશ?"

શ્રીશ ધીમેથી બોલ્યો: "હા, હું શ્રીશ્ચન્દ્ર છું."

"ઠીક, મારી સાથે ચાલ્યો આવ."

શ્રીશ ધીમેથી બોલ્યો: "આપે તો એવા જોરથી મારૂં ગળું દાબ્યું કે જો વધારે વખત દાબ્યું હોત તો હું અવશ્ય મરી જાત."

"વારૂ, અત્યારે એ વાત જવા દે અને મારી સાથે ચાલ."

* * * *

શ્રીશ્ચન્દ્રને સાથે લઇને દેવેન્દ્રવિજય ફરીથી શચીન્દ્રની કોટડીમાં જઇ પહોંચ્યો. ત્યાં દેવેન્દ્રે શચીન્દ્રને શ્રીશની સાથે ઓળખાણ કરાવી. ત્યારબાદ દેવેન્દ્રે તેને પૂછ્યું: "કેમ શ્રીશ! કહે તો ખરો કે તું અહીં કેવી રીતે આવી પહોંચ્યો?"

શ્રીશ બોલ્યો: "કેમ? જેમ આપે સમજાવ્યું હતું તેમ તે બન્ને જણની પછવાડે પછવાડે ચાલ્યો આવ્યો."

"તેઓ બન્ને તને ક્યાં મળ્યા હતા?"

"રસ્તામાં જ બન્ને મળ્યા હતા."

"ગંગાને કેવી રીતે ઉતર્યો?"

"ઘાટના હોડિયાવડે પાર થયો. જ્યાં મેં તે બન્નેને ઘાટ તરફ આવતા જોયા કે તરત જ હું દોડીને તેમના પહેલાં ઘાટપર જઇ પહોચ્યો. ત્યાં એક હોડી પડી હતી. હું સમજી ગયો કે તેઓ બન્ને પણ તેમાં જ બેસીને પાર થશે. હોડીવાળો હોડીથી દૂર જઇને ગપ્પાં મારી રહ્યો હતો. હું છાનોમાનો એક બાજુએ હોડીમાં ભરાઇ બેઠો અને જ્યાં પેલા બે આવ્યા, કે તરત જ તેમણે પૈસા આપીને હોડી-વાળાને હોડી ચલાવવાનો હુકમ કર્યો. એવી રીતે હું તો મફતમાં ગંગાપાર થઇ આવ્યો છું."

દેવેન્દ્ર જરા હસીને બોલ્યો: "ઓહ! તેં તો મોટું સાહસ કર્યું! તેમની જ હોડીમાં બેસીને આવ્યો, એ તો ભારે હિમ્મતનું કામ કર્યું! નસીબના જોરથી જ તું જીવતો આવ્યો, નહિ તો જાણે છે તારી શું દશા થાત?"

"ગંગામાં જ ડુબાડીને મારી નાંખત."

દેવેન્દ્ર બોલ્યો: "નહિ, એમ ડુબાડત નહિ, પણ પહેલાં તારા પેટમાં છુરી મારી તને પ્રાણમુક્ત કરત અને પછી ગંગાના જળ પ્રવાહમાં તને હોમી દેત! પણ હવે જે થયું તે ઠીક જ થયું. પરન્તુ તેં મારા કહ્યા પ્રમાણે ન કર્યું, મારી વાત તેં માની નહિ."

શ્રીશ બોલ્યોઃ " હું સમજ્યો કે અત્યારે આપનાથી મુલાકાત થશે નહિ. પાછા ફરવાનું મેં વાજબી માન્યું નહિ, તેથી અહીં ચાલ્યો આવ્યો. હું એમ સમજ્યો કે આપ ચાલ્યા ગયા હશો."

"તું એમ કેવી રીતે સમજ્યો ?"

"વકીલ અને વૈદ્યરાજની વાત ઉપરથી સમજ્યો, કે તેમના બાજાં બે માણુસો અલીપુરને રસ્તે થઇને ગયાં છે. એટલે હું સમજી ગયો કે આપ જરૂર તેમની પછવાડે ગયા હશો."

દેવેન્દ્ર પોતાના શિષ્યની ફત્તેહપર સ્મિત કરતો બોલ્યોઃ "હા, હા, બરાબર વિચાર કર્યો. શ્રીશ! ખરેખર તું એક ચાલાક છોકરો છે. પણ તને ખબર છે કે આજે રાત્રે આપણે એક મોટા ભયંકર કામમાં હાથ ઘાલવાનો છે?"

"અહો, એમાં શું ? તેમાંનું કાંઇ મને પણ સોંપો."

"તારી પાસે કાંઇ હથિયાર છે ?"

"ના, હથિયાર તો કાંઇ નથી, પણ માત્ર એક ચપ્પુ છે."

"વારૂ, તો લે આ એક પિસ્તોલ પણ તારી પાસે રાખ." એમ કહીને દેવેન્દ્રે તેને એક પિસ્તોલ આપી. શ્રીશે તે લીધી, એટલે દેવેન્દ્રે શચીન્દ્રને કહ્યુંઃ "વારૂ, શચીન્દ્ર! હવે ચાલ જઇએ."

શચીન્દ્ર બોલ્યોઃ "થોભો, હજી થોડી વાર છે."

"વાર છે તો શું થયું? હવે થોભાય નહિ. આ વખતે બેઠાં બેઠાં નકામો વખત ગાળવા કરતાં દસ-બાર વૈરીઓની સામે થવાનું મને વધારે ઉચિત લાગે છે. તું તે ઘરમાં જવાનો રસ્તો જાણે છે ને ?"

"હા જાણું છું."

"ઘરની અંદર જતાં આપણે નૈઋત્ય કોણુવાળા ગુપ્ત ઘરમાં સુગમતાથી જઇ શકીશું કે નહિ? તું મને ગુપ્ત રીતે તે ઘરમાં લઇ જઇ શકીશ? વચમાં કાંઇ ગરબડ તો ઊભી નહિ થાય ને?"

"જે રસ્તે થઇને આપણે ઘરમાં જઇશું ત્યાં ગરબડનો જરા પણુ ડર નથી."

"વારૂ, તો તું તારા પગમાંથી જોડા કાઢી નાખ." એ પ્રમાણે દેવેન્દ્રે શચીન્દ્રને કહીને શ્રીશને કહ્યુંઃ "તું પણુ જોડા કાઢી નાંખીને આ ખૂણામાં રાખી દે." પુનઃ તેણે શચીન્દ્રને કહ્યુંઃ "મેં તને કેટલાક બનાવટી વાળ આપ્યા હતા, તે અહીં છે કે ઘેર છે?"

શચીન્દ્ર બોલ્યોઃ "તે સઘળા અહીં મારી પાસે છે. એવી જાસૂસી ચીજો ઘેર મૂકીને આવું તો જાસૂસી કેવી રીતે કરી શકાય?" એમ કહીને શચીન્દ્રે વાળના બનાવેલા કેટલાક ચોટલા તથા દાઢી અને મૂછો લાવીને તે દેવેન્દ્રની સમક્ષ હાજર કર્યા. તેમાંથી દેવેન્દ્રે બે ત્રણુ જોડી કાઢી લીધી અને કહ્યુંઃ "જા, હવે ચાલતાં ચાલતાં એટલી ખબરદારી રાખવાની છે કે જ્યાંસુધી આપણું કામ સંપૂર્ણ ન થઈ જાય, ત્યાં સુધી કીડીને પગે ચાલવું પડશે, એટલું જ નહિ પણુ શ્વાસ પણુ જોરથી લેવાશે નહિ. પાંચ ભયંકર માણુસો આજે અહીં આવી પહોંચ્યા છે, એ પાંચે એવા છે કે લાગ મળે તો જીવ લેવાનું પણુ ચૂકે નહિ. તે પાંચમાં ચાર પુરૂષો છે અને એક સ્ત્રી છે, પરન્તુ તે ચારે પુરૂષો કરતાં તે એકની એક સ્ત્રી વધારે બળવતી છે. તે તેના બળ, પરાક્રમ, સાહસ અને નિર્ભયતાથી માનવી નહિ પણુ દાનવી કહેવાને લાયક છે. શચીન્દ્ર! અત્યારે આપણે જીવવાનો લોભ રાખીને કામ કરીશું તો ચાલી શકશે નહિ. જાનની

દરકાર રાખ્યા વિના આજ આપણે જુમેલિયાની સાથે યુદ્ધ કરવાનું છે, બોલ, તું તૈયાર છે કે નહિ? અને શ્રીશ! કહે તું પણ જાન આપવાને તૈયાર છે?"

બન્ને જણાએ માથું ધુણાવીને પોતાની સમ્મતિ પ્રકટ કરી. દેવેન્દ્રવિજયે બન્નેના હાથ પકડીને કહ્યું: "વારૂ, તો ચાલો, હવે અહીં એક પળ પણ રોકાવું જોઇએ નહિ."

શચીન્દ્ર, દેવેન્દ્રવિજય અને શ્રીશને સાથે લઇને અંધારી રાત્રિમા ધીરે ધીરે પોતાની કોટડીમાંથી બહાર નીકળ્યો. થોડી વારમાં સૌ આનંદકુટીરની પાછલી દિવાલની પાસે જઇ પહોંચ્યા. તે દિવાલમાં ઘણાં બારણાં હતાં. તેમાંના એક બારણાની આડેથી શચીન્દ્રે થોડાં લાકડાં દૂર ફેંકી દીધાં અને પછી બારણાને ધક્કો માર્યો એટલે તે ઉઘડી ગયું. દેવેન્દ્રે પૂછ્યું: "શચીન્દ્ર! એ તું શું કરે છે?"

શચીન્દ્ર બોલ્યો: "બરાબર વખતસર કામ લાગે, તેટલા માટે મેં આ બારણું જરા અટકાવી રાખ્યું હતું અને કોઇ ન જાણે તેટલા માટે આડાં થોડાં લાકડાં મૂકયાં હતાં." બારણે થઇને ત્રણે જાસૂસો માંહે પેઠા.

---

## પ્રકરણ ૨૮ મું.

---

### મંત્રણાગૃહમાં.

આગળ શચીન્દ્ર, તેની પછવાડે શ્રીશ્ચન્દ્ર અને સૌની પાછળ દેવેન્દ્રવિજય, એ પ્રમાણે ત્રણે જણા રવાના થયા. શચીન્દ્રે આટલા

દિવસ અહીં નોકરી કરીને સઘળી કોટડીઓમાં આવવા જવાનો રસ્તો જોઇ લીધો હતો. તે ત્રણે જણુ પેલા બારણામાં થઇને જે ઘરમાં આવ્યા, તે કોઠાર હતો. તે કોઠારમાં નિત્ય કામમાં લાગે તેવી તથા ખોરાકની વસ્તુઓ રાખવામાં આવતી હતી. તે કોઠારની પાસે એક ખાલી ઓરડો હતો, તે ઓરડામાં તે ત્રણે જણુ આવ્યા. તે ખાલી ઓરડામાં થઇને તેઓ જ્યાં આવ્યા તે રસોડું હતું. રસોડાની સામે એક મોટો ચોક હતો અને ચોકની ઉત્તર દિશાએ એક બીજો પણુ ખાલી ઓરડો હતો. ત્રણે જણુ તે ચોકમાં જઇ ઊભા. તે ચોકમાં ઊભા ઊભા તેમણે જોયું તો માલમ પડ્યું કે એક ઓરડામાંથી ઘણો જ પ્રકાશ ચારે દિશાએ ફેલાઇ જતો હતો. ત્યાંથી તે લોકો-એ જુમેલિયાનું ભયંકર હાસ્ય સાંભળ્યું.

દેવેન્દ્રે હવે પાછળ રહેવાનું વાજબી માન્યું નહિ અને તે શચીન્દ્રની પાસે આવી પહોંચ્યો. શ્રીશ અને શચીન્દ્રને ત્યાં જ ઊભા રહેવા દઇને દેવેન્દ્ર આગળ વધ્યો. આખા શરીરનો ભાર અંગૂઠા ઉપર મૂકીને દેવેન્દ્ર ચુપચાપ તે ચોકને પસાર કરી ગયો. ચોકને પસાર કરી જતાં દક્ષિણુ દિશાએ એક સાંકડી ઓસરી તેના જોવામાં આવી, તે ઓસરીની સામે જ એક ઓરડામાંથી આછો આછો પ્રકાશ આવતો હતો અને ઓરડાનાં દ્વાર અર્ધાં ઉઘાડાં હતાં. દેવેન્દ્ર સમજી ગયો કે તે અર્ધ ઉઘાડા દ્વારવાળા ઓરડામાં જ તેના વૈરીઓ કાંઇ મસલત ચલાવી રહ્યા છે. ત્યાં જ દેવેન્દ્ર ઉપર આફત નાંખવાના વિધિ વિષે વિચાર ચાલી રહ્યો હતો.

દેવેન્દ્રવિજયે તે અર્ધ ઉઘાડેલા દ્વારની પાસે જઇને જોયું તો માલુમ પડ્યું કે તે બેઠકમાં બે સ્ત્રીઓ બેઠી છે; દેવેન્દ્રને એમ જ

જણાયું કે ત્યાં બે મનોરમાઓ બેઠી છે. બન્ને રૂપ રંગમાં એક સરખી જ હતી—એટલે સુધી કે તેમની પાસે બેઠેલો સખ્સ પણ તેમનાં રૂપ–રંગમાં કાંઇ ફરક જોઇ શકે નહિ. તે બન્નેનું બોલવું ચાલવું અને કંઠ પણ એક જ પ્રકારનો હતો. બન્નેએ એક જ પ્રકારનો નીલ નીલમ પરીના જેવો પોશાક પહેર્યો હતો અને તેમાં જ્યાં ત્યાં રત્નકણિકાઓ ઝગમગ થઇ રહી હતી. આકાશ સ્વચ્છ થતાં જેમ નભોમંડળ નીલ રંગી જણાય છે તેમ આ બન્ને મનોરમાઓની શોભા પણ નીલરંગી જ બની રહી હતી. ઉન્નત સ્તનવિભાગ ઉપર આછા લીલા રંગની ચોળી અને તેના ઉપર જરીયાન બુટ્ટાઓ કાંઇ અલૌકિક દેખાવ આપી રહ્યા હતા. વિજળીની પેઠે કર્ણપુટમાં ચમકી રહેલાં કુંડળ આસપાસની દીપાવલિમાં પ્રતિબિંબ પડવાથી ચળક ચળક થઈ રહ્યાં હતાં. કુંડળ આંદોલિત થતાં તેનો જે પ્રકાશ ગુલાબી ગાલપર પડતો હતો તે મનોહર દેખાવ જ આપી રહ્યો હતો. ગળામાં પહેરેલી મોટા મોટા મોતીની માળા ઉન્નત વક્ષસ્થળ ઉપર વિરાજી રહેલી હતી.

તે બન્ને મનોહારિણી સ્ત્રીઓમાંની એકનું નામ જુમેલિયા અને બીજીનું કુમુદિની હતું, પરન્તુ તેમાંથી કઇ જુમેલિયા અને કઇ કુમુદિની છે તે જાણવું દુર્લભ હતું. તે બે યુવતીઓ સિવાય ત્યાં બીજા બે ત્રણ પુરૂષો પણ બેઠા હતા. તેઓ કોણ છે તે જાણવાને દેવેન્દ્ર તે ઓરડાનાં બારણાં પાસે કાન માંડીને ઊભો રહ્યો. પહેલાં નવીનચંદ્ર ડાક્ટરનો અવાજ તેના સાંભળવામાં આવ્યો. જે કાંઇ દેવેન્દ્રે સાંભળ્યું તે તેની વાતનું અંતિમ અને ખંડિત વાક્ય હતું. દેવેન્દ્રે એમ સાંભળ્યું કે—" થઇ જશે, હું કહું છું તે સાચું જ માનજો. "

પેલી સ્ત્રીઓમાંથી એક બોલી: " અરે, બાપરે! પ્રાણનાથ? આ તમે શું કહો છો ? વાહ ! "

દેવેન્દ્રવિજય સમજી ગયો કે એમ બોલનારી તે જુમેલિયા હોવી જોઇએ. જુમેલિયા આગળ બોલી: " તમે કેવી રીતે જાણ્યું કે આફત આવશે ? "

નવીનચંદ બોલ્યો: "દેવેન્દ્રવિજય તો હજી જીવતો છે, મરી ગયો નથી."

જુમેલિયાએ કહ્યું: " ત્યારે શું તમે એમ સમજો છો કે તે પુનઃ આપણી પાછળ પડ્યો હશે ? "

" એમાં સમજવું હતું શું? જરૂર એમ જ છે. "

" તેમ તમે ખાત્રીથી કેવી રીતે કહી શકો છો ? "

" તેની ખાત્રી એ છે કે તેણે પોતાના નોકરને મોકલ્યો હતો." નવીને કહ્યું.

" તો તેથી શું થયું ? "

" કેમ શું થયું ? " નવીન ભય દર્શાવતો બોલ્યો: "તેના નોકરને તેં કેદ કર્યો છે! "

" પણ તેને કેદ કરવા સિવાય બીજો ઉપાય જ નહોતો. "

" પણ તે ઉપાયથી આજ અમારે નિરૂપાય થવું પડયું છે, તે ખબર છે? "

" એમ કેમ ? "

" એમ કે હવે તે નોકર પાછો ફરી શકશે નહિ એટલે દેવેન્દ્ર સમજી જશે અને તેનો પત્તો લગાવ્યા સિવાય તે રહેશે નહિ. "

જુમેલિયા હજી પણ હિંમતથી બોલીઃ "તો તેથી શું થઇ ગયું?"

નવીનચંદ્ર બોલ્યોઃ "જે વાતમાં તેને કાંઇક પણ સંદેહ રહી ગયો હશે, તે વાતમાં શિવુ પાછો નહિ ફરવાથી તેની ચોક્કસ ખાત્રી થઇ જશે."

આટલું સાંભળીને જુમેલિયા એક ડાકણની પેઠે ખડખડાટ હસી પડી. નવીનચંદ્ર બોલ્યોઃ "કેમ, તું આટલી હસે છે શામાટે?"

જુમેલિયા બોલીઃ "શું કહું પ્યારા ? તમે મારા પ્રાણસખા થયા પણ હજી શું આટલા સરલચિત્ત અને ડરપોક જ રહ્યા?"

"ડર જેવે સ્થળે ડરપોક બનવું જ સારૂં છે."

જુમેલિયા બોલીઃ "પ્રાણપ્રિય! તમને ખબર છે કે હું શિવુને એક નવીન સાંચામાં ઢાળી નાંખનાર છું?"

નવીનચંદ્રે પૂછયુંઃ "તે શું?"

"તે એક ઔષધનું બિન્દુ માત્ર છે. મારા ડાકટર સાહેબ ! આપ ડાકટર લોકો ઘણીએ દવાઓ જાણતા હશો, પણ મારી એક જ દવા સેંકડો દવાઓ કરતાં તેજદાર છે. માત્ર એક ટીપાથી હું તેને મુક્તિ આપી દઇશ. તેથી શું થશે તે સાંભળો. તે બિલકુલ બેખબર બની જશે અને કયાં કેદ હતો, કયાં તેને પકડવામાં આવ્યો હતો, અને તેણે શું શું જોયું હતું, તેની કાંઇ પણ ખબર તેને રહેશે નહિ. અને તેથી કોઇને કાંઇ પણ ખબર તે આપી શકશે નહિ. તેથી દેવેન્દ્ર નહિ જાણી શકે કે તેની સ્રીને કયાં મારી નાંખવામાં આવી હતી."

નવીનચંદ્ર બોલ્યોઃ "નહિ નહિ, તું ભૂલે છે. એથી તો તેનો શક ઉલટો વૃદ્ધિ પામશે."

જુમેલિયા બેદરકારીથી બોલી: " વૃદ્ધિ પામશે તો ભલે, તેથી શું નુકસાન છે ?"

" નુકસાન ભલે ન થાય, પરન્તુ એમ થવાથી તે આપણો પીછો લેશે."

" પીછો કરીને શું ઉખાડી લેવાનો હતો ? તે પણ પોતાની સ્ત્રીની પેઠે કાળના મ્હોંમાં ફસાઇ જશે !"

" પણ તે જરૂર પત્તો લગાવીને અહીં પહોંચશે."

" ભલે આવે. તે આવવાથી આપણને લાભ જ છે, હાનિ નથી. અહીં આવશે તો તેને આપણે પાછા ફરવાની તસ્દી આપીશું નહિ." તે ભયંકર રમણી બોલી ઉઠી.

" વારૂ, પણ કહે તો ખરી કે આજે તું શું કરવાની છે ?"

" આજ જ જે કરવાનું છે તે કરી નાંખીશ અને આજના રાત્રે જ સઘળા કાંટાઓને દૂર કરીને નિષ્કટંક થઇ જઇશ." એમ કહીને તેણે નવીનચંદ્રની સામે તીવ્ર દૃષ્ટિ કરી. તે તીવ્ર દૃષ્ટિ મોટા પાપાચરણની નિશાની હતી, તે નવીનચંદ્ર સારી રીતે સમજી ગયો.

વકીલ તુલસીદાસે પૂછ્યું: " કેમ જુમેલિયા ! તું કેવી રીતે નિષ્કંટક થઇશ તે વાત શું અમારે જાણવાલાયક નથી ?"

જુમેલિયાએ જવાબ આપ્યો: " હમણાં માત્ર થોડી જ વારમાં તે સઘળાને મારીને હું નિષ્કંટક થઇ જઉં છું, તમે જુઓ !"

" બન્નેને તું કેવી રીતે મારીશ ?"

" દવાથી—માત્ર એક ટીપું દવાથી જ."

" પણ ખવરાવીશ કેવી રીતે ?"

" ખવરાવવી તે તો સહજ કામ છે; પીવાના પાણીમાં જ આપી દઇશ."

" પણ તે તારૂં પાણી પણ નહિ પીએ તો ?"

" તો, તે સિવાય એક બીજો પણ ઉપાય છે."

" તે શું ?"

" જ્યાંસુધી હું તે ઉપાય અજમાવું નહિ, ત્યાંસુધી બતાવવાની શું જરૂરત છે ?"

" ક્યાંસુધીમાં તું તારૂં કામ પૂરૂં કરી નાંખીશ ?" તુલસીદાસે પૂછ્યું.

" માત્ર એક જ કલાકમાં સઘળું કામ સંપૂર્ણ થઇ જશે." જ્યુમેલિયાએ જવાબ આપ્યો.

" ગોવિન્દપ્રસાદ અને હું પણ તારા કામમાં કાંઇ મદદગાર થઇ શકીએ તેમ છીએ કે ?"

" ના, મદદનું કાંઇ કામ નથી. અત્યારથી જ તમે તમારે ઉપરના માળમાં જઇને મજેથી નિદ્રા લ્યો. જ્યારે ઉંઘી ઉઠો ત્યારે જોઇ લેજો કે જ્યુમેલિયાએ કેવી સફાઇથી પોતાનું કામ પૂર્ણ કરી નાખ્યું છે."

ગોવિન્દપ્રસાદે ટેકો આપતાં કહ્યું: " બરાબર છે, એ તો મજાની વાત છે."

" હું અને નવીન ડાકટર મળીને સઘળું કામ તમામ કરી નાખીશું."

ગોવિન્દપ્રસાદ વૈદ્યરાજ બોલ્યા: " તો હવે ચાલો, અમે સૂઇ જ જઇએ. આજે તો થાકી ગયા છીએ એટલે ઊભા પણ થઇ શકાતું

નથી. પણ સૂવાની સગવડ ક્યાં ક્યાં કરી છે ?"

જુમેલિયા બોલી: " જીનાની સામેના ઘરમાં તમે સૂઇ રહો અને તેની પાસેના ઘરમાં તુલસીદાસ સૂઇ રહેશે. "

જુમેલિયાનો જવાબ સાંભળીને વકીલ તથા વૈદ્યરાજ સુવાને માટે ઉઠયા. એટલામાં નવીનચંદ્રે કુમુદિનીને પૂછ્યું: " કેમ કુમુદિની ! અમારા કામમાં તારી શું સલાહ છે ! "

કુમુદિનીએ જવાબ આપ્યો: " જે જુમેલિયાની સલાહ છે તે જ મારી પણ સલાહ છે. જ્યાંસુધી મનોરમા મરે નહિ, ત્યાંસુધી મને પણ ક્યાં ચેન પડે એમ છે ? "

નવીનચંદ્રે કહ્યું: " વારૂ, તો હવે તું પણ તારા શયનાગારમાં જઇને સૂઇ રહે. જ્યારે કામ પૂરૂં થશે ત્યારે સૌની સાથે તને પણ ખબર કરીશ. "

ત્યારબાદ કુમુદિની પણ તે ઓરડામાંથી બહાર નીકળીને પોતાના શયનાગાર તરફ ચાલી ગઇ.

---

## પ્રકરણ ૨૯ મું.

---

### કુટિલ અને કુટિલા.

હવે એ મન્ત્રણાગૃહમાં નવીનચંદ્ર અને જુમેલિયા સિવાય બીજું કોઇ પણ રહ્યું નહિ. બાજુના ઓરડામાંથી જાસુસ દેવેન્દ્ર-વિજય ગુપચુપ ઊભો રહીને જોતો હતો. જુમેલિયા નવીનચંદ્રને

ત્યાં જ બેસારી રાખીને ઉઠી અને થોડી વારમાં એક નાનું બોક્સ લઇને આવી. કાંઇક ચિન્તાતુર વદને નવીનચંદ્રે પૂછ્યું: " કેમ, જુમેલિયા ! શું ખરેખર આજે તું સૌને પૂરા કરી નાંખવાની છે કે ?"

જુમેલિયા બોલી: " હા, સૌને જ. "

" કુમુદિનીને પણ ?"

" હા, કુમુદિનીને પણ પૂરી કરનાર છું."

નવીનચંદ્ર બોલ્યો: " અરે પણ તે તો મારી સ્ત્રી છે ને? મને પણ તેને તેં જ સોંપી છે ને ?"

" હા તે તમારી સ્ત્રી છે અને તેને મેં જ તમને સોંપી છે, તે હું સારી પેઠે જાણું છું. "

નવીન ગાભરો બનતો બોલ્યો: " કેમ જુમેલિયા ! તે—" વાતને અટકાવીને જુમેલિયા બોલી: " તે મારૂં કાંઇ પણ નુકસાન કરતી નથી, પરન્તુ મારી ઇચ્છા છે તેથી હું તેને મારી જ નાંખીશ. તેને મેં જ તમને સોંપી હતી, તો તેના ઉપર મારો જ હક છે, તમારો હક જરા પણ નથી. મારી ખુશી પ્રમાણે જ હું વર્ત્તીશ. "

" એ તો બહુ જ ભયાનક ખુશી છે, જુમેલિયા ! "

નવીનચંદ્રના હૃદયમાં બહુ શોક પેદા થયો હતો, પણ જુમેલિયાના જાણવામાં તે ન આવે, તેટલા માટે તેણે તે શોકની છાયા મ્હોંપર જરાએ જણાવા દીધી નહિ. જુમેલિયાએ પૂછ્યું: " કેમ? મારી ખુશી તે તમારી ખુશી નહિ ? "

" અગર જો હું તે ખુશીને સારી સમજું તો—"

વાત અટકાવતી જુમેલિયા બોલી: " તો શું "

" તો એમ કે મારે સ્ત્રી વિના જ રહેવું પડશે."

જીુમેલિયા બોલી: " કાંઇ હરકત નહિ. તેની ફિકર શું છે?"

"હા, ફિકર કાંઈ નથી, એ તો હું પણ જાણું છું. તેં મને વચન આપ્યું છે એટલે સ્ત્રી વિના મારે રહેવું પડશે નહિ. તે વચન તને યાદ છે ને ?"

" હા, યાદ છે. જ્યારે તે વચન પૂરૂં કરવાનો સમય આવે ત્યારે તૈયાર રહેજો."

નવીન હર્ષિત થતો બોલ્યો: " પ્યારી જીુમેલિયા ! હું જેમ જેમ તારાં આ સઘળાં ભયંકર કામો જોતો જઉં છું, અને જેમ જેમ તારાં અમાનુષીય કર્મો તથા પૈશાચિક સાહસો જોઉં છું, તેમ તેમ મારૂં હૃદય વધારે ઉત્કંઠિત થતું જાય છે અને તારાપર આસકત થતું જાય છે."

" વાહ, મારા વ્હાલા ! ત્યારે તો બહુ જ મઝાનું. પરન્તુ જોજો ભૂલી જતા નહિ."

" નહિ, ભૂલીશ તે કેમ ?"

જીુમેલિયા હસતી હસતી બોલી: " તમારી સ્ત્રીની જેવી દશા હું કરનાર છું, તેવી દશા તમારી પણ હું કરી શકું છું, તે ખબર છે કે ?"

નવીનચંદ્ર પણ ઇષત્ સ્મિત કરીને બોલ્યો: " ઓહ ! હું તેથી ડરતો નથી; કારણકે તું મને દિલથી ચાહે છે, એમ તારા દિલનો મને વિશ્વાસ છે; પણ એક બાબતમાં મને ચિન્તા ઉત્પન્ન થઇ છે !"

જીુમેલિયા બોલી: " તે શું છે ?"

" એ જ કે આજની રાત વીતતાં સવાર પડતાં જ એક

જગ્યાએ પાંચ મુડદાં પડેલાં હશે; અને જો શિવુને પણ ઠાર કરે તો છ થઇ જશે."

"હા, છ તો જરૂર જ થશે."

"ભલા, એમ તો કહે કે છ મુડદાં તું છુપાવીશ ક્યાં ?"

"એની ચિન્તા નહિ."

નવીન બોલ્યો: "ચિન્તા નહિ કેમ ? બરાબર વિચારવાનું છે હોં, જુમેલિયા ! જેવી તેવી વાત નથી. છ છ મુડદાંને છુપાવવાનાં છે. એક જ જગ્યાએ છ મુડદાંને દાટવાને ખાડો ખોદવાનું કામ એક માણુસથી થઇ શકે નહિ, તેમ જ ગંગામાં ફેંકી દેવાનું પણ એક જણથી કેવી રીતે બને ?"

"હા, તે એક માણુસનું કામ નથી, એમ હું સારી પેઠે જાણું છું."

"તો શું કરીશ ?"

"સઘળાં મુડદાંને ત્યાંનાં ત્યાં જ રહેવા દઇશ."

"તો પછી આપણા બચાવનો શું ઉપાય ?"

"ઉપાય એ છે કે અહીંથી નાસી જઇશું."

"ક્યાં નાસી જઇશું ?"

"એકદમ ગાયબ થઇ જઇશું !"

"પણ જરૂર પકડાઇ જઇશું !"

"તમે પકડાશો, હું પકડાઇશ નહિ."

"એમ કેવી રીતે ?"

"સૌ એમ જાણશે કે હું મરી ગઇ."

"કેવી રીતે ?"

જુમેલિયા બોલી: "એવી રીતે કે, સૌ એમ જાણે છે કે

કુમુદિની ઘણા દિવસ થયા મરી ગઇ છે; પણ મેં આજના દિવસને માટે તેને જીવતી રાખી છે અને તે મરી ગયાની ખબર ફેલાવી દીધી છે. કાલે મનોરમા અને કુમુદિનીની એક જ તરેહની બન્ને લાશો લોકો જોશે એટલે તેઓ જાણશે કે એક લાશ મનોરમાની, અને બીજી મારી છે."

## પ્રકરણ ૩૦ મું.

### ભીષણ પ્રક્રિયા.

જ્યારે પાપિષ્ઠ નવીનચંદ્ર ડૉક્ટર પિશાચિની જુમેલિયાની વાતનો ભાવાર્થ સમજી ગયો ત્યારે તેના કલેજામાં વિજળીના જેવો ચમકાર થયો. આખું શરીર આશ્ચર્ય સાથે ચમકી ઉઠયું અને લાંબો શ્વાસ લઇને અંતરનો ભાવ છુપાવીને બોલ્યો: " ઓહો ! પ્યારી ! હવે હું સમજી ગયો."

પિશાચિની બોલી: " સમજ્યા ? બરાબર સમજ્યા ? બરાબર કહો, કેવી ચતુરાઇ છે ? કેવો પેચદાર મામલો છે ? "

" પરન્તુ હું જીવતો છું અને નાસી ગયો છું એમ તો લોકો સહેલાઇથી જાણી લેશે ! "

" તે તો જાણી જશે જ તો ! તેમ થયા સિવાય મજા પણ કેવી રીતે આવે ? "

" ત્યારે તો હું—"

વાત કાપતી પિશાચિની બોલી: " ત્યારે તો આપને આપની

યારીને વિશેષ તાબે રહેવું પડશે અર્થાત્ જેને તમે ચાહો છો અને જેની સાથે તમે સ્નેહથી વર્તો છો, તેને એકદમ અધીન થવું પડશે અને હું પણ ઇચ્છું છું કે તમે મારે અધીન જ રહો. "

નવીન ખુશ થતો બોલ્યો: " ઓહો ! પ્યારી જુમેલિયાના સ્વાધીનમાં રહેવાનું કોને ન ગમે ? "

આ સાંભળીને જુમેલિયાએ હર્ષમાં આવી જઇ ડાકટરને એક ચુંબન લીધું ! નવીને પણ પોતાનો પ્રેમ પ્રદર્શિત કર્યો. નવીન બોલ્યો: " પણ પ્યારી ! જો મને ખૂની સમજીને પોલિસ મારી પૂંઠે પડશે તો શું થશે ? "

" તો હું તમને પ્રેમથી અધિક ચાહીશ. "

" વારૂ, પણ તો પછી રૂપિયા જોઇશે તેનું કેમ થશે ? "

" ત્યારે શું તમે એમ જ સમજો છો કે હું તમને છોડીને ચાલી જઇશ ? "

" ના, ના. "

" તો પછી, મેં બંદોબસ્ત કર્યો છે તે તમે જાણો છો ? "

" ના, શું ? "

" જેટલા રોકડા રૂપિયા મળવાના હતા, તેટલા સઘળા એકઠા કરી રાખ્યા છે. "

" કેટલા થયા ? "

" અનુમાને પચાસેક હજાર. "

" સઘળા રોકડા ? "

" હા તેટલા છે, અને ત્રીસેક હજારના જડાઉ દાગીના છે. " પિશાચિની બોલી.

" શું એટલો માલ અહીં જ છે ?" નવીનચંદ્ર આશ્ચર્યથી બોલ્યો.

" હા. "

" સઘળો આ ઘરમાં જ છે ? "

" હા, આ ઘરમાં જ છે."

" તારી પાસે જ ? "

" વાહ ડાક્ટર ! તમે તો મને બિલકુલ ગાંડી બનાવો છો ! "

" કેમ ? તેમાં હું શું કહું છું ? "

" શું એવી ગાંડાઈ તમે મારામાં જોઇ છે ? "

" ના. "

" તો પછી મારૂં ધન હું બીજાના ઘરમાં મૂકું તેવી ગાંડી તમે મને ધારો છો ? "

" ના. "

" ત્યારે જુઓ ! હવે વિચાર કરવાનો વખત નથી. મારા કામમાં તમારાથી જેટલી બને તેટલી સહાયતા કરો."

" તેને માટે તો હું સદા તૈયાર જ છું."

" જુઓ, જ્યારે કામ થઈ જશે ત્યારે હું અને તમે બન્ને એકી સાથે અહીંથી ક્યાંય ચાલ્યા જઇશું. પછી તો જ્યાં જઇશું ત્યાં રાજ્ય કરીશું."

એમ કહીને જુમેલિયાએ પોતાના હાથમાં રાખેલા બાકસમાંથી એક શીશી કાઢી અને તેનો બૂચ કાઢીને પોતાના નાકની પાસે રાખી, એવો દેખાવ કરીને કે જાણે તે તેમાંનો અર્ક સુંઘતી હોય. તે શીશીમાંનો અર્ક રાતા રંગનો જોવામાં આવતો હતો.

નવીનચંદ્ર જુમેલિયાની પાસે જઇને વિસ્મિત નજરથી તેની

સામે એકીટસે જોઇ રહ્યો. જુમેલિયાએ નાકની પાસેથી શીશી દૂર કરી અને થોડી સેકન્ડ વીત્યા પછી પુનઃ તેને નાકની પાસે ધરી અને નાક સીકોડતી બોલીઃ " અરે નાક એવું બઝાઇ ગયું છે કે જરાએ સુગંધ જ માલૂમ પડતી નથી. "

નવીનચંદ્ર બોલ્યોઃ " ત્યારે શું કરીશું ? તે દવા કેવી રીતે ઓળખી શકાશે ? "

પેલી બોલીઃ " થવાનું હતું શું વળી ? હું જાણું છું કે તે આ જ શીશી છે. જરા તમે સુંઘી જુઓને કે સેફાલિકાના ફૂલના જેવી વાસ આવે છે કે નહિ ? મારૂં નાક તો દંડથી બહેર મારી ગયું છે. "

" કાંઇ હરકત નહિ, હું સુંઘી જોઇશ. "

" સુંઘી જોવાનું પછી ક્યારે ? અત્યારે જ લ્યો શીશી અને ઝટ સુંઘીને કહો. કામ તુરત કરવાનું છે એટલે હવે વાર કરવાનો સમય નથી, સમજ્યા ? " એમ કહીને તેણે શીશી નવીનચંદ્રના નાક સામે ધરી.

" શીશી હાથમાં લેવાથી કાંઇ નુકશાન છે ? " નવીને પૂછ્યું.

" હા, સાવધાન નહિ રહો તો હાથ ગળી જશે. "

" વાહ ! પ્યારી ! જેવી તું ભયંકર છે, તેવી જ તારી દવાઓ પણ ભયંકર જણાય છે ને શું ? "

" અલબત્ત ! તે સઘળી દવાઓ ડાક્ટર ફુલસાહેબના પ્રતાપે મળી છે. "

" ત્યારે તો તે એક મોટો ભયંકર આદમી હોવો જોઇએ. "

" હા, ડાક્ટર ફુલસાહેબ સાહસિક, બુદ્ધિમાન અને ચતુર હતા.



જુલિયાના હાથમાં જ શીશાને રહેવા દઈને
નમીને તેમાંના એક ચૂંબ્યા.

પૃ૪ ૧૫૨.

મેં જ્યાં તેવો બીજો કોઈ પણ માણસ જોયો નથી. ”

નવીને પૂછયુંઃ “આ દવાની ગંધ બરાબર સેફાલિકાનાં ફૂલના જેવી છે? તે સુંઘવાથી કાંઇ નુકસાન તો નથી કે ?”

“ વાહ ! નુકસાન હોય તો હું તમને આપું જ કેમ ? ”

એમ કહીને જ્યુમેલિયાના હાથમાં જ શીશીને રહેવા દઇને નવીને તેમાંનો અર્ક સુંઘ્યો. સુંઘતાં જ તે બૂમ પાડી ઉઠયો અને નાક પાછું લઇને એક દમ દૂર હઠી ગયો.

જ્યુમેલિયાએ સત્વર શીશીનો બૂચ બંધ કરી દીધો, એટલી સાવધાનીથી કે તેમાંની દવા જરા પણ નીચે ઢળવા પામે નહિ. તે શીશીમાં પ્રૂસિક ઍસિડ સિવાય બીજું કાંઇ પણ ન હતું.

નવીનચંદ્ર ઘરમાં ચારે તરફ આંધળાની માફક ઘુમવા લાગ્યો. તે બમ પાડવાને મથન કરતો જણાયો પણ બૂમ પાડી શક્યો નહિ. ત્રણ—ચાર સેકંડમાં તેનું શરીર બીલકુલ શિથિલ થઇ ગયું અને બન્ને હાથવડે માથું દબાવીને જ્યુમેલિયાની પાસે બેસી ગયો. બેઠું પણ રહેવાયું નહિ એટલે ભોંયપર સૂઇ ગયો.

જે નવીનચંદ્રને બે મિનિટ પહેલાં પ્રાણ પ્યારા કહીને જ્યુમેલિયા પ્રેમ દર્શાવતી હતી, તે જ નવીનચંદ્રને જમીનપર આળોટતો જોઇને અને તરફડિયાં મારતો જોઇને તે ભયંકર પિશાચિની હસવા લાગી. જ્યાંસુધી નવીનચંદ્ર તરફડતો રહ્યો ત્યાંસુધી જ્યુમેલિયા તેના સામે જોતી રહી. થોડી વારમાં નવીનચંદ્ર પરલોકગામી થયો !

તે પિશાચિની હસતાં હસતાં બોલીઃ “ નંબર વન તમામ થઇ ગયો; હવે નંબર બીજાની ખબર લેવી જોઇએ. ”

ત્યારબાદ જ્યુમેલિયાએ નીચા નમીને નવીનચંદ્રના મુડદા તરફ

નજર કરી અને કહ્યું: "બહુ ગજાનો સમય હાથ લાગી ગયો છે. હાલે દેવેન્દ્રવિજય અહીં આવીને બહુ અચ્છો મામલો જોઇ જશે. આજ આ ઘરમાંના દરેક જણાની આ જ ગતિ થવાની છે, એટલે સુધી કે નોકર-ચાકર પણ આજે જુમેલિયાના હાથથી બચવા પામશે નહિ; અને વળી કોઇ એમ પણ નહિ જાણી શકે કે તેઓ શાથી મરી ગયા છે. કુમુદિની અને મનોરમાની લાશ જોઇને દેવેન્દ્રવિજય એમ સમજશે કે હું મરી ગઇ છું. કુમુદિનીની લાશ મારા મરણની ખાતરી આપશે. મામલો બહુ મજેદાર છે. દેવેન્દ્ર પણ મુંગો ઠુંઠ બની જશે અને બિચારો હૈરાન હૈરાન થઈ જશે ! મારા સિવાય બચ્ચાજીને કોણ સતાવી શકે ? આજે તેની સ્ત્રી મરણ પામેલી જોશે એટલે તે ખૂનીનો પત્તો મેળવવાને ફાંફાં મારવા લાગશે પણ પત્તો કોનો મેળવશે ? નવીન, તુલસી અને ગોવિન્દ તો મરેલા જ જોવામાં આવશે ! હું બાકી રહી તેને પણ તે મરેલી જ માનશે. જો ચાહું તો તેને પણ હું નવીનની પેઠે તમામ કરી શકું, પણ ના, મારો તેવો ઇરાદો જ નથી. હું એમ જ ઇચ્છું છું કે તે જ્યાંસુધી જીવતો રહે ત્યાંસુધી હૈરાન થયા કરે અને હાથ ઘસીને અફસોસ કર્યા કરે. શું કરૂં ? નવીનચંદ્રને મારવાની તો મને જરાએ ઇચ્છા ન હતી, પરન્તુ તેને માર્યા સિવાય બીજો કાંઇ ઉપાય જ ન હતો ! કારણકે તેને જો જીવતો રાખું તો હું મારી આફતમાંથી નીકળી શકું તેમ ન હતું. દેવેન્દ્ર ! એક વાર મેં તને અધમૂઓ કરી નાંખ્યો હતો પણ તે વખતે તું મરી ગયો નહિ, તે બહુ સારૂં થયું, કારણકે જો તે દહાડે તું મરી ગયો હોત તો તું તારી સ્ત્રીનું મૃત્યુ મારે હાથે થયેલું જોવા પામત નહિ. તારો ઉસ્તાદ અરિન્દમ અને તું મારા સુખમાં કંટકરૂપ થયા હતા. મારા પ્રાણ-

પ્રિય, ફુલસાહેબને તેં મારા હૃદયમાંથી ઝુંટી લીધા હતા, તે વિયોગના શોકની આગ હજી પણ મારી છાતીમાં બળી રહી છે. તે આગ બુઝાઈ નથી અને બુઝશે પણ નહિ. તે આગમાં જ હું પણ તને કોઈ વાર બાળી નાંખીશ." એમ કહીને તેણે ઘડીયાળ તરફ નજર કરી અને કહ્યું: " હવે વખત થઇ ગયો છે."

## પ્રકરણ ૩૧ મું.

### હત્યોત્સવ.

દીવાલમાં એક મોટો આયનો જડેલો હતો, તેની સામે જઇને જુમેલિયા ઊભી રહી. પોતાનું ભીષણ રૂપ જોઇને પિશાચિની ખડખડ હસી પડી અને પોતાના મનને કહેવા લાગી: " જુમેલિયા ! આવો દિવસ ફરીથી આવનાર નથી. આજે જ તારો મહોત્સવ ! ખૂન–ખૂન અને ખૂનની જ વાત આજે કરવાની છે. ખાલી ખાલી ખૂનથી આજે તારે ખુશ થવાનું છે ! એકનું થઇ ગયું અને તેની પછવાડે જ બે, ત્રણ, ચાર, પાંચ, છ, સાત, આઠ, નવનો નંબર ભરાઇ જ જશે. એક નવીનને ખતમ કરી ચૂકી છું. બીજી કુમુદિની, ત્રીજો તુલસીદાસ, ચોથો ગોવિન્દપ્રસાદ, તે પણ ખતમ થઇ ચૂક્યાં હશે. પાંચમી રેવતી, છઠ્ઠી મનોરમા અને બાકી રહેલા સઘળા નોકરો ખતમ થશે એટલે ડઝનને આશરે નંબર ભરાઇ જશે. સઘળાએ થોડી વારના જ પરોણા છે. જુઓ યમરાજ ! આજ તમારો નરકકુંડ ભરવાને માટે જુમેલિયા કમર કસીને ઊભી થઇ છે. આજે જુમેલિયાના હત્યોત્સવનો પ્રારંભ છે."

જ્યુમેલિયાના મ્હોંમાંથી આ સઘળું સાંભળીને દેવેન્દ્ર સ્થંભી ગયો. તે સમજી ગયો કે જ્યુમેલિયા, કુમુદિની, તુલસીદાસ અને ગોવિન્દપ્રસાદ એ સઘળાને તે પહેલાં વિષપ્રયોગથી ઠાર કરી ચૂકી છે અને સૌ પોતપોતાના શયનાગારમાં તમામ થઇ જવાને માત્ર એકાદ બે ડચકાંની જ રાહ જોતા હશે.

જો આ હત્યાનિવારણનો કાંઇ ઉપાય હોત તો દેવેન્દ્ર તે કરત, પરન્તુ પહેલેથી જ ઝેર આપી દીધા પછી કાંઇ કરવું તે ફોકટ અને અશક્ય હતું. આ ઉપરથી દેવેન્દ્રવિજય સાવધ થયો કે જ્યુમેલિયા ઉપર હવે સારી પેઠે નજર રાખવી જોઇએ કે જેથી તે બીજો કાંઇ પણ અનર્થ આદરી શકે નહિ. એક વાર તો દેવેન્દ્રના મનમાં એમ પણ આવી ગયું કે તુરત જ ઘરમાં ઘુસીને તે પિશાચિનીને હાથકડીથી કેદ કરવી, પરન્તુ તુરત જ તે વિચાર બદલી ગયો.

ઘરમાં એક બાજુએ એક મોટું ટેબલ પડ્યું હતું. તેની નીચે શરાબની ભરેલી એક બાટલી હતી. જ્યુમેલિયાએ તે કાઢી અને મ્હોંએ માંડીને તે આખી બાટલી ગટગટાવી ગઇ; અને પછી હાથની ચપટીથી તાલ દેતી દેતી ગાવા લાગીઃ

" કાહે મોસે પ્રીતિયા લગાઇ પરદેસિયા,  
" પ્રીતિયા લગાય કાહે મોહે તરસાઇરે,  
" છોડિકે અકેલી મોકે ગયેરે પરદેસિયા.

એમ ગાતાં ગાતાં તેની નજર નવીનચંદ્રની લાશ પર પડી. એક પડદો તે લાશ ઉપર ઢાંકી દીધો અને કહ્યુંઃ " હવે આને આંખોવડે ન જોવો તે જ વધારે ઠીક છે. " પડદો નાંખવાથી નવીનની લાશ બિલકુલ ઢંકાઇ ગઇ. જ્યુમેલિયાએ બ્રાંડીની એક બીજી બાટલી

ખોલી અને તેને પણ તુરત જ ખાલી કરી નાંખી. જરા જરા નીશો ચડવા લાગ્યો એટલે પુનઃ તે તુટક તુટક ગાવા લાગી.

"મિટે નામિયોં કે નિશાઁ કૈસે કૈસે !"
"મિટે નામિયોં કે નિશાઁ કૈસે કૈસે !"

થોડી વાર બીજાં આડાં અવળાં પદો ગાઇને તે બોલીઃ "આજે કેમ કાંઇ નીશાની મજાહ આવતી નથી, તેની ખબર પડતી નથી. એ બાટલી ચડાવી તો પણ કાંઇ નહિ, પણ જોઉં છું કે નશો કેમ ચઢતો નથી ?" એમ કહેતી તે એક ત્રીજી બાટલી પણ ગટગટાવી ગઇ અને છુટા છવાયા શેરો ગાવા લાગી.

* * * *

અચાનક જુમેલિયા ચમકી ઉઠી અને ઘરમાં એક કબાટ હતો તે ઉઘાડીને તેમાંથી તેણે એક પતરાની પેટી કાઢી. તે પેટી હીરા-મોતીથી જડેલાં ઘરેણાંથી ભરેલી હતી અને તે સિવાય નોટોનું એક બાંધેલું બંડલ હતું. જુમેલિયા મનમાં ને મનમાં ખુશ થતી બોલીઃ "આ તો મારી મહેનતનું ફળ છે. તેને મહેનત નહિ પણ હુશિયારી કહેવી જોઇએ. માત્ર હુશિયારીથી જ આ ધન મારા હાથમાં આવ્યું છે. વાહરે જુમેલિયા વાહ ! શાબાશ રે શાબાશ ! ખરેખર દુનિયામાં તું એક જ સ્ત્રી છે ! તું એક સ્ત્રી હોવા છતાં મરદોના પણ કાન કાપે તેવી છે ! સોમાં, હજારમાં, બલ્કે લાખમાં એક મરદ હોય, તેના પણ કાન કાપનારી, તેને હેરાન કરનારી અને માત્ર એક ચપટીમાં જ ચોળી નાંખનારી એવી તો તું એક જ છે, જુમેલિયા ! શાબાશ છે તારી બુદ્ધિને ! આજે તારો હોળીનો મહોત્સવ છે ! લોકો અબીલ ગુલાલથી હોળી ખેલે છે, પણ તું તો માણસોના લોહીની પીચકારીઓવડે જ હોળી ખેલવાની ! અરે પણ હું ભૂલું છું .

એક મોટી ચીજને નશામાં ભૂલી જઉં છું ! પેલા કાગળીયાના ચોડાને પણ આ પેટીમાં જ રાખી લેવો જોઇએ."

એમ કહીને તેણે કબાટમાંથી કાગળીઆનું એક બંડલ કાઢયું. તેના પર 'શુક્ર' એવા અક્ષરો લખેલા હતા. તેને કાઢીને તે બોલીઃ "આને પહેલેથી જ ઉઘાડીને જોવું તે સારૂં હતું, આમાં રામગુલામની સાબીતીના સઘળા કાગળ પત્રો હશે. તે સિવાય બીજી પણ કેટલીક મૂલ્યવાન ચીજો હશે; પણ હવે ચાલશે ! અત્યારે તેને જોવાનો સમય નથી. રામગુલામે આ બંડલને છુપાવી રાખ્યું હતું, એમ માનીને કે તેને કોઇ ખોળી શકશે નહિ; પણ તે મને ઓળખતો નહિ હોય કે હું ઉડતા પંખીને પાડું તેવી છું ! આ 'નંબર ૧૭ ક' વાળું બંડલ એવી તે શું ચીજ હતી કે જેને બહુ અગત્યની માનવામાં આવે છે ? અને વળી આ '૧૭ ક' નો અર્થ શું છે ? એ ખાલી નિશાની માટે લખેલ હશે કે તેનો કાંઇ અર્થ હશે ? હશે, જે હોય તે ખરૂં, પણ તેનો વિચાર કરવાનો આ સમય નથી. તેને અહીં રહેવા દેવું તે જ સારૂં છે."

ત્યારબાદ જુમેલિયાએ તે કાગળના ચોડાને કબાટમાં પાછો મૂકી દીધો અને એક બીજી શીશી કે જે બહાર હતી, તેના સામે એક વાઘણુની પેઠે નિહાળી રહી. થોડી વાર નિહાળી રહીને તે પહેલાંની માફક ખડખડ હસી. તે હાસ્ય એટલું તો ભયંકર હતું કે દેવેન્દ્ર પણ થરથરી ઉઠયો.

તે શીશીને બે વાર હલાવીને તે બોલીઃ "આ મારૂં મોટું હથિયાર છે." એમ બોલતી તે એક બારણામાંથી બહાર નીકળી. તે બારણાની પાસે જ દેવેન્દ્રવિજય છાની રીતે ઊભો હતો. દારૂની ખુમારીમાં પિશાચિની દેવેન્દ્રને જોઇ શકી નહિ. દેવેન્દ્ર તે વખતે તેને

પકડી લઇ શકત, પરન્તુ તેનું કુચક્ર વધારે સારી રીતે જોવાને માટે તેણે તેને પકડવાનું વાજબી માન્યું નહિ. તે સમજતો હતો કે, કુમુદિની, તુલસીદાસ અને ગોવિન્દપ્રસાદ તો ક્યારના એ મરી ચૂક્યા હશે, એટલે તેમને બચાવી શકાય તેમ ન હતું. પરન્તુ રેવતી, મનોરમા અને શિવુને બચાવવાને તેણે પ્રયત્ન કરવાની આવશ્યકતા વિચારી.

"પ્રીતિયા લગાઇ પરદેસિયા" એ પદ વારંવાર ગાતી ગાતી જ્યુમેલિયા મંત્રણાગૃહમાંથી બહાર નીકળીને આંગણામાં આવી અને અંધકારમાં આંગણું પણ પાર કરીને જીનાવડે ઉપર ચડવા લાગી. દેવેન્દ્ર પણ ગુપચુપ તેની પછવાડે રવાના થયો.

---

## પ્રકરણ ૩૨ મું.

---

### હત્યોત્સવ (ચાલુ).

**જ્યારે** જ્યુમેલિયા જીનો પાર કરીને બીજા મજલા ઉપર પહોંચી ત્યારે તે "પ્રીતિયા લગાઇ પરદેસિયા" એ પદ ગણગણી રહી હતી. એકદમ તે મુંગી બની ગઇ અને ચમકી ઉઠી; કારણકે તેને એવો આભાસ થયો કે નવીનચંદ્ર તેની આસપાસ ઘૂમી રહ્યો છે!

જ્યુમેલિયાએ પોતાની જાતને જ ધિક્કારીને કહ્યું: "છટ્ જ્યુમેલિયા! તું ડરે છે?" એમ બોલીને તે ઉત્સાહ સાથે આગળ વધી અને પુનઃ તેનું તે જ પદ ગણગણવા લાગી.

જ્યુમેલિયા દક્ષિણ દિશાવાળી એક કોટડીની પાસે જઇ પહોંચી. દેવેન્દ્ર પણ તેની પાછળ ને પાછળ લાગી રહેલો હતો. શચીન્દ્ર અને

શીશ પણ તેની પછવાડે થોડે દૂર ને દૂર રહ્યા કરતા હતા. મંત્રણા-ગૃહમાંથી જુમેલિયા બહાર નીકળી ત્યારે દેવેન્દ્રવિજયે તેમને પછવાડે પછવાડે આવવાને ઇશારા કર્યો હતા.

જ્યારે જુમેલિયા એક બંધ બારણુંવાળા ઓરડા પાસે પહોંચી ત્યારે તેણે રૂમાલવડે પોતાનું મ્હોં અને નાક બાંધી લીધાં અને પછી બારણું ઉઘાડીને અંદર પેઠી. જુમેલિયાએ નાકે કપડું બાંધ્યું હતું. તેના એ હેતુ હતા કે તેની ઝેરી દવા તેના શ્વાસમાં મિશ્રિત થઇ જાય નહિ.

બીજા મજલાની છત ઉપર ઉત્તર દિશાના બાજુએ બિલકુલ અંધારૂં હતું. જે ઓરડામાં જુમેલિયા અત્યારે પહોંચી હતી તેમાં એક નાના દીવા બળી રહ્યા હતા. તેથી પ્રકાશમાં દેવેન્દ્ર જુમેલિ-યાની પછવાડે જઇ શકયો નહિ; પરન્તુ જ્યાં તે ઊભી હતી, ત્યાંથી તે બહુ દૂર ન હતો.

તે ઓરડામાં જઇને જુમેલિયાએ એક મીણબત્તી સળગાવી. તે મીણબત્તી તે દીવાની પાસે જ રાખી હતી. આથી પ્રકાશમાં મોટા વધારો થયો.

એ ઓરડો તે કુમુદિનીનું શયનગૃહ હતું. કુમુદિની ભોંયપર પડી હતી. જેમ નવીનચંદ્ર આ લોક છોડીને ચાલ્યો ગયો હતા, તેવી રીતે કુમુદિની પણ ચાલી ગએલી જ હતી: માત્ર તેનો મૃતદેહ જ તે શયનગૃહમાં પડયો હતો.

"આ નંબર બીજો તમામ થઇ ચૂકેલો છે." એ પ્રમાણે ખુ-શીથી જુમેલિયા બોલી ઉઠી અને તુરત તે ઓરડાની સઘળી બા-રીઓ ઉઘાડી નાંખી. જ્યારે થોડી વારમાં તેમાંની વિષયુક્ત હવા-નીકળી ગઇ અને સ્વચ્છ હવા ભરાઇ ગઈ ત્યારે તેણે પોતાના નાક-

પરથી રૂમાલ છોડી નાખ્યો અને કુમુદિનીની લાશ જોઇને બોલી: “ કુમુદિની! તું સુન્દરી તો હતી, પણ તારો પ્રાણ આજે શરીરમાંથી બહાર નીકળી ગયો ! આજ તારી સઘળી સુંદરતાનો નાશ થઇ ચૂક્યો. એક દિવસ હું પણ તારી પેઠે જ મરવાની છું. મનોરમાનું મારૂં અને તારૂં એ ત્રણેનું એક જ સ્વરૂપ શા કારણથી થયું ? તું અને મનોરમાનું એક જ રૂપ હોવાનું કારણ હું જાણું છું, પરંતુ મારી સાથે તમારૂં બન્નેનું સ્વરૂપ મળતું આવે છે એ એક આશ્ચર્યની વાત છે, ભયંકર આશ્ચર્યની વાત છે. ”

એમ કહીને તે ભયંકર પિશાચિની ચુપચાપ બની ગઇ અને મનમાં જ કાંઇક વિચારવા લાગી. તેના મનમાં એ શંકા ઉઠી હતી કે પૂરી રીતે મરી ગઇ છે કે નહિ. એમ વિચારીને તેણે પોતાની ભેટમાંથી એક છુરી કાઢી અને તુરત જ તેને કુમુદિનીના મૃત દેહમાં ઘોચી ઘાલી.

ત્યારબાદ દીવો બુઝાઇ ગયો અને ઘરમાં સર્વત્ર અંધકાર છવાઇ રહ્યો. અંધારામાં જુમેલિયા ક્યાં ચાલી ગઇ તેની દેવેન્દ્રને ખબર રહી નહિ. તે અંધારામાં દેવેન્દ્રે કુમુદિનીના શરીરપર હાથ ફેરવી જોયો તો શરીર બિલકુલ પ્રાણહીન અને ઠંડુગાર જણાયું.

---

## પ્રકરણ ૩૩ મું.

---

### મામા અને ભાણેજ.

દેવેન્દ્રવિજય સત્વર તે ઓરડામાંથી બહાર આવ્યો અને શચીન્દ્ર તથા શ્રીશ જ્યાં ઊભા હતા, ત્યાં ગયો. તેને જોતાં જ શચીન્દ્રે પૂછ્યું: “ કેમ મામા ! શું ખબર છે ? ”

દેવેન્દ્ર બોલ્યો: "મામલો ઘણો ગંભીર છે. તારી મામી અને મનોરમા ક્યાં કેદ છે, તેનો પત્તો લગાવી શકીશ ?"

"હા."

"વારૂ, તો હું જે કહું છું તે કામ ખબરદારીથી પૂર્ણ કર."

"શું ? કહો."

"કુમુદિની તો મરી ચૂકી."

"હાય, હાય, એ તો ગજબ થઇ ચૂક્યો. ક્યાં છે ?"

"તેના શયનાગારમાં છે."

"ક્યારે મરી ગઇ ?"

"જ્યારે તે પોતાના શયનાગારમાં હતી, ત્યારે જ તેનું મૃત્યુ થયું છે. હું અત્યારે તે ઘરમાં જ જવાનું તને કહું છું. તુરત જ તે ઘરમાંથી કુમુદિનીની લાશ લઇને ત્યાં જા કે જ્યાં તારી મામી અને મનોરમા કેદ છે."

"વારૂ, પછી ?"

"પછી કાંઇ નહિ. તું કુમુદિનીની લાશ, ત્યાં બિછાના પર એવી રીતે મૂકી આવજે કે એકદમ જોવાથી તે સૂતેલી હોય તેમ જણાય, જો તે ઘરમાં દીવો હોય તો તેની વાટ જરા ઓછી કરી નાંખજે, ત્યારબાદ તું તારી મામી અને મનોરમાને લઇને તુરત કુમુદિનીના શયનાગારમાં પહોંચજે. ત્યાં તેમને બન્નેને રહેવું પડશે. બસ, હવે તું જલ્દી ચાલ્યો જા, વાર ન કર. જુમેલિયા હમણાં આ બાજુએ આવશે."

"પણ ત્યાં કદાચ જુમેલિયા સામી મળી તો ?"

"નહિ મળે."

"કેમ ?"

દેવેન્દ્ર બોલ્યોઃ "હું એમ થવા દઇશ નહિ. તું અત્યારે તેનું કારણ પૂછીશ નહિ. હવે જલ્દી ચાલ્યો જા; તેનો ભાર મારા ઉપર રહ્યો."

એટલામાં દારૂના નશામાં ઝુમતી જીુમેલિયા ત્યાં આવી પહોંચી અને જ્યાંસુધી તે આગળ ચાલી ગઇ નહિ, ત્યાંસુધી ત્રણે જાસૂસો એક ખૂણામાં છુપાઇ રહ્યા. જ્યારે જીુમેલિયા ત્યાં થઇને પસાર થઇ ગઇ, ત્યારે શચીન્દ્ર પોતાને સોંપવામાં આવેલા કામપર ચાલ્યો ગયો. શ્રીશને શચીન્દ્રની મદદમાં મોકલીને દેવેન્દ્ર જીુમેલિયાની પછાડી રવાના થયો.

અત્યારે જીુમેલિયા ક્યાં જતી હતી તેનું અનુમાન દેવેન્દ્ર કરી શક્યો હતો.

---

## પ્રકરણ ૩૪ મું.

---

### ભૂત.

**જીુમેલિયા** જીનાની પાસેના ઓરડાનાં બારણાં પાસે આવીને ઊભી રહી અને પહેલાંની પેઠે રૂમાલથી મ્હોં તથા નાક બાંધી લઇને બારણાં ઉઘાડયાં. તે ઓરડામાં પણ એક ઝીણો દીવો ટમટમી રહ્યો હતો. જીુમેલિયાએ અંદર જઇને તે દીવો બુઝવી નાંખ્યો અને પહેલાંની પેઠે ટેબલપર મીણબત્તી સળગાવી અને તુરત જ સઘળી બારીઓ ઉઘાડી નાંખી.

તે ઓરડામાં જોયું તો બે લાશો ભોંયપર પડી હતી. તેમાંની એક લાશ તુલસીદાસની અને બીજી ગોવિન્દપ્રસાદની હતી. પોતાના

કોશલ્યાથી એ પ્રચંડ પુરૂષોના શરીરને પ્રાણહીન થઇ પડેલાં જોઇને જ્યુમેલિયા ખડખડાટ હસી પડી અને બોલીઃ "સઘળા પાધડી બન્ધાઓની એ જ દશા થવાની છે. જેઓ મારા માર્ગમાં કાંટા વાવશે અને મારી કાર્યપ્રણાલીમાં વિઘ્ન નાંખશે તેની એ જ ગતિ થવાની છે. તેને દુનિયામાં કોઇ પણ બચાવી શકશે નહિ."

પોતાના બન્ને શિકારની તરફ થોડી વાર સુધી એકીટસે જોઇ રહીને જ્યુમેલિયા પોતાના મનમાં કાંઇક વિચારવા લાગી. દેવેન્દ્રવિજય સમજી ગયો કે હવે તે હત્યારિણી મનોરમા અને રેવતીની પાસે જશે. આ વખતે શું યુક્તિ કરવી તે દેવેન્દ્રવિજયે ઝટપટ વિચારી લીધું. જ્યાં માથું નીચું નમાવીને જ્યુમેલિયા બન્ને મુડદાં જોવા લાગી કે તરત જ સમય વિચારીને દેવેન્દ્રવિજયે તે ઓરડાનાં બારણાંને સત્વર બંધ કરી નાંખ્યાં અને તેના ધડાકાથી આખું મકાન ગાજી રહ્યું. દેવેન્દ્રવિજય કમાડ બંધ કરીને એકદમ જીનાદ્વારા નીચે ઉતરી આવ્યો અને સામે થઇને નીચે જવાથી જ્યુમેલિયા જોઇ લેશે એ કારણથી તેણે દ્વાર બંધ કરી નાંખ્યાં હતાં. દ્વાર બંધ થવાના અવાજથી જ્યુમેલિયાનું કલેજું કમ્પી ઉઠયું. નશાનું જોર કાંઇક વધારે હોવાથી ઝોકાં ખાતી ખાતી તે ત્યાંથી ઉઠી અને એક કૂદકો મારીને એકદમ ઓરડાની બહાર આવી. ચારે દિશાએ નજર કરીને તે બોલીઃ "ઓહ ! શું હું એટલી બધી ડરપોક બની ગઇ કે બારણાંનો અવાજ સાંભળીને ગભરાઇ ગઇ ?"

આ બાજુએ દેવેન્દ્રવિજય વિચારી રહ્યો હતો કે કઇ યુક્તિથી જ્યુમેલિયાના કામમાં વિઘ્ન કરવું કે જેથી તે રેવતી અને મનોરમાવાળા ઓરડામાં જઇ ન શકે અને શચીન્દ્ર કે જે રેવતી તથા મનોરમાને લઇને આવી રહ્યો છે, તે રસ્તામાં તેને સામો મળે નહિ.

જ્યારે જ્યુમેલિયાએ બારણું બંધ થવાનો ખડાકો સાંભળ્યો હતો, ત્યારથી તેનું હૃદય દુર્બળ થતું આવતું હતું. તોપણ તે હિંમતથી બોલી: "વારૂ, બાકીનું કામ થોડી વાર પછી કરીશ ! હજી બરાબર નશો ચડયો જણાતો નથી."

તુરત જ તે પિશાચિની નીચે ઉતરી અને જે ઓરડામાં બેસીને તેણે બ્રાંડીની બાટલીઓ ખાલી કરી હતી ત્યાં ગઇ; પરન્તુ ત્યાં ગયા પછી માલુમ પડયું કે જે ચીજને માટે તે ત્યાં ગઇ છે, તે ચીજ તે ઘરમાં બિલકુલ નથી. ત્યાંથી તુરત તે પાસેના ઓરડામાં ગઇ કે જ્યાં બ્રાંડીની કેટલીક બાટલીઓ ભરેલી હતી. તેમાંની એક બાટલી તેણે લીધી અને ગટગટાવી ખાલી કરી. તે ઓરડામાં એક તેલહીન દીપક ટમટમી રહ્યો હતો.

* * * *

દારૂ પી રહ્યા બાદ જ્યુમેલિયા એક બીજા ઓરડામાં ગઇ કે જ્યાં નવીનચંદ્રની લાશ તે છોડી ગઇ હતી. તે ઓરડામાં આવીને તે બોલી: "એક રીતે કહીએ તો હું સઘળું કામ પૂર્ણ કરી ચૂકી છું. થોડું કામ બાકી રહ્યું છે ખરૂં, પણ તેને તો હું વાતની વાતમાં પૂરૂં કરી નાખીશ. હવે હું એકલી જ દોલતની ભોક્ત્રી થઇશ. પહેલાં બીજાઓને ભાગીદાર બનાવીને કામ કરી લીધું અને હવે સઘળા ભાગીદારોને તમામ કરી ચૂકી છું. ફુલસાહેબ એક ભારે વિકટ માણસ હતા, પરન્તુ તે પુરૂષ હતા તો હું સ્ત્રી છું. તેઓ પુરૂષ અને બુદ્ધિમાન હોવા છતાં પણ જે કામ કરી શકતા ન હતા, તે કામ હું સ્ત્રી થઇને પૂરૂં કરી ચૂકી ! ફુલસાહેબનું નામ ચલાવનારી હું તેમની પહેલા નંબરની શિષ્યા છું."

જ્યુમેલિયાના અંતિમ વાકયની સાથે શબ્દો સંભળાયા: "સત્ય છે, પ્યારી ! સત્ય ! છે !"

જ્યાં નવીનચંદ્રની લાશ પડી હતી, ત્યાં એકાએક જુમેલિયાએ નજર ફેરવી તો આશ્ચર્ય સાથે ત્યાં તે મુડદું ન મળે ! ગેબી શબ્દો સંભળાવાથી તેના હૃદયમાં જે શંકા ઉત્પન્ન થવા પામી હતી, તે મુડદું ન જોયા પછી એકાએક વધી ગઇ ! તે કમ્પતી કમ્પતી બોલીઃ " અરે અહીંથી લાશ ક્યાં ગઇ ? "

ફરીથી ચારે તરફ નજર કરીને તે બોલીઃ " હું બરાબર જાણું છું કે તે મરી જ ગયો છે. તે અહીંથી ઉઠી શકે તેમ ન હતું, તે પછી અહીં તેનું મુડદું શામાટે ન હોવું જોઇએ ? તો પછી આ આશ્ચર્ય શું થયું ? શું મારા હાથમાંથી તે બચી ગયો ? શું તેનો પ્રાણ નીકળી નહિ ગયો હોય ? નહિ, નહિ, જરૂર તે મરી ગયો છે ! તેના મરણમાં જરા પણ શંકાશીલતા નથી."

થોડી વાર પછી જુમેલિયા ધીરેથી બોલી : "નવીન ?" તેની સાથે જ ઉત્તર મળ્યો કે " કેમ પ્યારી ?"

વિજળીની પેઠે ચમકીને જુમેલિયા ઊભી થઇ અને અચકાઇને તેણે પોતાની પાછળ જોયું તો સામે જ કોઇ અંધકારમય મૂર્ત્તિ જોવામાં આવી. મૂર્ત્તિ જોતાં જ જુમેલિયા મનમાં બોલીઃ " શું આ તે પ્રેત હશે ! "

તે કાંઇ પણ બોલી નહિ અને પાસેના ટેબલપર પડેલી પિસ્તોલ તેણે એકદમ ઉઠાવી લીધી તથા બરાબર નિશાન તાકીને બહાર કર્યો; પરન્તુ અંધકારમય મૂર્ત્તિ તેમની તેમ જ ઊભી રહી. પિસ્તોલનો બહાર થતાં જ તે મૂર્ત્તિ હસી પડી અને બોલીઃ "નકામી મહેનત ન કર જુમેલિયા ! હવે હું જીવતો નથી, ગોળી કે તરવાર મને ઇજા કરી શકશે નહિ. "

તે મૂર્તિનો અવાજ નવીનચંદ્ર ડાક્ટર જેવો જ હતો. તેણે પહેરેલો પોશાક પણ તેના જેવો જ હતો. તેણે કોટ અને પેન્ટલુન પહેરેલાં હતાં. તે મૂર્ત્તિએ એવા તો ગંભીર અવાજથી વાત કરી કે જ્યુમેલિયાનું હૃદય હીબકી ગયું. દરેક શબ્દ બોલતાં તે મૂર્ત્તિ કમ્પી ઉઠતી હતી. જ્યુમેલિયાએ તે મૂર્ત્તિને અતિ વિસ્મિત નેત્રોથી જોઇ અને સ્થિર કંઠથી પૂછ્યું: " તને ગોળી ઇજા નહિ કરી શકે કેમ ? "

મૂર્તિએ જવાબ આપ્યો: " ના, કારણકે હું મર્ત્ય લોકનો માણુસ નથી અને તેથી દુનીઆના સુખ દુઃખોની અસર મને થશે નહિ. "

જ્યુમેલિયા ગભરાતી બોલી: " અરે બાપરે ! આ શું થયું ? "

" શું થયું કેમ ? જ્યુમેલિયા ! તું બહુ જ કઠોર છે. તેં મને કેવી કઠોરતાથી બેજાન કર્યો છે ?

" તને મેં મારી નાખ્યો ? "

" કેમ, નહિ ? શું થોડા વખત પહેલાંની વાતો પણ તું ભૂલી ગઇ ? "

" અગર જો તું મરી ગયો હોય તો અહિં આવ્યો કેવી રીતે ? "

" અકાળ મૃત્યુ થવાથી હું ભૂત થયો છું ! '

" તું ભૂત થયો છે શું ? "

" હા જ્યુમેલિયા ! અગર જો તને મારા કહેવાપર વિશ્વાસ ન બેસતો, હોય તો તારા હાથમાં પિસ્તોલ મોજુદ છે ! એક વાર, બે વાર, ચાર વાર, દસ વાર, તારી મરજીમાં આવે એટલી વાર તું મારી સામે બહાર કર અને જોઇ લે ! માણુસ મરણ પામ્યા પછી પ્રેત થાય છે. જ્યારે હું એક વાર મરીને ભૂત થઇ ચૂક્યો, તો પછી બીજી વાર તો હું કાંઇ થોડો જ મરનાર છું ? "

જીમેલિયા પોતાના મનમાં પહેલેથી જ ડરી તો હતી, પરન્તુ કેવળ સાહસિક રીતે જ બોલી રહી હતી. સાહસ ઉપર જ ભરોસો રાખીને તેણે ફરીથી તે ભૂતડા ઉપર નિશાન તાકીને બહાર કર્યો અને કહ્યું: “ તું ચાહો તો ભૂત હો કે ચાહો તો પ્રેત હો, પણ તને હમણાં જ ખતમ કરી નાંખું છું.”

જીમેલિયાએ ગોળી છોડી પણ તે મૂર્તિ તો તેમની તેમ જ ઊભી રહી. પિસ્તોલનો અવાજ સૂનસાન રાત્રિમાં એક ભયંકર પ્રતિધ્વનિ પાડી રહ્યો. ભૂતડું બોલ્યું: “ જીમેલિયા ! ફરીથી બહાર કર, ફરીથી.”

કાંઇક ધીમા સ્વરથી જીમેલિયા બોલી: “ તું મર નહિ તો જા, પણ તું ભૂત છે એ વાત પર મને ભરોસો આવી શકતો નથી.”

“ ભલે તને વિશ્વાસ ન આવતો હોય તોપણ હું ભૂત તો છું.”

“ તું અહીં કેમ આવ્યો છે ? તારે શું કામ છે ? ”

“ હું બદલો લેવાને આવ્યો છું. ”

“ તું બદલો કેવી રીતે લઇશ ? જ્યારે તું પ્રેત છે ત્યારે મનુષ્ય જાતને તું કાંઇ કરી શકનાર નથી; તો બદલો કેવી રીતે લઇશ ? ”

“ શું તું મારાથી ડરતી નથી ? ”

“ ના, બિલકુલ નહિ. ”

“ હું એવું જ કરીશ કે જેથી તું ડરીશ જ. ”

“ પણ તેમ તારાથી થશે જ નહિ. ”

“ જરૂર થશે. ”

“ તો ભલે કર ! ”

“ હું તારી છાતીનું લોહી પીશ. ”

" એ બધી શેખી તું છોડી દે. છાતીનું લોહી તો શું પણ મારો વાળ પણ તું વાંકો કરી શકનાર નથી."

" તું પિશાચિની છે?"

" હા, હું પિશાચિની છું. પિશાચિનીને ભૂત–પ્રેતનો ડર લાગતો નથી."

તે મૂર્ત્તિ ભયંકર સ્વરે બોલી: "ખબરદાર જુમેલિયા ! ખબરદાર !"

જુમેલિયા બોલી: " તું પોતે જ ખબરદાર રહે. હું ગોળી મારૂં છું ! તું ભૂત હો કે પ્રેત હો, દેવ હો કે દાનવ હો, પણ આજ જુમેલિયાના હસ્તથી તું બચી શકનાર નથી ! આ વારની ગોળી અવશ્ય તારી છાતીના બંધ તોડી નાંખશે. ખબરદાર રહે અને મરતી વખતે રામનું નામ સંભાર."

## પ્રકરણ ૩૫ મું.

### અભિનયપ્રારંભ.

તુરત તેણે પિસ્તોલ ફોડી પણ તે વ્યર્થ ગઇ. છતાંએ જુમેલિયા શાંત રહી નહિ. આ વખતે તેણે બરાબર કપાળ ઉપર નિશાન તાકયું અને કહ્યું: " અગર જો તું ભૂત હોય તો ત્યાંને ત્યાં જ ઊભો રહેજે, પાછો હઠીશ નહિ." એમ કહીને તે દાંત કચકચાવીને આગળ બોલી: " જો તું ખરેખર મનુષ્ય નહિ હોય તો આ વખતનો પણ મારો બહાર નિષ્ફળ જશે અને જો તું મનુષ્ય હશે તો આ એક ગોળીથી જ હું તને ભૂતયોનિમાં પહોંચાડી દઇશ."

તે મૂર્ત્તિ બોલી: " શું આજની પેઠે બીજે કોઇ વખતે પણ તેં

કોઇને ભૂતયોનિમાં મોકલ્યા છે કે, જ્યુમેલિયા ?"

જ્યુમેલિયા હસીને બોલીઃ "ઘણાનેએ મોકલ્યા છે."

"વારૂ જ્યુમેલિયા ! થોડી વાર થોભ."

"શામાટે થોભું ?"

"હુ ઇચ્છું છું કે આ વખતે તું તારૂં નિશાન બરાબર તાકીને અવાજ કરજે."

"તેની ચિન્તા તારે કરવાની કાંઇ પણ જરૂર નથી. તારે તે શિખવવાની જરા પણ જરૂરત નથી."

"તારે તો જરૂરત નહિ હોય પણ તારૂં નિશાન ખાલી ન જાય, તે માટે હું તો અવશ્ય તદબીર કરીશ."

"કેમ ? એટલી મારાપર દયા કરવાની શું જરૂર છે ? તને ગોળીની ચોટથી કાંઇ મજાહ પડે છે કે શું ?"

"હા, જ્યુમેલિયા ! મજાહ તો પડે છે ! તેં મારા આત્માને વિષના અગ્નિથી બાળી નાંખ્યો છે અને હવે તું પિસ્તોલની ગોળીના અગ્નિથી મારી રહી છું. જ્યુમેલિયા ! એક વાર તું પણ મરવાની છે અને તારા આત્માને પણ એક વાર તેવું જ દુઃખ ભોગવવું પડશે."

જ્યુમેલિયા હસીને બોલીઃ "વાહ ! તું તો મને ડરાવે છે !"

"મારામાં તને ડરાવવાની શક્તિ જ ક્યાં છે ?"

"વારૂ, તો હવે ખબરદાર રહે ! આ વખતની મારી ગોળી ખાલી જશે તો હું જાણીશ કે તું જરૂર ભૂત છે."

"કાંઇ પરવા નહિ, છોડ ગોળી; બોલ તૈયાર છું કે ?"

"હા, તૈયાર જ છું."

"હું નવીનચંદ્ર છું, એ વાતપર તને વિશ્વાસ નથી ?"

"ના."

" तो हुं कोणु छुं ? "

" हुं जाणुती नथी के तुं कोणु छे. "

" જ્યુમેલિયા ! અત્યારે આ સ્થળે આવી રીતે કોણુ આવી શકે તેમ છે ? તારો ભેદ જાણુવાને કોણુ સમર્થ છે ? જ્યારે કુમુદિનીની લાશને તું એકી ટસે જોઇ રહી હતી અને પછી તેની છાતીમાં તેં છરી ઘુસાડી દીધી હતી ત્યારે તને કોણુ જોઇ રહ્યું હશે ? જ્યારે તુલસીદાસ અને ગોવિન્દપ્રસાદની લાશ જોઇને તું હસી પડી ત્યારે તારી સામે રહીને કોણુ જોઇ રહ્યું હતું ? જ્યુમેલિયા ! હવે તું જ વિચાર કે હું કોણુ છું ? સાંભળ, હું ભૂત છું અને મરેલો છું. હું સઘળું જાણું છું અને સઘળે સ્થળે જઇ શકું છું. બોલ, હવે પણ તને વિશ્વાસ આવે છે કે નહિ ? "

" ના. "

" તો હું કોણુ છું ? "

" આ દુનિયામાં માત્ર એક સખ્સ એવો છે કે જેનાથી હું કોઇક ડરૂં છું. "

" તે કોણુ ? "

" દેવેન્દ્રવિજય. "

એમ સાંભળતાં જ તે અંધકારમય મૂર્ત્તિ ખડ ખડ હસી પડી અને પછી બોલીઃ " તો શું તું મને પણ તે દેવેન્દ્રવિજય જ સમજે છે કે ? "

" હા, તેમ પણુ હોઇ શકે ખરૂં. "

" તને તેવો ભરોસો છે ખરો ? " તે મૂર્ત્તિ બોલી.

" ના. "

" હું ભૂત પણ નહિ અને દેવેન્દ્રવિજય પણ નહિ, તો ખબર સંભાળીને ગોળી છોડજે, ગભરાઇશ નહિ. બરાબર નિશાન તાકીને છોડજે. જો એમ નહિતો હું એક-બે-ત્રણ એમ બોલું અને શબ્દના ઉચ્ચાર સાથે જ પિસ્તોલનો ઘોડો દાબજે. "

" હા, બરાબર બોલ. "

" એક. "

જીુમેલિયાએ પોતાની પિસ્તોલ તે મૂર્ત્તિના કપાળ સામે બરાબર તાકી.

મૂર્ત્તિ બોલી: " બે. "

જીુમેલિયાએ હોઠ દાબીને ઘોડા ઉપર આંગળી રાખી અને નિશાન બરાબર તાકી રાખ્યું.

" ત્રણ " શબ્દનો ઉચ્ચાર થતાંની સાથે જ પિસ્તોલનો અવાજ થયો, પરન્તુ તે મૂર્ત્તિ તો તેમની તેમ જ ઊભી રહી ! જીુમેલિયા તે પ્રેતમૂર્ત્તિને એકી નજરે નીહાળી રહી. તેના કપાળપર પરસેવાનાં બિંદુઓ ઉભરાઇ આવ્યાં અને તુરત જ તે મૂર્ચ્છાગત થઇને પડી ગઇ.

* * * * *

અહીં અમે વાચકોને તે મૂર્ત્તિનો પરિચય આપવા ઇચ્છીએ છીએ. તે મૂર્ત્તિ બીજું કોઇ નહિ પણ દેવેન્દ્રવિજય પોતે જ હતો. જ્યારે ઉપરના ઓરડાનાં બારણાં બંધ કરીને તે નીચે આવ્યો અને જીુમેલિયા બાંડીની શોધ કરતી કરતી નીચે આવી, ત્યારે દેવેન્દ્રે નવીનચંદ્રની લાશ ઉપરથી પડદો ઉઠાવી લઇને તે લાશ પરના કોટ-પેન્ટલૂન ઉતારી લીધાં અને પોતે પહેરી લીધાં. નવીનચંદ્રના ખીસામાં એક ચશ્મા હતા, તે લઇને દેવેન્દ્રે નાક ઉપર ચડાવી લીધાં અને

મુખમંડળ પર સફેદ કપડું રાખીને વિચિત્ર સ્વરૂપ ધારણ કર્યું. જીમેલિયા પોતાની પિસ્તોલ કાઢીને મેજ ઉપર રાખી ગઇ હતી, તે લઇને દેવેન્દ્રે જોયું તો તેમાં છ કારતુસો ભરેલા હતા. તેણે તે છ કારતુસોમાંથી ગોળી લઇને ખાલી ટોટીઓ ચડાવી દીધી. પિસ્તોલને પાછી મેજ ઉપર મૂકી દીધી. એટલામાં ત્યાં શ્રીશ આવી પહોંચ્યો. તેને જોતાં જ દેવેન્દ્ર એને બહાર ધસડી લાવ્યો અને પૂછયુંઃ "મેં જે કામ કર્યું હતું તે બરાબર કર્યું ?" શ્રીશે ડોકું ધુણાવીને હા કહી એટલે દેવેન્દ્રે નવીન ડાકટરનું મુડદું બતાવીને કહ્યુંઃ "આ મુડદાને જલ્દી ઉઠાવીને ઉપર લઇ જા. કયાંક એક ખૂણામાં છુપાવી રાખજે." શ્રીશે તુરત દેવેન્દ્રની આજ્ઞાનું પાલન કર્યું. દેવેન્દ્ર તેજ ઓરડામાં ઊભો રહ્યો. જ્યારે જીમેલિયા શરાબ પીને ઝોકાં ખાતી ખાતી ત્યાં આવી પહોંચી અને નવીનનું મુડદું ન જોતાં ચમકીને ધીમેથી "નવીન" ને બોલાવ્યો હતો, ત્યારે નવીન વેશધારી દેવેન્દ્રે "પ્યારી" કહીને નવીનના સરખા અવાજથી જવાબ આપ્યો હતો. તે ગોળી વિનાના કારતૂસોથી જીમેલિયાએ સઘળા અવાજ કરી નાંખ્યા પણ તેથી તેને જરા પણ ઇજા થવા પામી ન હતી.

જ્યારે સઘળા અવાજ નિષ્ફળ ગયા અને જીમેલિયા મૂર્છિત થઇને ભોંયપર પડી ગઇ, ત્યારે દેવેન્દ્રનો લાગ આવ્યો. તે ઓરડાની બહાર ગયો અને જોયું તો બારણા પાસે શ્રીશ ઊભો હતો. દેવેન્દ્ર તુરત તેને પોતાની સાથે લઇ ગયો અને જ્યાં નવીનચંદ્રનું મુડદું હતું ત્યાં જઇને પોતે તે મુડદાનાં પહેરેલાં કપડાં કાઢી નાંખીને પાછાં તે મુડદાને પહેરાવી દીધાં અને પોતે સાદા વેશમાં રહ્યો. નવીનની લાશ ત્યાંથી ઉપાડીને તે જ ઓરડામાં તેણે પાછી મૂકી દીધી કે જ્યાં તે પહેલાં પડી હતી. પહેલાંની માફક તેના ઉપર પાછો પડદો

ઢાંકી દીધો. આ પ્રમાણે વ્યવસ્થા કરીને દેવેન્દ્ર ગુપચુપ એક બાજુએ ખૂણામાં ઊભો રહ્યો અને આ ઇંદ્રજાળનું નાટક જોવા લાગ્યો.

## પ્રકરણ ૩૬ મું.

### સંજ્ઞાલાભ.

થોડી વાર પછી જુમેલિયા ભાનમાં આવવા લાગી. આંખો ઉઘાડીને તેણે ચારે તરફ નજર કરી તો તે પ્રેતમૂર્ત્તિ તો તેના જોવામાં આવી નહિ પણ પડદો ઢાંકેલા નવીનચંદ્રના મુડદા તરફ તેની નજર પડી તે જોતાં જ તે એકદમ સ્હે ખાઇ ગઇ. એકદમ તે ઉઠી અને મુડદા ઉપરથી પડદો લઇને તે બાજૂએ ફેંકી દીધો અને મુડદું જોઇને બોલીઃ " યા પરમેશ્વર ! હુ તો ગાંડી થઇ ગઇ છું કે શું ? બાપરે ! આવું ભૂતડું તો મેં કદાપિ જોયું નથી !"

એમ બોલીને જુમેલિયાએ લાશને બારીકીથી તપાસી અને બોલીઃ " હાય ! હાય ! ! આ તો મુડદું છે ! બિલકુલ મરેલું જ છે; તો પછી તે ઊભું થઇને મારી સાથે વાતચીત કેવી રીતે કરતું હશે ? શું ખરેખર તે ભૂત જ થઇ ગયું હશે ? "

ચારે બાજુએ દૃષ્ટિ કરતી તે બોલીઃ "અરે, પણ હું ભૂતથી ડરૂં છું શામાટે ? જે જીવતાં પણ મારો વાંકો વાળ કરી શકતો ન હતો, તે મુઆ પછી ભૂત થઇને શું કરી શકનાર હતો ?"

ત્યારબાદ જુમેલિયા ગર્વથી ખડખડ હસી અને બોલીઃ " હવે અહીંથી સત્વર નાસી જવું જોઇએ. સૌને ખતમ કરી ચૂકી છું. પેલા મુસલમાન ખાસદાર કરીમબક્ષને પણ મારી નાંખ્યો હોત તો

ઠીક હતું પણ હવે હશે, ભલે બિચારો તે બચી જાય!"

એટલામાં જ્યુમેલિયાની નજર દરવાજાપર પડી અને જોયું તો કરીમબક્ષ ત્યાં ઊભો છે! તુરત જ જ્યુમેલિયાએ પિસ્તોલ હાથમાં લીધી અને અવાજ કર્યો, તો તે પણ ખાલી ગયો. જ્યુમેલિયાએ પિસ્તોલને ગુસ્સાથી ફેંકી દીધી અને જે કિરિચથી તેણે તુલસીદાસના ઘરમાં દેવેન્દ્ર ઉપર હુમલો કર્યો હતો, તે હાથમાં લીધી અને કરીમ સામે એકાએક ધસી. કરીમ ( શચીન્દ્ર ) નિડર ઊભો રહ્યો. તેને તેમ ઊભો રહેલો જોઇને જ્યુમેલિયા દાંત પીસીને બોલી: "અરે, તું અહીં ક્યાંથી આવ્યો?"

"તબેલામાંથી." કરીમે જવાબ આપ્યો.

"કેવી રીતે આવ્યો? શું કરવા આવ્યો?"

"પેલા જીનાથી ચઢીને આ પાસેના જીનાથી ઉતરી આવ્યો."

"ક્યારે?"

"તારા હત્યોત્સવના પ્રારંભમાં જ."

"ત્યારે તું મુસલમાન જણાતો નથી?"

"ના."

"ત્યારે તું કોણ છે? ગુપ્તચર છે?"

"હા, હું ગુપ્તચર છું!"

"કોણ? દેવેન્દ્રવિજય?"

"નહિ."

"તું ગાંડો થયો છે કે અહીં મરવાને આવ્યો છે? તને ખબર નથી કે આજ અહીં આવીને કોઇ જીવતો પાછો ફરી શકનાર નથી?"

એમ સાંભળીને કરીમ હસ્યો અને હસતાં હસતાં બોલ્યો: "તો

પછી મને કેમ મારી નાંખતી નથી ? હત્યા કરવામાં તો તારો હાથ સારી રીતે સાધેલો છે. ”

“ હા ઠીક છે; તેમ જ કરૂં છું, પણ હજી કાંઇક થોભવાની જરૂર છે. ”

કરીમ હસીને બોલ્યોઃ “ તારી પાસે કિરિચ સિવાય બીજું તો કાંઇ હથિયાર નથી ? ”

“ તું એવો ખ્યાલ રાખીને જ આવ્યો છે કે ? સાંભળ, દેવેન્દ્ર-વિજય ! જ્યારે બરાબર વખત આવશે ત્યારે તું જરૂર મારા જ હાથથી માર્યો જશે. તું એક ડગલું પણ ભરવા પામે ત્યાર પહેલાં હું તને ખતમ કરીશ. ”

કરીમ બોલ્યોઃ “ હું તો તને કહી ચૂકયો છું કે હું દેવેન્દ્ર-વિજય નથી. ”

“ વાહ ! ”

તે જ વખતે “ હું દેવેન્દ્રવિજય છું ” એમ કહીને બાજુએથી દેવેન્દ્રવિજય પોતે સામે આવ્યો. જુમેલિયા પહેલાં તો બહુ જ ગભરાઇ; પછીથી સંભાળીને બોલીઃ “ કાંઇ હરકત નહિ. તું દેવેન્દ્ર છે તેથી શું થઇ ગયું ? ”

દેવેન્દ્ર બોલ્યોઃ “ શું થઇ ગયું ? તું મારી ગુન્હેગાર છે. ”

“ કોણ કહે છે ? હું કેવી રીતે ગુન્હેગાર છું ? ”

“ હું કહું છું. ”

“ નહિ દેવેન્દ્ર ! તું જૂઠું કહે છે. ”

“ ગમે તેમ થાય પણ તું હવે મારા હાથમાંથી છટકી જઇ સકનાર નથી. ”

" કોણ કહે છે કે હું છટકી શકનાર નથી ? હમણાં જ જાઉં છું. તું તે વળી કોણ ? "

" નહિ જ્યુમેલિયા ! આજની રાત તું કાઢી શકનાર નથી. "

જ્યુમેલિયા ગર્વથી બોલીઃ "આજની જ રાત્રે હું છટકી જઇશ, દેવેન્દ્ર ! દુનિયામાં એવો એક પણ જાસૂસ નથી કે જે જ્યુમેલિયાને પકડી શકે. એવું એક પણ કેદખાનું નથી કે જેમાં જ્યુમેલિયા કેદ થઇ શકે. "

" જ્યુમેલિયા ! તેં શિવુને શું કર્યું છે ? "

" કોણ ? શિવુ ? "

" હા, તેને તો તું સારી રીતે જાણતી હોવી જોઇએ. "

" ના, હું તેને ઓળખતી નથી. મારી યાદદાસ્ત બહુ જ ખરાબ છે. "

" તેને પણ તેં મારી નાંખ્યો છે ? "

" મારા કથન ઉપર તને વિશ્વાસ રહેશે ? "

" હા. "

" ત્યારે હું સત્ય કહું છું કે તે મૂઓ નથી. "

" અત્યારે તે કયાં છે ? "

" કયાં છે ? એવી જગ્યાએ છે કે તેને જો હું ન છોડું તો તે ત્યાં ને ત્યાં જ ખાધા વિના ભૂખ્યો તરસ્યો મરી જાય. "

" હું તેને શોધી કાઢીશ. "

" તું તેને શોધી શકનાર નથી. "

" હું કોશેશ કરી જોઇશ. "

" તો મહેનત નિષ્ફળ જશે. "

" દેવેન્દ્રવિજયની મહેનત કદી નિષ્ફળ ગઇ જ નથી. "

" તું તારી સ્રીના ખબર કેમ પૂછતો નથી ? "

" કાંઇ જરૂરત નથી."

" કેમ ? શું તેં તેને ખોળી કાઢી ?"

" હા."

" અરે બાપરે ! ત્યારે તો તેં ખૂબ કરી ! તેને તું ઓળખી શક્યો ?"

" કેમ ન ઓળખી શકું ?"

" તારી સ્ત્રી તો મરી ગઇ છે."

" નહિ, જ્યુમેલિયા ! તું ભૂલે છે."

" નહિ, તે મરી ગઇ છે."

" તો હું એમ કહું છું કે તે જીવતી–જાગતી છે."

" તું જૂઠું કહે છે."

દેવેન્દ્રવિજયે તેના જવાબમાં કાંઇ પણ કહ્યું નહિ પણ " રેવતી " એમ જરા ઘાંટો પાડયો, કે તરત જ રેવતી ત્યાં આવી પહોંચી. રેવતીને જોતાં જ જ્યુમેલિયા એકદમ ચમકી ઉઠી.

આ બનાવ જોઇને જ્યુમેલિયા કાંઇ પણ બોલી શકી નહિ. થોડી વાર પછી તે બોલીઃ " સાબાશ દેવેન્દ્રવિજય ! સાબાશ ! જરૂર તમે મુડદાંને જીવતાં કરવાનો કાંઇક મન્ત્ર જાણો છો." દેવેન્દ્ર તરફ જરા માનની દૃષ્ટિથી તે તેને બહુવચનમાં બોલાવવા લાગી.

દેવેન્દ્ર બોલ્યોઃ " હા, અને ખાસ કરીને આવા મામલામાં તો હું તે મંત્ર જાણું છું જ."

જ્યુમેલિયાએ નવીનની લાશ તરફ આંગળી કરીને પૂછ્યુંઃ " આ સખ્સ જીવે છે કે મરી ગયો છે ?"

દેવેન્દ્ર બોલ્યોઃ " જીવતો નથી, મરી ગયો છે."

" વારૂ, તો તમારી વાતથી મને બહુ જ સંતોષ થયો. ખરે-ખરં તમારી સ્ત્રી તો જીવતી છે, પણ ભલા મનોરમાના શા હાલ છે ? તે પણ જીવતી છે કે ? "

" હા. "

" અને કુમુદિની ? "

" તે તો મરી ગઇ છે. " દેવેન્દ્રે કહ્યું.

" બરાબર, હવે હું સમજી ગઇ કે જેને બચાવવાની જરૂર હતી, તેમને તમે બચાવી લીધાં છે અને જેમની જરૂર ન હતી, તેમને તમે મરવા દીધાં છે! "

દેવેન્દ્ર કાંઇ પણ બોલ્યો નહિ. જીમેલિયા આગળ બોલી: " અ-ત્યારે આ સઘળાં ખૂનોનો જુમ્મો મારી ઉપર નાંખવાનો વિચાર તમે કરી રાખ્યો હશે, કેમ ? "

" હા, તેમ જ. "

" કેવી રીતે ? "

" મેં મારી જાતે જોયું છે કે આ નવીનચંદ્રને તેં માર્યો છે, ગોવિન્દપ્રસાદ અને તુલસીદાસનું ખૂન પણ તેં જ કર્યું છે અને તેનાં મારી પાસે ઘણાંએ પ્રમાણો છે. "

" દેવેન્દ્ર ! તમે બિલકુલ ન સમજ્યાની પેઠે વાત કરો છો. "

" નહિ, મેં મારી પોતાની આંખોવડે તારી સઘળી લીલા જોઇ છે. "

" તમારી આંખે જોએલું કાંઇ પણ કામમાં આવશે નહિ, કારણ-કે તેમને ઝેર આપવામાં આવેલું છે, તેની કાંઇ પણ સાબીતી મળી શકશે નહિ. જે કાંઇ નિશાની મળશે, તે માત્ર કુમુદિનીની લાશમાંથી

મળશે. એક રાતમાં એક જ ઘરમાં આટલાં બધાં માણસોનું મરણ પામવું તે કેવળ કુદરતી જ માનવામાં આવશે."

"ક્યા રોગથી ?"

"મિરગીના રોગથી."

"હા, હા ! મિરગીના બ્હાનાથી તું ઘણાનાં ખૂનો કરી રહી છે, પરન્તુ હવે એ બ્હાનું ચાલી શકનાર નથી." દેવેન્દ્રે કહ્યું.

---

## પ્રકરણ ૩૭ મું.

---

### પાતાલપ્રવેશ.

જુમેલિયા એની એ જ સ્થિતિમાં ત્યાં ને ત્યાં જ ઊભી રહી—એક તસુ પણ આગળ પાછળ હઠી નહિ. એ વિકટ વૈરીઓની સામે જુમેલિયા નિર્ભય રૂપથી તે સ્થળે ઊભી રહી. તેના ચ્હેરાપર ભયનું કાંઇ પણ ચિન્હ જણાતું ન હતું. દેવેન્દ્રવિજય એમ સમજ્યો કે જુમેલિયા માત્ર આત્મઘાત કરવાના ઇરાદાથી જ નિર્ભય રીતે ઊભી રહી શકી છે. પરંતુ તે તેનો ગુપ્ત ભેદ ન હતો. જુમેલિયા બોલીઃ "હવે આપણને નકામી વાતો કરવામાં બહુ વખત ગાળવો પડયો છે, કેમ ?"

જવાબમાં દેવેન્દ્ર બોલ્યોઃ "હા."

"કેમ, દેવેન્દ્ર, તમે મને કેદ કરવાને માટે તૈયાર થઇને ઊભા છો કે ?"

"હા, તૈયાર જ છું અને હવે એ સમયને બહુ વાર નથી."

"તો શું તમે મારા હાથમાં હાથકડી નાંખશો ?"

"હા, તને એક જોડ લોહકંકણુની ભેટ કરવાની મને બહુ જ ઇચ્છા થઇ આવી છે."

"લોહકંકણુ? હાથકડી? સ્ત્રીના હાથમાં હાથકડી પહેરાવશો?"

"સ્ત્રીના હાથમાં નહિ, પણ એક પિશાચિનીના હાથમાં."

"બહુ સારૂં; ત્યારે જો તાકાત હોય તો લ્યો નાંખો હાથકડી." એમ કહીને જુમેલિયાએ પોતાના હાથ આગળ ધર્યા, એટલામાં તો એક મોટો ભયંકર અવાજ થયો અને એકાએક જુમેલિયા ક્યાંક ગાયબ થઇ ગઇ, જાણે કે પાતાળમાં પેસી ગઇ હોયની?

જુમેલિયા ગાયબ થઇ ગયા પછી ધુડુમ ધુડુમ એવા બે મોટા અવાજ થયા. દેવેન્દ્રવિજયે તે અવાજ બરાબર સાંભળ્યા. ત્યારબાદ જે સ્થળેથી જુમેલિયા ગાયબ થઇ ગઈ હતી, ત્યાં આગળ દેવેન્દ્ર ગયો અને સ્થિર દૃષ્ટિથી જોયું તો જણાયું કે ત્યાં આગળ એક હાથ લાંબુ અને તેટલું જ પહોળું એક ગુપ્ત દ્વાર હતું. ત્યાં આગળ દેવેન્દ્ર સાવચેતીથી બેઠો. ગુપ્ત દ્વારની પાસે એક કમાન હતી. તે કમાન બે ત્રણ વાર ઘુમાવીને જરા દબાવવાથી તે ગુપ્ત દ્વાર એકદમ ઉઘડયું અને તેમાં દેવેન્દ્રે નજર કરી તો જણાયું કે તેમાં બિલકુલ અંધકાર પથરાએલો હતો અને ઉતરવાને માટે કાંઇ નિસરણી જેવું સાધન ન હતું!

શ્રીશને દેવેન્દ્રે પાસે બોલાવ્યો અને કહ્યું: "શ્રીશ! ખિદરપુરમાં જ્યાં આગળ હોડીથી ગંગા ઉતરાય છે, તે સ્થળે તું એકદમ દોડતો જા. જો તે હત્યારિણી ત્યાં આગળ મળે તો તેને એકદમ હથિયાર મૂકી દેવાનું કહેવું. અત્યારે તેની પાસે માત્ર કિરિચ સિવાય બીજું કાંઇ પણ હથિયાર નથી. જો તારૂં કહ્યું ન માને તો તેની સામે થજે તથા પકડજે અને જો તારૂં કહેવું ન માને તો હું આવું

ત્યાંસુધી તેને ત્યાં ને ત્યાં જ રોકજે."

"બહુ સારૂં." શ્રીશે જવાબ આપ્યો.

"બસ, ત્યારે હવે તું જલ્દી જા, વાર કર નહિ. દોડતો જજે."

શ્રીશ તુરત રવાના થયો. દેવેન્દ્રે શચીન્દ્રને બોલાવ્યો. શચીન્દ્ર પણ ત્યાં આગળ જ ઊભો હતો. દેવેન્દ્રે કહ્યું: "તું તારી ભાભી અને મનોરમાની પાસે રહે. જ્યાંસુધી હું પાછો ન ફરૂં ત્યાંસુધી ક્યાંય જઇશ નહિ. એમ કહીને દેવેન્દ્રવિજય પણ જીમેલિયાની પેઠે તે પાતાળિયા ભોંયરામાં પેસી ગયો.

## પ્રકરણ ૩૮ મું.

### અંધારા કુવામાં.

તે પાતાળિયા ભોંયરામાં અથવા તો અંધારા કુવામાં કૂદકો માર્યો એટલે દેવેન્દ્રવિજય લગભગ આઠ હાથ નીચે જઇ પડ્યો. અજાણ્યા સ્થળે કૂદકો મારવાનું દેવેન્દ્રે સાહસ કર્યું પણ તેને પગે જરા પણ ઇજા થવા પામી નહિ, કારણકે જ્યાં આગળ તે પડ્યો ત્યાં આગળ રૂનો બનાવેલો એક મોટો ગદેલો બિછાવેલો હતો.

ત્યાં આગળ દેવેન્દ્રને પાતાલપુરીનું ભાન થઇ આવ્યું. સર્વત્ર અંધકાર સિવાય બીજું કાંઇ જણાતું ન હતું. તે અંધકારમાં માર્ગ શોધવાને માટે દેવેન્દ્રે પોતાની પાસેનું ગુપ્ત ફાનસ ગજવામાંથી બાહાર કાઢ્યું. તુરત જ સર્વત્ર પ્રકાશ ફેલાયો. તે પ્રકાશમાં દેવેન્દ્રે સઘળી બાજુએ નજર કરી તો જણાયું કે બહાર નીકળવાનો એક પણ રસ્તો નથી. ચારે બાજુએ ઉંચી ઉંચી દીવાલો જ ઊભેલી

દૃષ્ટિગોચર થતી હતી. હવાની આવજાને માટે પણ ક્યાંય બારી બારણાં જોવામાં આવતાં ન હતાં. જુમેલિયા તે સ્થળે ક્યાંય પણ જોવામાં આવી નહિ. " જ્યારે તે પિશાચિની અહીં નથી, ત્યારે આ અંધારા કુવામાંથી બહાર નીકળવાનો કોઇ ને કોઇ રસ્તો અવશ્ય હોવો જ જોઇએ. " એમ વિચારીને દેવેન્દ્રવિજયે ફાનસ હાથમાં લઇને તે અંધારા કુવાને ઘણી બારીકીથી તપાસવા માંડ્યો, પરન્તુ ક્યાંય પણ બારી બારણા જેવું જણાયું નહિ. આમ ને આમ કેટલોક વખત વીતી ગયો.

તપાસ કરતાં કરતાં બીજું તો કાંઇ પણ જણાયું નહિ પણ એક બાજુએ એક લાકડાની બનાવેલી પેટી જેવું પડેલું જણાયું. તે પેટી એક દીવાલને અરકાડીને રાખવામાં આવેલી હતી. દેવેન્દ્રે તે પેટી ઉપાડવાને બહુએ મથન કર્યું પણ તે ઉપડી શકી નહિ. એટલે તેણે ગુસ્સા સાથે તેને એક લાત મારી અને તરત જ પેટીનાં દ્વાર ઉઘડી ગયાં અને માંહે કાંઇક પ્રકાશ જેવું જણાયું. તે અંધારા કુવામાંથી બહાર નીકળવાનો દાદર હતો. દેવેન્દ્ર તેમાં પેઠો અને માંહેની નિસરણીની મદદથી ઉપર ચડતાં નિર્મળ આકાશ નજરે પડ્યું. સર્વત્ર શૂન્યકાર વ્યાપી રહ્યો હતો. દેવેન્દ્રવિજય ખુલ્લા મેદાનમાં આવીને ઉભો રહ્યો. તે મેદાન આનંદ કુટીરની હદનું જ હતું.

ત્યાં ઉભા રહીને દેવેન્દ્રવિજયે વિચાર્યું કે જુમેલિયા કયે રસ્તે થઇને ગઇ હશે ? તુરત જ તે ગંગાના તટ તરફ ચાલ્યો અને માર્ગમાં તેણે વિચાર્યું કે, " જો થોડી વાર પણ શ્રીશ તે પિશાચિનીને રોકી શક્યો હશે, તો હું બરાબર વખતસર જ પહોંચીશ." એમ વિચારતો દેવેન્દ્ર જરા ઉતાવળે પગલે આગળ વધ્યો.

## પ્રકરણ ૩૯ મું.

### ગંગાને તીરે.

આકાશ સ્વચ્છ થઇ ગયું હતું. તારા તે નિર્મળ આકાશમાં હીરાની પેઠે ચમક ચમક કરી રહ્યા હતા. કૃષ્ણ પક્ષની સપ્તમીનો ખંડિત ચન્દ્રમા ક્ષિતિજમાં ફીકકો પડતો જતો હતો.

અત્યારે દેવેન્દ્રવિજય ગંગાતટપર આવી પહોંચ્યો. આવીને જોયું તો એક પણ નાવ ઘાટપર જોવામાં આવ્યું નહિ. ડાબી બાજુએ થોડે દૂર પાણીમાં "ઝપ ઝપ" અવાજ સંભળાતો હતો. જે દિશાએથી તે અવાજ આવતો હતો, તે તરફ દેવેન્દ્ર ચાલવા લાગ્યો. થોડે દૂર જતાં એક ભયંકર બૂમ તેના સાંભળવામાં આવી. તે બૂમની પાછળ સંભળાયું કે—" અરે દોડો રે દોડો ! બચાવો બચાવો ! કોઇ જલ્દી બચાવો ! "

દેવેન્દ્રે અવાજ ઉપરથી અનુમાન કર્યું કે તે બૂમ શ્રીશની હતી. થોડી વાર પછી જુમેલિયાનું અટ્ટ હાસ્ય સંભળાયું.

દેવેન્દ્ર સમજી ગયો કે "પિશાચિનીએ શ્રીશને પકડયો હશે ! મેં પણ કેવી ભૂલ કરી ? શ્રીશને બદલે શચીન્દ્રને જ મોકલ્યો હોત તો વધારે ઠીક હતું." એમ વિચારતો દેવેન્દ્રવિજય તટ ઉપર દોડયો. થોડે દૂર જતાં જણાયું કે એક નાવડું કિનારેથી લગભગ સો હાથ જેટલે દૂર ઉંડા પાણીમાં ચાલ્યું જાય છે ! દેવેન્દ્રે બૂમ પાડીને કહ્યું: " બસ કરો બસ ! નાવને કિનારે લાવો, નહિતો હમણાં જ ગોળી મારૂં છું. "

તેના જવાબમાં દેવેન્દ્રે અટ્ટ હાસ્ય સાંભળ્યું. ગજવામાંથી પિસ્તોલ કાઢીને તેણે જુમેલિયાની સામે નિશાન તાકયું; પરન્તુ ચતુર જુમે-

લિયાએ દેવેન્દ્રવિજયની ગોળીમાંથી પોતાનું રક્ષણ કરવાને એક ચમત્કારિક ઢાલને આડી ધરી. તે ઢાલ બીજું કાંઇ નહિ પણ હાથ પગ બાંધેલા શ્રીશનું શરીર હતું. શ્રીશ હજી જીવતો જ હતો. તે છૂટવાને બહુ મથન કરવા લાગ્યો, પરન્તુ સઘળા આયાસો નિષ્ફળ ગયા અને તે ખરેખર જુમેલિયાની ઢાલની ગરજ સારવા લાગ્યો. જો દિવસ હોત તો દેવેન્દ્ર જરૂર ગોળી છોડત, પરન્તુ રાત્રિ હોવાથી રખેને ગોળી શ્રીશને વાગી જાય તે ભયથી તેણે બહાર કરવાનું સાહસ ન કર્યું.

દેવેન્દ્રે મનમાં વિચાર્યું કે જુમેલિયા કોઈ સાધારણ સ્ત્રી નથી, પણ ડાકિનીઓના હૃદયમાં જે શક્તિ હોવી જોઇએ, તે જ શક્તિ તેના હૃદયમાં છે. હું ગમે તેટલી તદબીરો કરીશ, પણ તે જરૂર નાસી જશે.

એટલે શ્રીશે બૂમ પાડીને કહ્યું: "ગોળી મારો ગોળી."

જુમેલિયાએ તુરત જ શ્રીશને ગંગાના પ્રવાહમાં ફેંકી દીધો અને પોતે નાવમાં છુપાઇ ગઇ. નાવ કિનારા તરફ પ્રયાણ કરવા લાગ્યું. દેવેન્દ્રવિજય જુમેલિયાને પકડવાની કોઇ પણ તદબીર નહિ જોઇ શકવાથી શ્રીશને બચાવવાને ગંગામાં કૂદી પડયો.

ઘણી મહેનતે દેવેન્દ્રવિજય શ્રીશને પકડી કિનારે લાવ્યો અને બીજી બાજુએ નાવડું નજરમાંથી નાસી ગયું. કિનારે આવીને જોયુ તો શ્રીશ બેહોશ હતો! પેટ દબાવીને પાણી બહાર કાઢી નાંખ્યું એટલે તે કિંચિત્ ભાનમાં આવ્યો. જ્યારે શ્રીશે આંખો ઉઘાડી ત્યારે દેવેન્દ્રે પૂછ્યું: "કેમ શ્રીશ! શું બનાવ બન્યો તે તો કહે!"

શ્રીશ બોલ્યો: "હું અહીં તહીં જોતો જોતો જ્યાં આ ઝુંપડીની પાસે પહોંચ્યો, એટલામાં તેમાંથી નીકળીને જુમેલિયાએ મારા

માથામાં એવી ચોટ મારી કે હું અસાવધ હોવાથી નીચે પડી ગયો, તે ભયંકર પિશાચિનીએ મારા હાથ પગ બાંધ્યા અને મને નાવમાં નાખી દીધો. ”

“ હા, શ્રીશ ! તે પિશાચિની મહા ભયંકર છે. મને તેણે હેરાન કરી નાખ્યો તો તારૂં શું ગજું ? એવી સ્ત્રી મેં કદાપિ જોઇ નથી. હું એમ નહોતો જાણુતો કે તેનામાં આટલી બુદ્ધિ અને આટલી તાકાત હશે. ”

નિરાશ થઇને દેવેન્દ્રવિજય શ્રીશને સાથે લઇને આનન્દકુટીરમાં આવ્યો. ત્યાં શચીન્દ્ર, રેવતી, અને મનોરમા સૌ તેની રાહ જોતાં હતાં. આ પ્રાચીન આનન્દકુટીરના સંબંધમાં અનેક ગુપ્ત ભેદ જીુમેલિયા કરતાં વધારે તો મનોરમાને માલૂમ હતા. જીુમેલિયા જે રસ્તે થઇને નાસી ગઇ તે રસ્તો મનોરમાથી અજાણ્યો ન હતો. આનન્દકુટીરમાં રહેનારા સઘળા જણુ આ ગુપ્તદ્વારથી જાણીતા હતા, પરન્તુ એ દ્વાર શામાટે બનાવવામાં આવ્યું હતું તેનો ગુપ્ત ભેદ મનોરમા પણુ જાણુતી ન હતી. મનોરમાએ તે ગુપ્ત દ્વારને નકામું માનીને તેને બંધ કરી દીધું હતું, પરન્તુ જીુમેલિયાને તે કામનું લાગવાથી તેણે તે પુનઃ ઉઘડાવ્યું હતું. આજ તે દ્વાર જીુમેલિયાના કામમાં આવી ગયું હતું.

મનોરમાની સહાયથી દેવેન્દ્રવિજય પોતાના નોકર શિવુને ગુપ્ત કેદખાનામાંથી બહાર કાઢી લાવ્યો. ભૂખના દુઃખથી શિવુ અધમૂઆ સરખો થઇ ગયો હતો, શરીર દુર્બળ થઇ ગયું હતું, આંખોમાં ખાડા પડી ગયા હતા. મુખમંડળપર કૃષ્ણુ રંગ આચ્છાદિત થઇ ગયો હતો.

દેવેન્દ્રનું કામ હજી પૂરૂં થયું ન હતું. મનોરમાની સંપત્તિ લઇને

જ્યુમેલિયા નાસી ગઈ હતી, તેને પકડવાનું એક મહાભારત કામ હજી દેવેન્દ્રને કરવાનું હતું.

સ્હવાર થતાં જ દેવેન્દ્ર સૌને સાથે લઇને પોતાને ઘેર પાછો ફર્યો. આવતી વખતે કબાટમાંથી "૧૭ ક" વાળું કાગળોનું બંડલ સાથે લેતો આવ્યો હતો. તે વખતે તેણે કોઇને પણ કાંઇ વાત જાહેર કરી નહિ.

---

## પ્રકરણ ૪૦ મું.

---

### ભીષણ પ્રતિજ્ઞા.

**બીજે** દિવસે સ્હવારે દેવેન્દ્રવિજય ઓસરીમાં બેઠો બેઠો કાંઇક વિચાર કરી રહ્યો હતો, એટલામાં ત્યાં શચીન્દ્ર આવી પહોંચ્યો. દેવેન્દ્રે કહ્યું: "શચીન્દ્ર ! પેલી પિશાચિની તો મારી સામે થવાને તૈયાર થઇ છે." એમ કહીને દેવેન્દ્ર શચીન્દ્રના મુખ સામે જોઇ રહ્યો.

શચીન્દ્રે પૂછ્યું: "શું થયું ?"

"આ જો." એમ કહીને દેવેન્દ્રે શચીન્દ્રની સામે એક કાગળ ફેંક્યો. તે કાગળ ઉપર જ મોટા અક્ષરોમાં એમ લખ્યું હતું. કે—"કાં તો જ્યુમેલિયા રહેશે અથવા તો દેવેન્દ્ર રહેશે."

તે કાગળમાં નીચે પ્રમાણે લખ્યું હતું:—

"દેવેન્દ્રવિજય ! હું અને તું બન્ને તો એકી સાથે આ દુનિયામાં રહી શકનાર નથી. કાગળ ઉપર મેં જે મોટા અક્ષરોમાં લખ્યું

છે, તેમાં પહેલા ત્રણ શબ્દો જ સાચા ઠરશે અને બાકીના શબ્દો અવશ્ય ખોટા ઠરશે, અર્થાત્ જગત્માંથી દેવેન્દ્રવિજય ચાલ્યો જશે અને હું જ તેનું ખૂન કરીશ.

" ખૂન તો કરીશ પરન્તુ એકદમ નહિ કરૂં. જેમના ઉપર તારો બહુ જ પ્યાર છે, તેમને હું પહેલાં મારીશ, એવા હેતુથી કે તેમના મરણથી તને સારી પેઠે દુઃખ ઉત્પન્ન થાય; એટલે મને શાંતિ થશે અને મારા મનોરથો સફળ થશે. સૌથી પહેલાં તારી સ્ત્રીને મારવાનો મેં પક્કો નિશ્ચય કર્યો છે.

" તું આજથી જ મને સંભારી રાખજે. હું તને કદાપિ છોડનાર નથી. તને ખૂબ હેરાન કરીને, ખૂબ સતાવીને પછી છોડીશ. તારા જેવા જાસૂસોને હું બજારમાં વેચવાની હોંશ રાખું છું. તને માત્ર એક ચપટીમાં જ ચોળી નાંખું તેવી હું છું.

" તેં મારા હાથમાંથી અથાગ સંપત્તિ પડાવી લીધી છે. માત્ર થોડા જ રૂપિયા મારા હાથમાં આવ્યા છે, અને તે જ રૂપિયાની મદદથી હું તારૂં અને તારા કુટુંબનું કાટલું કાઢી નાંખીશ. તેં મનોરમાને મારા સિંહાસન ઉપર બેસારી છે; પણ જો કે તેનું શું પરિણામ આવે છે ?

" મેં તારા ત્રણ વૈરીઓની હત્યા કરી, ત્યાંસુધી તેં કાંઇ પણ ખબર લીધી નહિ ! ખરેખર, તું ચતુર તો છે, પરન્તુ આ વખતે મેં જે કામ માથે લીધું છે, તે એ છે કે તારૂં ખૂન કરવું. પહેલાં હું તારાપર સ્વાભાવિક દ્વેષ રાખતી હતી, પરન્તુ હવે તારા ઉપર મને અત્યંત ખાર ચડયો છે. પહેલાં મેં રૂપિયા એકઠા કર-

માની પ્રતિજ્ઞા કરી હતી અને અત્યારે કેટલાંક ખૂન કરવાની પ્રતિજ્ઞા કરૂં છું, જેમાં સૌથી પહેલું તારૂં જ ખૂન કરીશ.

"દેવેન્દ્ર ! યાદ રાખજે કે જીુમેલિયાની પ્રતિજ્ઞા કદિ વિફળ થઇ નથી અને થશે પણ નહિ. હું ક્યાં ક્યાં ખૂન કરનાર છું, તે જો તારા જાણુવામાં ન હોય તો કહું છું. એક તારૂં, બીજું તારી સ્ત્રીનું અને ત્રીજું તારા ભાણેજનું ખૂન કરનાર છું.

" એમ પણ યાદ રાખજે કે મારી પ્રતિજ્ઞા પૂરી કરવાને માટે મારી પાસે ઘણા ઘણા ઉપાયો છે. તુ મારી શોધ કરવાને નકામો હેરાન ન થઇશ, કારણકે તુ મને મેળવી શકીશ નહિ. અગર જો તું મારો પીછો લઇશ તો તુ મારાથી અજાણ્યો રહી શકીશ નહિ. યાદ રાખજે કે મારો પહેલો શિકાર તારી સ્ત્રી થશે.

" જ્યારે હું તને મારા હાથમાં સમેટી લઇશ, ત્યારે તુ જાણે છે કે હું શું કરીશ? એકદમ તને મારી નાંખીશ નહિ. પહેલાં તારી બન્ને આંખો કાઢી લઇશ, પછી જડમૂળમાંથી બન્ને કાન તોડી લઇશ. પછી તને ડામ દઇશ, એટલે તું તરફડીને મરી જઇશ. તે વખતે મારી ઇચ્છા પૂરી થશે, અને ત્યારે જ મારૂં નામ " શ્રીમતી જીુમેલિયા " સાર્થક થશે ! જ્યારે આ સઘળી વાતોનો હું વિચાર કરૂં છું ત્યારે મારૂં મન આનંદથી નૃત્ય કરી રહે છે. હવે જે મેં વિચાર્યું છે તે સઘળું તને જાહેર કરી ચૂકી છું. તારે જેટલી સાવધાનતા રાખવી હોય તેટલી રાખજે. આ સઘળા મારા ખ્યાલી વિચારો જ નથી, પરન્તુ દૃઢ નિશ્ચય છે અને જો તે નિશ્ચય પરિપૂર્ણ કરૂં નહિ, તો મારૂં નામ જીુમેલિયા નહિ.

લી૦

" જીુમેલિયા. "

પત્ર વાંચીને શચીન્દ્ર બોલ્યોઃ “ વાહ વાહ ! કમ્મર તો ભારે કસી છે ! ”

દેવેન્દ્રે પૂછ્યુંઃ “ પત્ર ઉપરથી તું શું સમજ્યો ? ”

“ સમજવાનું શું હતું વળી ? મામલો બહુ વિકટ છે. ”

“ નહિ; મામલો બહુ મજાહનો છે. આ વખતે હું તેને જરૂર પકડી લઇશ. ”

શચીન્દ્ર કિંચિત્ સ્મિત સાથે બોલ્યોઃ “ હા, પરન્તુ કરવા કરતાં કહેવું બહુ સ્હેલું છે. ”

“ પણ આ વખતે તે જરૂર પકડાશે. ”

“ આપને સાંભળી મને તો હસવું આવે છે. ”

દેવેન્દ્ર બોલ્યોઃ “ એ વાત ખરી છે કે જુમેલિયા ભારે ચાલાક છે. તે આપણી સઘળી તદબીરોને રદ કરવાને કોશેશ કરશે, પરન્તુ જોઇશું શું થાય છે તે. ભલા, તે પત્ર ઉપરથી બીજું તું શું સમજ્યો ? ”

“ બીજું તો કાંઇ સમજાયું નહિ. ”

“ મારા મનમાં એક સંદેહ પેદા થયો છે. ”

“ શું ? ”

“ હું એમ સમજું છું કે તે અત્યારે ક્યાંય આ મહોલ્લામાં જ છે. ”

“ તમે એવી શંકા કરો છો ? ”

“ હા, મને તો એમ જણાય છે. ”

“ તો અત્યારે શું કરવું જોઇએ ? ”

“ તેને શોધી કહાડવી જોઇએ. ”

" હું તો તૈયાર છું." શચીન્દ્ર હિંમત દર્શાવતો બોલ્યો.

" વારૂ, ત્યારે એક બાજુથી તું જા અને બીજી બાજુએથી હું જઉં છું, પરન્તુ યાદ રાખજે કે ખાલી રખડવાથી કાંઇ કામ થશે નહિ. આ વખતે તેણે અવશ્ય વેશ બદલ્યો હશે. હું માનું છું કે કાંતો તે વૃદ્ધાના વેશમાં હશે અથવા–"

શચીન્દ્ર બોલ્યોઃ " વૃદ્ધા બની હશે કે વૃદ્ધ ?"

દેવેન્દ્ર બોલ્યોઃ " હા, બરાબર કહ્યું. આ વખતે કાં તો તેણે-પુરૂષનો જ વેશ ધારણ કર્યો હશે ! આ વખતે બરાબર હુશિયાર રહેજે. તું બલીગંજની તરફ જા. હું બકુલ બાગ અને બેલતલાની તરફ જઉં છું."

શચીન્દ્ર પોતાનાં કપડાં બદલવાના ઓરડામાં ગયો અને થોડી વાર પછી એક ગુંડો બનીને બહાર આવ્યો. માથા પર આલબર્ટ ફેશનના કાળા વાળનો ગુચ્છો, હાથમાં નાનકડી સોટી અને રેશમી રૂમાલ, મ્હોંમાં સીગારેટ, કમ્મર પર કાળી કોરનું મલમલનું ધોતીયું અને એક સુંદર ઘડીઆળ ગજવામાંઃ એ પ્રમાણે તેણે સુંદર વેશ સજ્યો હતો. હાથમાં હીરાની વીંટી અને કબજામાં હીરાનાં બટન પહેર્યાં હતાં. આખા શરીરમાંથી અત્તરની સુવાસ મઘમઘી રહી હતી.

*   *   *   *   *   *

બીજી બાજુએ દેવેન્દ્રવિજય પણ એક સાદા બ્રાહ્મણ જેવો વેશ લઇને બહાર નીકળ્યો. પહેલાં તે બકુલ બાગની તરફ રવાના થયો અને ત્યાંથી બેલતલા તરફ ગયો. બેલતલામાં કાંઈ પણ પત્તો મળી શકયો નહિ જ્યારે બેલતલાનો માર્ગ છોડીને દક્ષિણ દિશાના એક

રસ્તા તરફ વળ્યો ત્યારે દેવેન્દ્રના જોવામાં આવ્યું કે એક સુંદર ગાડી હજારાના રસ્તા તરફ જઇ રહી છે. દેવેન્દ્રવિજય તે ગાડીની પછવાડે ધીરેથી બેસી ગયો. તેણે એવો જ વેશ પણ પહેર્યો હતો કે પારકી ગાડીની પાછળ ચઢી બેસવામાં તે જરા પણ શરમાય નહિ.

ગાડી હજારાનો રસ્તો પાર કરીને પછી ધીરે ધીરે ચાલવા લાગી. જ્યારે દેવેન્દ્ર સમજી ગયો કે હવે ગાડી પોતાના ઇષ્ટ સ્થળ પર આવી લાગી છે, ત્યારે તે તુરત ઉતરી પડયો. ગાડી ધીરે ધીરે ચાલીને એક બગીચાની પાસે ઊભી રહી. તે ગાડીમાંથી એક સખ્સ ઉતરી પડયો જે કોઇ ગૃહસ્થના જેવો દેખાતો હતો. ગાડીમાંથી ઉતરતાં જ તે આમ તેમ નજર કરીને બગીચામાં ચાલ્યો ગયો. તેની ઉમ્મર લગભગ વીસ–બાવીસ વરસના જણાતી હતી.

---

## પ્રકરણ ૪૦ મું.

---

### મોદીની દુકાન.

**દેવેન્દ્રવિજય** આગળ ન જતાં પાસેની એક મોદીની દુકાન-પર જઇને બેઠો. મોદી તે વખતે નીચી મુંડી રાખીને રામાયણ વાંચી રહ્યો હતો.

" આગે ચલે બહુરિ રઘુરાઇ,
" ઋષિમુખ પર્વત ગયે નિયરાઇ;
" તહાં રહે સચિવ સહિત સુગ્રીવા,
" આવત દેખી અતુલબલ સિંહા. "

એમ કહીને દેવેન્દ્રવિજયને જોઇને મોદી અટકી ગયો અને પૂછ્યું: " શું જોઇએ છીએ મહારાજ ? "

દેવેન્દ્ર બોલ્યો: " ભાઇ ! એક પૈસાનું ચવાણું આપોને ? "

મોદી ઉઠયો અને એક કાગળમાં ચવાણું તોળી આપ્યું. દેવેન્દ્ર દુકાનના ઓટલાપર બેસીને ખાવા લાગ્યો અને દુકાનદાર મોદી આગળ રામાયણ વાંચવા લાગ્યો.

થોડી વારે દેવેન્દ્ર ખાઇ રહ્યા એટલે બોલ્યો: " મહારાજ ! તરસ લાગી છે તો પાણી મંગાવી આપોને ? "

મોદીએ બૂમ પાડીને કહ્યું: " અલ્યા રામા ! એક લોટો પાણી આપી જજે. "

માંહેથી એક સ્ત્રી બોલી: " રામો તો નિશાળે ગયો છે."

એટલે મોદી પોતે ઉઠયો અને પાણીનો લોટો ભરીને દેવેન્દ્રને આપ્યો. પાણી પીને દેવેન્દ્રે પૂછ્યુ: " મહારાજ ! બોસ બાબુનો બાગ કયાં છે ? ખબર છે ? "

મોદીએ ભવાં ચડાવીને કહ્યું: " બોસ બાબુનો બાગ અહીં કયાં આવ્યો ? "

સામેના બગીચા તરફ આંગળી કરીને દેવેન્દ્રે પૂછ્યુ: " આ બાગ કોનો છે ? "

" એ તો બાબુનો છે ! " મોદીએ ઉત્તર આપ્યો.

" માલિકનું નામ જાણો છો ? "

" માલિકના નામની તો ખબર નથી; કેમ કાંઇ કામ છે ? "

દેવેન્દ્રે જવાબ આપ્યો: " અરે ભાઇ ! હું માળી છું. ફળ–

ફુલનાં ઝાડ રોપવાનું અને બગીચા સુધારવાનું કામ કરૂં છું. એક બાબુએ મને અહીં આગળ મળવાનું કહ્યું હતું, તેને કાંઇ ફળ ફુલની કલમો જોઇતી હશે. તેણે પોતાનું જે ઠેકાણું બતાવ્યું તે ઉપરથી તે બાગ તો આ જ જણાય છે. તમે બાગના માલિકને કોઇ વાર જોયો છે ?"

મોદી બોલ્યોઃ "હા, જોયો તો છે, પણ નામ જાણતો નથી. જાતનો મુસલમાન છે, પણ કપડાં બંગાળીનાં પહેરે છે. ચહેરો પણ બહુ સુંદર છે. ભારે શોખીન માણસ છે. ઉમ્મરમાં હજી છોકરા જેવો છે, મૂછનો દોરો પણ ફૂટચો નથી."

"હાં, હાં. તે જ. બરાબર. તે અહીં જ રહે છે ?"

"ના. કોઇ કોઇ વાર આવે છે પણ જે દિવસે આવે છે, તે દિવસે ભારે મજાહ ઉડાવે છે. બે ત્રણ યહુદીન રંડીઓની પાસે નાચ-ગાયન કરાવે છે. બે ચાર મિત્રો પણ આવે છે. ગાન તાન ચાલે છે અને પાછાં સૌ રાત્રે ને રાત્રે જ વીખરાઇ જાય છે; વિલાયતી બ્રાંડીની મોટી મોટી બાટલીઓ ખાલી થાય તે મુળીયાની મા મારે ત્યાં વેચી જાય છે."

દેવેન્દ્રે પૂછ્યુંઃ "મુળીયાની મા કોણ છે ?"

"મુળીયાની મા આ બાગની એક કામગરી છે. ઘરની દેખરેખનો ભાર તેના ઉપર જ છે. તે તો અમારા દેશની રહેનારી છે."

"મુળીયો તેના છોકરાનું નામ છે કે ?"

"હા."

"છોકરો ક્યાં રહે છે ?"

" તેના દેશમાં."

" કયો દેશ ?"

" ગાજીપુર જમનીયામાં તેનું ઘર છે."

આ પત્તો મેળવીને ચવાણાનો પૈસો મોદીને આપીને દેવેન્દ્ર ત્યાંથી રવાના થઇ ગયો.

---

## પ્રકરણ ૪૧ મું.

---

### બંસીદાસ.

**બાગની** અંદર જતાં દેવેન્દ્રવિજયે ડાબી બાજુએ માટીનું ચણેલું એક કાચું મકાન જોયું. તેમાં મુળીયાની મા રસોઇ કરી રહી હતી. દેવેન્દ્રવિજય સીધો રસોડાના બારણા સુધી ચાલ્યો ગયો અને સામે ઊભો રહીને બોલ્યોઃ " કાં મુળીયાની મા ! શું કરો છો ?"

મુળીયાની મા ચમકીને દેવેન્દ્રની સામે જોઇ રહી, અને અચકાઇને બોલીઃ " કોણ છો ? શું છે ?"

" મને ઓળખતી નથી ? હું બંસીદાસ છું."

મુળીયાની મા બોલીઃ " બંસીદાસ ? હશે કોઇ બંસી !"

" ઓળખતી નથી ?"

" કેવી રીતે ઓળખું ? મને તેવું કાંઇ નામ યાદ નથી. શી ખબર પડે ?"

દેવેન્દ્ર મ્હોં ઓશીયાળું કરીને બોલ્યોઃ " ખરી વાત છે. યાદ

૧૩

ક્યાંથી આવે ? દેશ છોડીને આવી અને અહીં ચાર પૈસા કમાઇ એટલે આંખો ઉલટાઇ જ જાય ને ? પછી પોતાના ગામનાં માણુસોની ઓળખાણુ ક્યાંથી રહે ? "

મુળીયાની મા ગુસ્સે થઇને બોલી: " વારૂ, વારૂ, ચાલ્યા જાઓ, ભલે અમારી આંખો ઉલટાઇ ગઇ, હું તો કોઇ બાંસી–ફંસીને ઓળખતી નથી. "

" ભારે વિચિત્ર વાત કરે છે હો ? મુળીયાની મા, અહીં આવીને તો તું સહુને ભૂલી જ ગઇ ! હું જાણું છું કે ગાઝીપુરના કોઇ પણુ માણુસની તને યાદદાસ્ત નહિ હોય ! હવે તો શહેરુ બની ગઈ એટલે ગામડું ક્યાંથી યાદ આવે ? વારૂ, પણુ મુળીયાને તો ભૂલી ગઇ નથી ને ? "

" વાહ રે ! પોતાના છોકરાને કોઇ ભૂલી જાય ખરું ? મારો મુળીયો ખુશી મજાહમાં છે ! "

" શી ખબર ભાઈ ? તારો સ્વભાવ ભુલકણો છે એટલે કદાચ સગા છોકરાને પણુ ભૂલી જાય. ભૂલી જવું તે કાંઇ અચરજની વાત નથી. વારૂ, તું ત્યાંના પેલાને જાણે છે કે ? પેલા નહિ—"

" કોણુ, ગોવિન્દપ્રસાદ પંડિત ? "

" હા, હા, ગોવિન્દ મામા. "

" ઠી–ક ઠી–ક. ગોવિન્દપ્રસાદને કોણ ન ઓળખે ? બેસો બેસો, તમે ગોવિન્દના ભાણેજ થતા હશો. "

" હા, તે મારા મામા થાય છે. ભલા મુળીયાની મા ! આ

બાગ કોનો છે ? ભારે સુંદર બાગ છે. કેવાં સુંદર ફુલો ખીલ્યાં છે ? અહીં સુધી ગંધ આવે છે. મુળીયાની મા ! આ વચમાં કોઠો છે તેમાં શું થાય છે ?"

"તેમાં બાબુ લોક નાચ કરાવે છે."

"ઘર તો રાજાના જેવું જણાય છે. મુળીયાની મા, હું જરા જોઇ આવું ?"

એમ કહીને દેવેન્દ્રવિજય તે કોઠા તરફ ચાલ્યો. દરવાજો તદ્દન ઉઘાડો હતો, એટલે તે એકદમ અંદર ચાલ્યો ગયો. નીચેના સઘળા ઓરડામાં ફરી ફરીને જોયું તો માંહે કોઇ પણ ન હતું. પછી તે ઉપર ગયો તો ત્યાં સઘળા ઓરડાને તાળાં વાસેલાં હતાં. માત્ર દક્ષિણ દિશાનો એક ઓરડો ખુલ્લો હતો. દેવેન્દ્રે તે ઓરડાનાં દ્વારને ધક્કો દીધો એટલે બારણાં ઝટ ઉઘડી ગયાં. તેમાં માત્ર એક માણસ બેઠો હતો. દેવેન્દ્રે તેને ઝટ ઓળખી લીધો. તે પેલી ગાડીમાંથી ઉતરેલો નવ યુવાન પોતે જ હતો. તે નવ યુવાન બીજો કોઇ નહિ પણ પુરૂષ-વેશધારિણી જુમેલિયા જ હતી.

---

## પ્રકરણ ૪૨ મું.

---

### આત્મઘાત.

પુરૂષ વેશધારિણી જુમેલિયા એક પલંગ પર બેઠી બેઠી પંખો હલાવી રહી હતી, એટલામાં દેવેન્દ્રને જોતાં જ તે ચમકીને ઊભી થઇ ગઇ; અને પોલકાના ગજવામાંની કાંઇક વસ્તુ કાઢીને તેણે તે વસ્તુને

પોતાના મ્હોંમાં નાંખી દીધી. દેવેન્દ્રવિજયે કહ્યું: " કેમ જ્યુમેલિયા ! છો તો ખુશીમાં ? ભગવાનની કૃપાથી મારી અને તારી જલ્દીથી મુલાકાત થઇ ગઇ ! "

જ્યુમેલિયાએ મ્હોંમાં નાંખેલી વસ્તુ એક જડી હતી. તે જડીને દાંતવડે દબાવવા લાગી. દેવેન્દ્રે ફરીથી પૂછયું: " કેમ જ્યુમેલિયા ! તારા મ્હોંમાં તે શું છે ? "

તે બોલી: " તે ઝેર છે. જો તું એક પગલું પણ આગળ વધીશ, તો એ ઝેરી જડી તુરત જ્યુમેલિયાના પેટમાં ચાલી જશે—હું આત્મઘાત કરીશ. "

દેવેન્દ્ર સ્મિત કરીને બોલ્યો: " તો તેથી મારૂં શું જવાનું છે ? હું તારી સાથે કાંઇ સલાહ કરવાને થોડો જ આવ્યો છું ? તું મરી જા કે જીવે, પણ તને માત્ર પકડવાનો જ મારો હેતુ છે. "

" તો મને તમે મરી ગએલી જ મેળવી શકશો. "

" ભલે. " દેવેન્દ્રે કહ્યું.

એમ કહીને દેવેન્દ્રવિજયે પોતાના ગજવામાંથી હાથકડી કાઢી અને એક ડગલું તે આગળ વધ્યો. એટલામાં જ્યુમેલિયા તે ઝેરી જડીનો અર્ધ ભાગ પીગાળીને ગળી ગઇ. તુરત જ તે ભૂમિપર પડી ગઇ. કંઠ બંધ થઈ ગયો અને શ્વાસ પણ મંદ પડી ગયો.

થોડા વખત પછી જ્યુમેલિયાએ આંખ ઉઘાડી અને આસપાસ જોયું તથા સત્વર સચેત થઇને તે ઉઠીને ઊભી થઇ. પુનઃ તે જ પ્રકારનું હાસ્ય તેના મ્હોં ઉપર દેખાવા લાગ્યું. દેવેન્દ્રે પૂછયું: " કેમ જ્યુમેલિયા ! ઝેરી જડીનું તો કાંઇ પરિણામ આવ્યું નહિં ! "

" હજી હવે આવશે. " તે બોલી.

" ક્યારે ? "

" પાંચ મિનિટમાં જ દેવેન્દ્ર ! તારા જેવા માણુસને હાથે મરવું તે જુમેલિયાને મોટું કલંક છે. જેવી રીતે જુમેલિયા બીજાઓને મારવાની શક્તિ ધરાવે છે, તેવી રીતે તે પોતે પણુ મરવાની શક્તિ ધરાવે છે. પહેલી વાતની સાબીતી તે દિવસે તેં મેળવી અને બીજી વાતની સાબીતી તને આજે મળશે. "

" વારૂ. હવે કહે, મરવા પહેલાં તારે કાંઈ કહેવું છે ? "

" હા, કહેવું તો છે. હું ફુલસાહેબની વિવાહિતા સ્ત્રી છું. ફુલસાહેબ મુસલમાન હતા. તેથી હું પણુ મુસલમાની બની છું અને મને બાળીશ નહિ પણુ કબરમાં નાંખજે. "

" વારૂ, તેમ જ કરીશ. જુમેલિયા ! પણુ તારો જન્મ ક્યાં છે ? "

" કામરૂ દેશની ઉત્તરમાં તથા પૂર્વમાં જે કાચિમ રાજ્ય છે, તે રાજ્યમાં મારો જન્મ છે. અમે લોકો જાતિના મિસમી છીએ. મિસમી જાતિની સ્ત્રીઓના જેવી સુન્દર સ્ત્રીઓ સંસારમાં બીજે ક્યાંય થતી નથી. "

" હા, તે તો મેં પણુ સાંભળ્યું છે. અત્યારે તારી ઉમ્મર કેટલી હશે ? "

" જેટલી તારી હશે તેટલી. "

" મને તો છત્રીસ વર્ષ થયાં છે. "

" તો મને પણ તેટલાં જ થયાં છે ! શું કાંઇ આશ્ચર્યની વાત છે ? "

દેવેન્દ્ર આશ્ચર્ય પામતો બોલ્યોઃ " જુમેલિયા ! તારી ઉમ્મર છત્રીસ વર્ષની હોય તે તો નહિ માનવા જેવી વાત છે. તને જોનાર તને વીસ વરસની નવયૌવના જ લેખે. તું તો બિલકુલ યુવતી જ છે–છત્રીસ વરસની પ્રૌઢા નથી. "

" દેવેન્દ્ર ! તમારા દેશની પેઠે અમારામાં સ્ત્રી વીસ–પચ્ચીસ વર્ષની ઉમ્મરમાં વૃદ્ધા થઇ જતી નથી. યૌવનને કેવી રીતે બાંધી રાખવું તે અમારા દેશની સ્ત્રીઓ સારી પેઠે સમજે છે. કઇ તદબીરથી યૌવન સ્ત્રીઓની સામે હાથ જોડીને ઊભું રહે, તે વાત અમારા દેશની સ્ત્રીઓ સારી પેઠે જાણે છે. તમારા ગુરૂ કે જેની પાસેથી તમે જાસૂસી શિખ્યા છો, તે અરિન્દમ જ્યારે ફુલ્લસાહેબની શોધ કરતો હતો તેને આજ સાત વરસ વીતી ગયાં છે; તે વખતે તેણે મને જેવી જોઇ હતી તેવી જ અત્યારે પણ જો તે જીવતો હોય તો જુએ. આ સાત વર્ષ મારા શરીરથી દૂર ને દૂર કેવી રીતે વહી ગયાં છે, તે તે સારી પેઠે જાણતો હતો. આજ તમે મને જેવી જુઓ છો, તેવી જ દસ–બાર વર્ષ પછી જુઓ તોપણ જોઈ શકો. મારૂં આ સુન્દર મુખ, ચંચળ આંખો, મીઠો કંઠસ્વર, ભયંકર હાસ્ય અને શરીરનો આ સુવર્ણ રંગ, તે સઘળું તે વખતે પણ આજના જેવું જ જોવામાં આવે. "

" તેં આ સઘળી જડી–બુટીઓ અને દવાઓ ક્યાંથી મેળવી હતી ? "

" કેટલીક હું પહેલેથી જ જાણતી હતી અને કેટલીક ફુલ્લસાહેબ પાસેથી હું શીખી હતી. "

"તું તારો દેશ છોડીને અહિં શામાટે આવી ?"

"સાંભળો દેવેન્દ્રવિજય ! હું અહીં કાંઇ પણ હેતુ લક્ષમાં રાખીને આવી ન હતી; કેવળ પ્રેમને વશ થઇને જ મારે આવવું પડયું હતું. જ્યારે હું સોળ વરસની ચઢતી જવાનીમાં હતી, ત્યારે ફુલસાહેબ અમારા દેશમાં આવ્યા હતા. અરબસ્તાનમાંથી તે ત્યાં દવાઓ અને જડી બુટીઓને માટે જ આવ્યા હતા. તેઓ કેટલીક દવાઓ શિખ્યા હતા અને અમારા દેશમાં પણ તેઓ કેટલીક દવાઓ અને યન્ત્ર મન્ત્ર શિખ્યા. પહેલાં ફુલસાહેબ ડાકટર નહિ પણ ફકીર હતા. અમારા દેશમાંથી અહીં પાછા ફર્યા એટલે તેમણે ડાક્ટરનું પદ ધારણ કર્યું. જે જે રોગીઓની છ છ માસ દવા કરીને ડાક્ટરો થાકી ગયા હતા, તે તે રોગીઓને ફુલસાહેબે ત્રણ ત્રણ દિવસમાં આરામ કર્યો. જે વખતે ફુલસાહેબ અમારા દેશમાં આવ્યા હતા અને હું પૂરી યુવાન્ હતી, તે વખતે દેવેન્દ્ર ! જો તમે મને જુઓ તો તમે કદી મારી આંખોની સામે નૃત્ય કર્યા સિવાય રહો નહિ. તે વખતે તમે મારી સાથે કદાપિ વૈર રાખો નહિ પરન્તુ મારે પગે જ પડો અને કહો કે—

**स्मरगरलखण्डनः । मम शिरसि मण्डनम् ॥**
**देहि पदपल्लवमुदारः ॥**

ફુલસાહેબ તે વખતે મારી ચક્ષુઓમાં અને પછી હૃદયમાં વસ્યા હતા. જે કોઇ અમારા દેશમાં જાય છે, તે ગમે તેવો બહાદુર અને ચાલાક હોય, તોપણ તે અમારા ફન્દમાં ફસાઇને પાછો ફરી શકતો નથી, પરન્તુ બહાદૂર ફુલસાહેબ તો પોતે તાબે થવાને

એટલે મને તાબે કરીને પોતાના દેશમાં લાવ્યા. મારૂં મારા દેશનું નામ પનમનિયા હતું, પરન્તુ જ્યારથી હું ફુલસાહેબને પરણી ત્યારથી હું ફુલબીબી અને જુમેલિયાના નામથી ઓળખાઉં છું. આ સઘળો મારો ઇતિહાસ છે.”

દેવેન્દ્રે પૂછ્યુંઃ “ફુલસાહેબનું મરણ થતાં તેં પુનર્વિવાહ કર્યો છે?”

“વિવાહ તો કર્યો નથી પરન્તુ કેટલાક લોક ફુલસાહેબની પછી મારી દયાનું સુફળ પામ્યા છે ખરા, અને કેટલાક ટળવળી પણ રહ્યા છે. ઘણાએ આ રૂપની જ્વાળામાં પતંગની પેઠે પડીને બળી મુઆ છે. જેમાંના ગોવિન્દપ્રસાદ, તુલસીદાસ અને નવીનચંદ્રને તમે ઓળખો છો, બીજાઓ પણ ઘણા મરેલા છે અને ઘણા મરી રહ્યા છે.”

દેવેન્દ્ર બોલ્યોઃ “વારૂ જુમેલિયા! તું મરે ત્યાર પહેલાં મારે તને કાંઇક કહેવું છે. તારે હવે કાંઇ કહેવું છે?”

“હા, હું તો હમણાં મરણ પામીશ.”

“તે તો તું ક્યારની એ કહી ચૂકી છું.”

“જીંદગીસુધી હું તમારો દ્વેષ કરતી આવી છું.”

“હા, તો શું થઇ ગયું?”

“અને મૂઆ પછી પાછુ હું તમારો પીછો જ લેવાની.”

“જુમેલિયા! ભૂતપર વિશ્વાસ કરવો તે તો મેં જ તને શિખવ્યું છે.”

“તમે? કેવી રીતે?”

" હું નવીનચંદ્રનો ભૂત છું."

" તમે જ ? "

" હા, હું જ. "

" ત્યારે શું મેં જોયું હતું તે નવીનચંદ્રનું જ પ્રેત નહિ ? "

" ના. તેં મને જ નવીનના પ્રેતના રૂપમાં જોયો હતો. "

" પણ મારી પિસ્તોલના બહાર શાથી ખાલી ગયા હતા ? "

જુમેલિયાનો આ પ્રશ્ન સાંભળીને દેવેન્દ્રે પોતાનાં કરતૂતોનો સઘળો ખુલાસો કહી સંભળાવ્યો. તે સંભાળતાં જ જુમેલિયા આશ્ચર્યમાં તણાતી બોલીઃ " ત્યારે તો દેવેન્દ્ર ! તમે મારા ઉપર મોટો ઉપકાર કર્યો છે."

" ઉપકાર કેવી રીતે ? " દેવેન્દ્રે પૂછ્યું.

" હું ખરેખર નવીનનું જ ભૂત તમને સમજતી હતી."

" તને મેં ઠગી હતી."

" હું ઠગાઇ, પણ જોજો હોં તમે ન ઠગાતા ! મૂઆ પછી જરૂર હું તમારી પાછળ પડવાની."

" બહુ સારૂં. થાય તેમ કરી લેજે."

" અને જો હું જીવતી રહીશ, તો તમને ચિતાપર સુવાડયા સિવાય રહેવાની નહિ."

" બહુ સારૂં, તો સઘળો મામલો ફરીથી ચાલશે."

" ફરીથી ? ફરીથી તો એટલું જ કે મેં મારા પત્રમાં જે સઘળું લખ્યું હતું તે અક્ષરશઃ હું પૂરૂં કરવાની. યાદ રાખજો કે મારૂં નામ જુમેલિયા છે."

" કાંઇ હરકત નહિ. હું પણ તારા પ્રેતાત્માની સામે થવાને સદા તૈયાર જ રહીશ."

" બહુ સારૂં, અને તે પ્રેતાત્મા જલ્દી તમારી મુલાકાત લેશે."

ઘડીયાળ જોઇને દેવેન્દ્રે કહ્યું: " કેમ જ્યુમેલિયા ! પાંચમાં ચાર મિનિટ તો ચાલી ગઇ. હું તારૂં વિચિત્ર મરણ જોવાને જ ઉભો છું."

" હજી એક મિનિટ છે એટલે એક મિનિટ પછી જ મરીશ, પણ મેં કહ્યું છે તે યાદ રાખજો હોં ! "

" હા, બરાબર યાદ રાખીશ."

જોતજોતાંમાં જ્યુમેલિયાનું મ્હોં એકાએક રક્તવર્ણીય થઇ ગયું. થોડી વાર પછી તે પીળું પડી ગયું અને આંખો બંધ થઇ ગઇ. એ ત્રણ સેકન્ડ પછી જ્યુમેલિયાએ આંખો ઉઘાડીને દેવેન્દ્રની તરફ નજર કરી અને ખડખડ હસી પડી. હસતી હસતી તે ભૂમિપર પડી ગઇ. તેનું શરીર બરફના જેવું શીતળ અને પત્થરના જેવું કઠણ થઇ ગયું, શ્વાસ બંધ થઇ ગયો અને આંખો મુડદાની પેઠે ખુલ્લી રહી ગઇ. ભયંકર પિશાચિનીનું મોત થયું.

ફુલસાહેબની વાત દેવેન્દ્રને યાદ હતી; તે કારણથી જ્યુમેલિયાના આ મૃત્યુ ઉપર તેને વિશ્વાસ બેઠો નહિ. તેને કબ્રમાં દાટવામાં આવી ત્યાંસુધી તે મુડદાની પાસે જ રહ્યો. જ્યારે તેની માટીને પૂરી દેવામાં આવી ત્યારે તે નિશ્ચિન્ત થયો.

" ૧૭ ક " વાળા બંડલમાંથી મનોરમાની સ્થાવર જંગમ સમ્પત્તિના વિષયમાં અનેક પ્રમાણપત્રો મળી આવ્યાં. તેમાં કેટલીક ગુપ્ત ઘટનાઓ પણ દર્શાવવામાં આવી હતી.

કુમુદિનીએ પહેલાં મનોરમાપર ચક્ર ચલાવ્યું હતું અને પછી દૈવયોગે તેને જુમેલિયા આવીને મળી. બન્નેએ મળી ચક્રવ્યૂહ રચ્યો. કુમુદિની કરતાં જુમેલિયા અધિક ચાલાક અને બુદ્ધિમતી હતી. તેણે પોતાનો મતલબ સાધવાને માટે કુમુદિનીના મરણની વાત ઉરાડી અને પછી સમય મળતાં તેણે તેને મારી નાંખી. આ બનાવથી વાચકો માહિતગાર છે.

દેવેન્દ્રે મનોરમાની મિલકત પાછી તેને સોંપી દીધી. મનોરમાએ તુરત જ આનંદ કુટીરને વેચી નાંખ્યું કારણકે આનંદ કુટીરનું નામ સાંભળતાં જ તે થર થર કમ્પી ઉઠતી હતી.



# દ્વિતીય વિભાગ.

## પ્રકરણ ૧ લું.

### નવી ખબર.

"ઇનસ્પેક્ટર સાહેબ અત્યારે થાણામાં છે કે?" એ પ્રમાણે દેવેન્દ્ર બાબુએ થાણાની સામે ઊભેલા પહેરાવાળાને પૂછ્યું. પહેરાવાળો એમ સાંભળીને ચમક્યો અને દેવેન્દ્રને જોઇને આદરથી બોલ્યોઃ "અહો! આપ છો કે? શું કાંઇ છે કે વળી?"

દેવેન્દ્ર તે પ્રશ્નનો જવાબ ન આપતાં બોલ્યોઃ "રામકૃષ્ણ બાબુ ક્યાં છે?"

"હા, બહારના ઓરડામાં બેઠા છે." પહેરાવાળાએ કહ્યું.

દેવેન્દ્રવિજય ઉતાવળે પગલે તે ઓરડામાં ગયો. ત્યાં રામકૃષ્ણ બાબુ બેઠા હતા. રામબાબુએ દેવેન્દ્રવિજયને આદરથી ખુરશીપર બેસવા કહીને પૂછ્યું: "કહો, સાહેબ! મારી શું જરૂરત છે?"

દેવેન્દ્રે કહ્યું: "કાંઇ જરૂરત સિવાય તો નહિ જ આવ્યો હોઉં? એક વિચિત્ર મામલો આવી પડ્યો છે અને તે વાત સાંભળીને તમે પણ આશ્ચર્યચકિત થયા સિવાય રહેશો નહિ."

રામકૃષ્ણ બાબુએ કહ્યું: "હશે, કહો તો ખરા શું મામલો છે?"

"કાંઇ જેવો તેવો મામલો નથી, કાંઇક જાદુઇ વિદ્યાનો જ

પ્રકાશ જોવામાં આવે છે. જેમ પટારામાંથી ઉડી જાય, તેવી જ રીતે હાલમાં તે કબ્રમાંથી નીકળીને ભાગી છે."

" કોણ ? "

" જુલસાહેબની વાત યાદ છે કે ભૂલી ગયા ? "

" તેને તે કેમ ભૂલી જવાય ? જીંદગીસુધી હું તેને ભૂલીશ નહિ. "

" અને જ્યુમેલિયા ? જે આજસુધી મનોરમા બનીને મોજ ઉડાવતી હતી અને હજારાના બાગમાં મેં જ્યારે તેને પકડી ત્યારે જડી-બુટ્ટી ખાઇને આત્મઘાત કરી ચૂકી હતી, તે યાદ છે કે ? "

" હા, હા, તે પિશાચિનીને પણ હું ભૂલીશ નહિ. "

" તેના મરણનો અહેવાલ પણ જાણો છો ને ? "

" હા, સારી પેઠે જાણું છું."

" જ્યારે તેની લાશને કબ્રમાં દફનાવવામાં આવી હતી, ત્યારે હું, તમે અને સૌ કોઇ ત્યાં હાજર હતા. જ્યાંસુધી તેના મુડદાને કબ્રમાં મૂકવામાં આવ્યું ન હતું અને તેના ઉપર માટી ભરી દેવામાં આવી ન હતી, ત્યાંસુધી તે મુડદાની પણ એવી ચોકસાઇ કરવા માટે તમે મારી મશ્કરી કરતા હતા, તે યાદ છે કે ? "

" હા, તે તમારી ચોક્કસાઇ હસવા જેવી જ હતી. શું મુડદું ક્યાંય નાસી જવાનું હતું કે તમે તેના ઉપર દેખરેખ રાખી રહ્યા હતા ? "

" હા, સાહેબ ! હા, જે વાત હસવા જેવી હતી તે જ સાચી ઠરી છે. તે જ્યુમેલિયાનું મુડદું કબ્રમાંથી ઉઠીને નાઠું છે. અફસોસની

વાત છે કે મેં એક માસ સુધી તેની કબ્ર ઉપર પહેરો રખાવ્યો નહિ." દેવેન્દ્રવિજયે કહ્યું.

રામબાબુએ આશ્ચર્ય પામીને કહ્યું: "હેં ! એ શું કહો છો ? તેને દફનાવ્યા પછી તેની કબ્રપર પણ તમે પહેરો રખાવ્યો હતો કે શું ?"

"એક બે દિવસ નહિ પણ સાત દિવસ સુધી પહેરો રખાવ્યો હતો."

"વાહરે વાહ ! મુડદાપર પહેરો રાખવો તે શા કામનો ? વળી તમે કહો છો કે એકાદ માસ સુધી પહેરો રખાવ્યો હોત તો ઠીક હતું. તો શું તમારી અક્કલ બરાબર ઠેકાણે નથી ? જે ભોંયમાં પાંચ હાથ દાટેલું છે તે મુડદા ઉપર પહેરો રાખવો તે શું કામનું ? "

"તમારૂં કહેવું ખરૂં છે. એવી દશામાં સઘળા માણસો જીવતા રહેતા નથી. પણ તમે અરબસ્તાનના ફકીરોની વાત સાંભળી છે કે જેઓ અઠવાડીયા અને મહિનાસુધી કબ્રમાં રહીને પુનઃ જીવતા ઉઠતા હતા ? સાધુ હરિદાસની સમાધિની વાત જાણો છો ? તે પણ તેવી જ રીતે મહિનાના મહિના સુધી સમાધિમાં રહીને ભોંયમાં દટાયા છતાં જીવી શકતો હતો."

"તેઓ કેવી રીતે જીવતા રહી શકતા હશે ? " રામબાબુએ સવાલ કર્યો.

દેવેન્દ્રવિજય કહેવા લાગ્યો: "અરબસ્તાનના ફકીરો કોઇ જડી–બુટીથી પોતાને એવા બેહોશ બનાવી દેતા હતા કે મોટા મોટા ડાકટરો પણ તેમને મુડદાં જ કહે, અને જીવવાનાં કાંઇ પણ

ચિન્હો જણાય નહિ. પછી તેમને સૌના દેખતાં કબ્રમાં દફનાવવાંમાં આવતા. તે ફકીરો પોતાના એવા ચેલા રાખતા હતા કે જે હંમેશાં તેમની કબ્રો જોઇ જાય; પછી નક્કી કરેલા દિવસો પછી તેમને કબ્રમાંથી કાઢવામાં આવતા અને તેમને હવા લાગતાં જ તેઓ પહેલાંની માફક જીવતા હતા."

રામબાબુએ કંટાળીને કહ્યું: " હા, એ વાત ખરી, પણ તે માનનારા ઉઘાડા ગધેડા છે. "

દેવેન્દ્રે ગાંભીર્ય રાખીને કહ્યું: " ભલે, તો હું પણ ગધેડો, કારણકે તે બનેલું મેં મારી આંખે જોયું છે."

" તમે આ શું કહો છો ?"

" હા, ખરૂં કહું છું. સાંભળો, ડાક્ટર ફુલસાહેબ ઘણા દિવસ અરબસ્તાનમાં રહીને પછી કામરૂ દેશમાં ગયા હતા તે તમે જાણો છો, તેની શિષ્યા–શિષ્યા નહિ પણ તેની બીબી જુમેલિયા મરી ગઇ તે તમે જાણો છો."

" હા, પણ તેનું શું છે તે કહો."

" વસ્તુતઃ તે રાંડ મરી ગઇ નહતી. "

" હેં ! " રામબાબુ આશ્ચર્યથી દેવેન્દ્રની સામે તાકી રહ્યા.

" તમે તેને થોડા વખતમાં જ જીવતી દેખશો. જો ઇચ્છા હોય તો તેની કબ્ર ખોદીને જોઇ આવો."

" દફનાવ્યાને કેટલા દિવસ થયા ?"

" ઓગણચાળીસ."

" ના, ચાર એટલા દિવસના મુડદાને હવે કબ્રમાંથી કાઢવું વાજબી નહિ."

" પણ તમને મુડદું મળશે જ નહિ! તે રાંડ તેમાંથી જીવતી થઇને નાસી ગઇ છે, અને વળી પોતાનો હત્યારો પ્રભાવ દર્શાવવાને કોઈ બિચારા મુસાફરને મારી નાંખીને પોતાની કબ્ર પાસે નાંખતી ગઇ છે ! શ્રીશ્ચંદ્ર નામનો એક છોકરો મારે ત્યાં કામ શીખે છે, '૧૭ ક' વાળા બંડલના કાગળોના સંબંધમાં તેણે મને ઘણી મદદ કરી છે. એક વાર તે જ્યાં જુમેલિયાને દફનાવી હતી, ત્યાં ટહેલતો હતો. તેણે જુમેલિયાની કબ્રપરથી માટી ખોદાયલી જોઇ અને પેલું મુસાફરનું મુડદું કોહાતું જોયું, તેથી તેને સંદેહ પડયો. નજીકમાં ગયો તો ત્યાં એક કાગળનો ટુકડો પડેલો હતો. તેનાપર જુમેલિયાનું નામ લખેલું જોઇને તેનો સંદેહ વધી પડયો. બીજા પણ કેટલાક ટુકડા ત્યાં પડયા હતા, તે સઘળા લાવીને તેણે એકઠા કર્યા અને તેને બરાબર ગોઠવીને એક કાગળપર ચોડી દીધા. કાલ રાત્રે તેણે તે કાગળ મને આપ્યો. તેવી ચીઠી મેં કદાપિ જોઇ ન હતી."

" શું લખ્યું છે તે તો કહો. " રામબાબુએ પૂછયું.

" મારી પાસે જ છે, વાંચો. તેમાંથી એક ટુકડો હાથ લાગ્યો નથી." એમ કહીને તે ચોડીને તૈયાર કરેલો પત્ર દેવેન્દ્રવિજયે રામકૃષ્ણ બાબુના હાથમાં મૂકયો. તે પત્ર નીચે મુજબ વંચાતો હતોઃ—

"———શ્રઇ નહિ. હવે રાહ જોવાનો વખત નથી. શું કરૂં ? દુર્ભાગ્યે તમારી મુલાકાત થઇ નહિ. હું કાંઇ જરૂરી કામને લીધે બાલીગંજની તરફ જઉં છું. ત્યાં જો પકડાઇ તો આત્મઘાત કરીશ.

તમને ખબર છે કે મરણુ પામ્યા બાદ કબ્રમાં ત્રીસ દિવસ સુધી તો હું જીવતી રહું છું. તે દરમ્યાન જ તમે મને બહાર કાઢવાની કોશેશ કરજો. ત્રીસ દિવસ પછી તમે મને બહાર કાઢવાની મહેનત કરશો નહિ, કારણકે તે મહેનત નિષ્ફળ જશે.

" કબ્રમાંથી બહાર કાઢ્યા પછી જો મારા દાંત ન ઉઘડે તો જોર કરીને પણુ ઉઘાડજો અને પછી તે શીશીમાંથી આઠ ટીપાં દવા મારા મ્હોંમાં નાંખજો. ખબરદાર ! આઠથી એક ટીપું પણુ વધારે–ઓછું થાય નહિ !

" ત્યારપછી કાંઈ પણુ કરવું પડશે નહિ. અર્ધા કલાકમાં હું ઉઠીને ઊભી થઇશ અને તમારી સાથે વાત કરવા લાગીશ. તમે કહી ચૂક્યા છો કે મને તમે જીવ કરતાં પણુ વધારે ચાહો છો—એટલે સુધી કે જો હું તમારી સ્ત્રી થઉં તો આ જન્મમાં કરેલાં સઘળાં પાપ ભૂલી જવાય.

" તમે મને બચાવો, મારી રક્ષા કરો, હું તમારી જ થઇશ. ત્રીસ દિવસની વાત બરાબર યાદ રાખજો. જો એક દિવસ ભૂલશો તો સઘળું કામ માર્યું જશે. તમે જીવિતદાન દો, હું તમારી હમેશને માટે દાસી બનીને રહીશ.

" તમારી પ્રેમ ભિખારણુ

" જુમેલિયા. "

# પ્રકરણ ૨ જું.

---

## કબ્રસ્તાનમાં.

**થાણાના** ઇન્સ્પેક્ટર રામકૃષ્ણ બાબુએ ચમકીને કહ્યુઃ "શું, ત્યારે જુમેલિયા ખરેખર કબ્રમાંથી બેઠી થઇ છે? શું એમ કદાપિ થઇ શકે ખરૂં ?"

"થઇ શકે શું પણ થઇ ચૂકયું જ કહોની ?" દેવેન્દ્રે કહ્યું.

"પણ જુમેલિયાએ આ ચિઠ્ઠી કોના ઉપર લખી હશે, તે આ ઉપરથી સમજી શકાતું નથી."

"હશે, પણ હવે આપણે એક વાર કબ્રસ્તાનમાં જઇને તેની કબ્ર ખોદીને જોઇએ. ત્યાં શું શું મળી આવે છે તે ઉપરથી આપણે આગળ વિચાર ચલાવી શકીશું."

"હા ચાલો, હું તો તૈયાર જ છું. રસ્તામાં બંગલાપરથી સુપરિન્ટેન્ડન્ટ સાહેબને પણ લેતા જઈશું, અને સૌ એકી સાથે જ કબ્રસ્તાનમાં પહોંચીશું." રામકૃષ્ણ બાબુએ કહ્યું.

રામકૃષ્ણ બાબુ અને દેવેન્દ્ર બાબુ સાથે એક ગાડીમાં નીકળ્યા. રસ્તામાં શચીન્દ્ર અને એક પોલિસ ઇન્સ્પેકટર ગંગાધર એ બે જણા વાતો કરતા આવતા હતા, તેમને પણ સાથે લીધા. માર્ગમાંથી સુપરિન્ટેન્ડન્ટને પણ સાથે લઇને ગાડી કબ્રસ્તાનમાં પહોંચી.

જ્યાં જુમેલિયાને દફનાવવામાં આવી હતી ત્યાં તેઓ સઘળા ગયા. ત્યા કોદાળી પાવડા સાથે બે માણસોને અગાઉથી તૈયાર રાખ-

વામાં આવેલા હતા. તેઓ સુપરિન્ટેન્ડન્ટની આજ્ઞાથી કબ્ર ખોદવા લાગ્યા. સુપરિન્ટેન્ડન્ટ રામકૃષ્ણ બાબુ વગેરે સૌ કોઇ જ્યુમેલિયાની કબ્ર પાસે ખુલ્લી પડેલી એક લાશ તપાસવા લાગ્યા. તે લાશ કોઇ જબરદસ્ત પહેલવાન સરખા દેખાતા પુરૂષની હતી પણ તેના ચહેરા ઉપરથી તેને કોઇ પણ ઓળખી શક્યું નહિ. તેણે પહેરેલાં કપડાંનાં ગજવાં વગેરે તપાસ્યું પરન્તુ તેમાંથી કાંઇ પણ માહિતી મળે તેવું સાધન હાથ લાગી શક્યું નહિ.

તે લાશને તપાસવામાં નિષ્ફળ નીવડીને સૌ કોઇ હવે જ્યુમેલિયાની ખોદાતી કબ્રની ભણી દૃષ્ટિ કરી રહ્યા. જ્યારે કબ્ર ખોદાઇ રહી અને પેટી બહાર કાઢવામાં આવી ત્યારે તેના વજન ઉપરથી એમ જણાયું કે તેમાં જ્યુમેલિયાનું મુડદું અવશ્ય હોવું જોઇએ. રામકૃષ્ણ બાબુ દેવેન્દ્રની મશ્કરી કરવા લાગી ગયા અને કહ્યું:

"કહો, સાહેબ! કબ્ર ખાલી હતી અને કેમ થયું?" આ સાંભળીને દેવેન્દ્રનું મુખ પણ કિંચિત્ પડી ગયા સરખું દેખાયું, પરન્તુ જ્યાં તેનું ઢાંકણું ખોલવામાં આવ્યું, ત્યાં સૌ કોઇ દિગ્મૂઢ જ થઇ ગયા! પેટીમાંથી મુડદું તો નીકળ્યું, પણ તે જ્યુમેલિયાનું ન હતું પરન્તુ કોઇ નવયુવાન પુરૂષનું હતું. આ જોઇને દેવેન્દ્રના મુખ ઉપર લાલી સ્ફુરી આવી, કારણકે. તેનું કથન અત્યારે સત્ય નીવડયું હતું. પિશાચિની જ્યુમેલિયાને બદલે સુંદર મુખવાળા એક નવયુવાનનું મુડદું કબ્રમાં જોઇને સૌ બોલી ઉઠયા: "ઓહો! આ શું આશ્ચર્ય?"

થોડી વારે રામકૃષ્ણ બાબુએ કહ્યું: "દેવેન્દ્ર બાબુ! તમે સમજો છો કે આમાં શું રહસ્ય છે? જ્યુમેલિયાને બદલે તો આપણે બે મુડદાં મેળવી શકયા છીએ, એક કબ્રની અંદર અને એક કબ્રની બહાર."

" હા, હું તો કાંઇક સમજી શકું છું." દેવેન્દ્રે કહ્યું.

"ત્યારે જણાવો તો ખરા, મને તો આ સઘળું સ્વપ્ન જેવું જ જણાય છે."

દેવેન્દ્ર બાબુએ કબ્ર માંહેના મુડદા તરફ આંગળી કરીને કહ્યું: " જુમેલિયાએ આ પુરૂષને તે ચિઠ્ઠી લખી હોવી જોઇએ, કે જે ચિઠ્ઠી આપણે મેળવીને વાંચી શકયા છીએ. એમ માલૂમ પડે છે કે આ નવયુવાન પુરૂષે જ જુમેલિયાને કફનમાંથી બહાર કાઢવાનું કામ કર્યું છે કે જે પ્રમાણે તે ચિઠ્ઠીમાં સૂચના કરવામાં આવી હતી. જુમેલિયાને તેણે જીવતી કરી છે પણ એ હત્યારિણી તેના બદલામાં તેનો જ જીવ લઇને વંજો માપી ગઇ જણાય છે. "

" તો પછી કબ્ર બહારનું આ બીજું કોનું મુડદું હોવું જોઇએ?" રામકૃષ્ણ બાબુએ પ્રશ્ન કર્યો.

" એનું કારણ હું કાંઇ પણ સમજી શકતો નથી. આ પુરૂષ પણ કોઇ પરદેશી મુસાફરના જેવો જણાય છે—આપણા દેશનો હોય તેમ જણાતું નથી. પણ આ બે હત્યાઓ કરીને જુમેલિયા બહુ દૂર નાસી ગઇ હોય એમ મને જણાતું નથી. તે જાણે છે કે તે મરી ગઇ છે એમ સૌ વાત જાણતા હોવાથી તેને કાંઇ ભય જેવું નથી."

દેવેન્દ્રનું આ અનુમાન સૌ કોઇને વાજબી જણાયું. રામ બાબુએ કહ્યું: " દેવેન્દ્ર બાબુ! તમારી આ ચીઠીની સાથે એક વાત બરાબર મળતી આવતી નથી, કારણકે આ ચીઠી પ્રમાણે તો આ લાશ અગીયાર દિવસ થયાં માંહે દટાએલી હોવી જોઇએ, પણ આ લાશ અગીયાર દિવસની નથી, બિલકુલ તાજી છે. આ

બહાર પડેલું મુડદું આઠ દશ દિવસનું માનીએ તો તે કાંઇક માની શકાય, પરન્તુ આ અંદરનું મુડદું તેટલા દિવસનું જણાતું નથી.”

દેવેન્દ્રે કહ્યું: “આ મુડદું તાજું રહેવાનાં કેટલાંક કારણો છે. પહેલું કારણ તો એ છે કે તેને અકસ્માત્ મારી નાંખવામાં આવ્યો છે અને શરીરમાંથી જરા પણ લોહી બહાર નીકળ્યું નથી કે જેથી શરીરને કોહવાનું કાંઇ કારણ મળે. બીજું કારણ એ છે કે તેને મારીને તરત જ કબ્રમાં દાટી દેવામાં આવ્યો છે જેથી તેના મરણ પછી તેને બહારની હવા લાગવા પામી નથી, જ્યારે આ બહાર પડેલા મુડદાને કોહાવાનાં ઘણાં કારણો મળી શકયાં છે. તેના શરીરમાથી જોકે લોહી નીકળ્યું નથી પણ જાનવરોએ તેનાં કેટલાંક અવયવો ફાડી ખાધાં છે એટલે તે તુરત કોહાવા લાગ્યું છે અને આઠ દશ દિવસનું જુનું હોય તેમ જણાય છે.”

સુપરિન્ટેન્ડન્ટે કહ્યું: “એમ હોય તો ખૂનની તપાસ તુરત જ કરવી જોઇએ. જુમેલિયાને જ્યારે દફનાવવામાં આવી ત્યારે તેની પાસે કાંઇ હથિયાર હતાં ?”

“તે વખતે તો તેની પાસે કાંઇ હથિયાર નહતું; પરન્તુ જ્યારે આ માણસ તેને બચાવવા આવ્યો ત્યારે તે હથિયાર લાવ્યો હોય તો શી ખબર ? એ ચાંડાલિનીએ તેને ઠગીને હથિયાર પોતાને કબજે લઇ લીધું હોય તો તેમ બનવું સંભવિત છે.”

“પણ આ કોણ સખ્સ છે, તે આપણે પ્રથમ જોતું જોઇએ.” એમ કહીને રામકૃષ્ણ બાબુએ પેલા માણુસોને તે મુડદાને પેટીમાંથી બહાર કાઢવાનો હુકમ કર્યો. મુડદાને બહાર કાઢવામાં આવ્યું. સૌ

કોઇ તેને જોતા ઊભા રહ્યા. તેણે પહેરેલાં કપડાં બારીક મલમલનાં હતાં. માથાપર જરીની કીંમતી ટોપી હતી. હાથમાં એક હીરાની વીંટી હતી. ખીસામાં એક ઘડીયાળ, સોનાનો છેડો, અને લોકેટ હતાં. બીજા ગજવામાં કુંચીઓનો એક ઝુડો, વીસ રૂપીયાના નોટ, ચાર રૂપીયા રોકડા, બે પાવલી, ત્રણ બેઆની, બે રેશમી રૂમાલ, એક નાની પીસ્તોલ અને કેટલાક કાગળો હતા. તે કાગળોનાં સીરનામામાં શેખ કબીરૂદ્દીન સાકીન, ખિદિરપુર મટિયાબુરૂજ—એ શબ્દો લખેલા જણાતા હતા.

તે મરણ પામેલા સખસનું નામ જાણવામાં હવે કાંઇ સંદેહ રહ્યો નહિ. દેવેન્દ્રે કહ્યું: "રામબાબુ! જુમેલિયાનો ક્યાં પતો લાગી શકશે તે હું સમજી ગયો છું. તે ચિરોજા બીબીના મકાનમાં અવશ્ય મળશે. જ્યાં આ કબીરૂદ્દીનનો પત્તો આ કાગળોના સિરનામામાં લખેલો છે, ત્યાં ચિરોજા બીબી જ રહે છે. હવે ગમે તેમ કરીને પણ હું એ રંડા જુમેલિયાને શોધી કાઢીશ."

"શોધી જ કાઢશો શું? તમે હિંમત ધરી શકો છો?" રામબાબુએ પૂછ્યું.

"હા, હું તેને શોધવાને અવશ્ય મહેનત તો કરીશ. યશ મળવો તો દૈવને અધીન છે, પણ મનુષ્યે પ્રયત્ન તો અવશ્ય કરવો જ જોઇએ."



# પ્રકરણ ૩ જું.

## થિરોજા બીબી.

બીજે દિવસે દસ વાગતે દેવેન્દ્રે એક બુઢ્ઢા મુસલમાનનું સ્વરૂપ ધારણ કરીને મટિયાબુરૂજવાળા થિરોજા બીબીના મકાનપર જઇ પહોંચ્યો. બારણાને બે ત્રણ વાર ધક્કો માર્યો એટલે માહેથી એક સુંદરીએ બારણું ઉઘાડયું. તે સુંદરીની વય છવીસ સતાવીસ વર્ષની જણાતી હતી. તેનાં અવયવો ઘાટીલાં અને આંખો અંજનથી કૃષ્ણરેખાયુક્ત જણાતી હતી. જરીનો નીલા રંગનો પેંશ્વો તેને નીલમ પરી બનાવી દેતો હતો. તેના ઉરોજ ઉપર કસીને બાંધેલી લીલા સાટીનની ચોળી દૂરથી એ પોપટના જેવો દેખાવ આપી રહી હતી. તેનો વર્ણ ચંપાના રંગ જેવો હતો. તેનું નામ થિરોજા બીબી હતું પણ કોઇ લોકો તેને થિરોજાબાઇ કહીને પણ બોલાવતાં હતાં.

વૃદ્ધરૂપધારી દેવેન્દ્ર બાબુને સામે ઊભેલા જોઇને થિરોજાએ પૂછ્યું: "કેમ સાહેબ! આપ કોણ છો! કોને શોધો છો?"

"અહીં કોઇ કબીરૂદીન રહે છે?" દેવેન્દ્રે પૂછ્યું:

"હા, રહે છે." તે સુંદરીએ જવાબ આપ્યો.

"અત્યારે તેની મુલાકાત કરી શકાશે?"

"તે તો તેને પૂછ્યા સિવાય કેવી રીતે કહી શકું?" થિરોજા બીબી બોલી.

" તેમાં તેને પૂછવાનું શું હતું વળી ? હું કાંઇ પરાયો માણસ નથી. તે મારો ભત્રીજો થાય છે. હું તેનો કાકો થઉં છું. "

" વારૂ, તમે અહીં બહારં બેસો, હું અંદર જઇને તેમને કહું છું."

" પણ કબીરૂદ્દીન ઘરમાં છે ને ? ક્યાંય બહાર તો ગયો નથી ને ? "

" ના, ના, બહાર તો ગયા જણાતા નથી."

" ત્યારે તને પણ બરાબર ખબર નથી કે ? "

" ના, એમ કાંઇ નહિ. કોઇ દિવસ તે દહાડે બહાર જતા જ નથી."

" તે કયા ઘરમાં રહે છે ? " વૃદ્ધ વેશધારીએ પ્રશ્ન કર્યો.

" ત્રીજે માળ તેમણે એક ઓરડી ભાડે લીધી છે."

" તો પછી શું ? હું કાંઇ પરાયો માણસ નથી કે પૂછવું પડે. હું પોતે જ તમારી સાથે આવું છું." એમ કહીને દેવેન્દ્ર થિરોજા બીબી સાથે ચાલવા લાગ્યો. ત્રીજે માળ જઇને પેલી સુંદરીએ કબીરૂદ્દીનની કોટડી બતાવી અને પોતે બહાર ઊભી રહી. દેવેન્દ્ર સત્વર તે કોટડીમાં ઘુસી ગયો.

કોટડીની અંદર કોઈ પણ ન હતું. એક બાજુએ એક ટેબલ પડયું હતું અને તેની પાસે એક ખુરશી પડી હતી. દેવેન્દ્રે ટેબલ પર બે ચીઠીઓ પડેલી દેખી. દેવેન્દ્રે થિરોજાને કહ્યું: " કબિરૂદ્દીન તો અહીં નથી."

" તો શું જતા રહ્યા ? ક્યારે ગયા ! યા ખુદા ! એ તે કેવી વાંત કે મને કાંઇ પણ કહ્યા વિના ચાલ્યા ગયા ?" એમ કહેતી થિરોજા પણ માંહે ચાલી આવી. ટેબલપરની બે ચીઠીઓમાંની એક થિરોજાના નામપર લખેલી હતી અને બીજી દેવેન્દ્રવિજયના નામપર લખેલી હતી.

"બે ચીઠી મૂકી ગયા છે. એક તમારા પરની છે અને બીજી મને લખેલી છે." એમ કહીને દેવેન્દ્રે થિરોજાને તેની ચીઠી આપી.

થિરોજા બોલીઃ "લ્યો, આપને માટે પણ ચીઠી લખી ગયા છે, તો એમ જણાય છે કે તે તમને મળવા નહિ ઇચ્છતા હોય."

" તે તો નહિ ઇચ્છતો હોય, પણ હું તો બહુ જ ઇચ્છું છું. હું તો એમ જાણતો હતો કે તે ભાગી ગયો હશે. તે બહુ પાજી છોકરો છે. જોઉં તો ખરો ચીઠીમાં શું લખ્યું છે. આ છોકરાએ તો મને હેરાન કરી નાંખ્યો !"

થિરોજા પોતાની ચીઠી મનમાં ને મનમાં વાંચવા લાગી. દેવેન્દ્રે પોતાની ચીઠી પોતાની નજર સામે તો રાખી પણ ચશ્માની નીચેની થિરોજાની ચીઠી પણ વાંચી લીધી. તેની ચીઠીમાં ઘણા થોડા શબ્દો લખાએલા હતા.

" હા, ખરૂં ! એમ જણાય છે કે થોડા દિવસને માટે તે અહીંથી ક્યાંય જતા રહ્યા છે !" એમ કહીને થિરોજા આશ્ચર્યભરી નજરથી દેવેન્દ્ર સામે જોઇ રહી.

દેવેન્દ્ર બોલ્યોઃ "શું તે ખરેખર ચાલ્યો જ ગયો ?"

" હા."

"ક્યાં ગયો તે તમારી ચીઠીમાં નથી લખ્યું ?"

"ના, મારી ચીઠીમાં તો કાંઇ લખ્યું નથી; અને આપની ચીઠીમાં ?"

"તેમાં પણ કાંઇ લખ્યું નથી."

"શી ખબર તેમના મનમાં શું હશે ?" થિરોજા બોલી.

"મારા ડરથી જ તે ભાગતો ફરે છે." દેવેન્દ્ર બોલ્યો.

"આપનાથી તે કેમ એટલા બધા ડરે છે ?"

"તેનાથી એક એવું ગુનાહભરેલું કામ થઇ ગયું છે."

"શું ?"

"આજ કાલ તેનો મિજાજ ચસકી ગયો છે ખરો ?"

"હા, કાંઇક એવું જણાતું હતું ખરૂં."

"ચહેરો પડી ગએલો જણાતો હતો ?"

"હા, એમ જ હતું."

"તે લોકોને બહુ મળતો નહિ અથવા વાતચિત કરતો નહિ, એમ કાંઇ હતું ?"

"હા, બિલકુલ મુંગા મુંગા જ બેસી રહેતા હતા."

"કેટલા દિવસ થયાં એમ થયું હતું ?" દેવેન્દ્રે પૂછ્યું.

"ત્રણ અઠવાડિયાં થયાં હશે."

"ત્યારે સાંભળો, તેનું કારણ એ છે કે, તે કોઇ બીજાના નામના દસ્તાવેજ ઉપર સહી કરી આવ્યો છે."

"બાપરે ! ત્યારે તો મોટી આફત આવી પડશે."

" હા, પણ તેનો એક ઉપાય છે."

" શું ?"

" તે જે સહી કરી આવ્યો છે, તે મારા જ નામપર કરી આવ્યો છે, તેથી હું તેને મળવા આવ્યો છું. આ વખતે હું તેનો વાંક માફ કરૂં છું. તેને બચાવવાને માટે ખર્ચવાને રૂપિયા પણ લાવ્યો છું; તે આપીને તેને એમ કહેવું છે કે હવે ફરીથી આવું કદાપિ કરીશ નહિ."

" ખરેખર, આપ બહુ જ દયાળુ જણાઓ છો."

" હું દયાળુ છું, તેથી શું ? હું એક પાજી છોકરાનો કાકો છું. તે છોકરો બિલકુલ નગુણો છે. વારૂ, તે અહિં પાછો ફરશે ખરો ?"

થિરોજા બોલી: " મને તો ભરોસો નથી."

" પણ તમને કાગળ પત્ર તો જરૂર લખશે."

" હા, લખે પણ ખરા, અને તેના જવાબમાં હું આપની વાત તેમને જરૂર લખી જણાવીશ."

દેવેન્દ્ર બોલ્યો: " નહિ જી નહિ ! એમ કરતા નહિ, કારણકે તેથી તો ઉલટી મુશ્કેલી આવી પડશે. તે બડો બદમાશ છોકરો છે. મારી વાત તેને જણાવશો જ નહિ. તે ક્યાં છે એ વાત જ મને એક ચીઠીમાં લખી જણાવજો એટલે હું તેને મળીશ. મારે માટે જે ચીઠી લખી ગયો છે, તેને માટે તે આવીને પૂછે તો તમે ' હું કાંઇ પણ જાણતી નથી' એમ કહીને વાતને ઉડાવી દેજો. લાવો તમા-

રી ચીઠી, હું તેનાપર મારૂં નામ ઠામ લખી આપું છું." એમ કહીને દેવેન્દ્રે પોતાનું બનાવટી નામ ઠામ લખી જણાવ્યું અને પછી શિરોજાને સલામ કરીને તે ચાલતો થયો.

---

## પ્રકરણ ૪ થું.

---

### જુમેલિયાનો પત્ર.

**કુંજ્રાની** તપાસ થઇ ચૂકી છે અને જુમેલિયા તેમાંથી નાસી છુટી છે એ વાત દેવેન્દ્રવિજયના જાણવામાં પણ આવી ગઇ છે, તેનો પત્તો પણ જુમેલિયાને મળી ગયો, એમ દેવેન્દ્ર અનુમાન કરી શક્યો. દેવેન્દ્રને કુબીરૂદ્દીનના ટેબલપરથી જે ચીઠી મળી હતી તે વાંચવાથી તેનું અનુમાન ખરૂં પડ્યું. તેમાં નીચે પ્રમાણે લખ્યું હતું.

શ્રીયુક્ત મરણશય્યાશાયિત જાસુસ

દેવેન્દ્રવિજય મિત્ર;

મારા સન્માનપાત્ર અને હતગર્વી પ્રતિદ્વંદ્વી.

મહાશય !

હું અને તમે બન્ને હવે તો અખાડામાં ઉતર્યાં છીએ. આ વખતે હું તમારાપર સજજડ ચોટ મારનાર છું કે જે કદાપિ ખાલી જશે નહિ. આજસુધી હું સઘળું કામ ધીરે ધીરે કરતી હતી; પણ આ વખતે હું ઘણી ઉતાવળથી કામ લેનાર છું.

તમે કાંઇ જાણશો નહિ, જાણી શકશો પણ નહિ. અચાનક હું એક એવી ચોટ લગાવીશ કે જાણે નાગણે હાથીને દંશ માર્યો. ચીઠી

વાંચ્યા પછી થોડી વાર સુધી વિચાર કરી જોજો કે હું કેવી ભયાનક રમણી છું.

મેં પહેલાં આ કામ ચૂપચાપ જ પૂરૂં કરવાનું વિચાર્યું હતું, પરંતુ તેમ થયું નહિ. હું જીવતી છું એમ તમારા જાણવામાં આવી ગયું પણ કાંઇ ફીકર જ નહિ. તેથી હું કાંઇ ડરનાર નથી.

જાસુસજી ! તમારે પણ એક ભયંકર સ્ત્રીની સાથે હવે ખેલવાનું છે હોં ! હવે તમારી સ્ત્રીના શિરપર રંડાપો સવાર થનાર છે. હવે તમને બતાવી દઇશ અને તમે પણ જોઇ લેશો કે જીમેલિયા કોણ છે. હવે કાંઇ બહુ દહાડા બાકી નથી રહ્યા. યમપુરમાં તમારે માટે સઘળી તૈયારીઓ થઇ ચૂકી છે. હવે તમે જાણશો કે જીમેલિયાની પાછળ પડવું તે મોતને માગવા બરાબર છે. હવે મરવા પહેલાં જે કાંઇ વસિયતનામું કરવું હોય તે કરી લેજો.

જ્યારે તમે પોતાના સાથીઓની સાથે કબ્રસ્તાનમાં ગયા અને કબ્ર ખોદીને તેમાંથી પેટી બહાર કાઢી હતી, ત્યારે ત્યાં પણ હું છુપાએલી હતી અને તમારો સઘળો અભિપ્રાય સાંભળી ચૂકી છું.

દેવેન્દ્ર ! તું મોટો ધુતારો છે, એમાં જરાએ સંદેહ નથી. તું ચતુર પણ છે, અક્કલમંદ પણ છે. અગર જો તું સન્માર્ગી ન હોત, અગર બુદ્ધિમાન હોવા છતાં એવો નિર્બોધ ન હોત તો હું સત્ય કહું છું કે આ ચતુરાઇ અને અકલમંદીને માટે તને અંતરથી ચાહત અને બહુ જ પ્યાર કરત.

ડાકટર ફૂલસાહેબ સિવાય બીજા કોઇને હું તારા મુકાબલાને લાયક ગણુતી નથી, કેવળ હું તને એકને જ જોઉં છું. હું તો પહેલેથી

જ કહી ચૂકી છું કે હું કદાપિ ડરનાર નથી. ફુલસાહેબ ઉમ્મરમાં બુઢ્ઢા હતા અને તું જુવાન છે, પણ બહુ જ ધર્મભીરૂ છે. તને પ્યાર કરવાને દિલ ઇચ્છે છે, પરન્તુ ચાહવાથી શું વળી શકે ? હું એમ જાણું છું કે તું મને બીલકુલ ચાહીશ નહિ તેથી જ હું તને ધિક્કારૂં છું.

જુમેલિયા કેવળ ઘૃણા કરવાનું જ નથી જાણતી, હિંસા જ નથી કરતી, શઠતા જ નથી જાણતી, પરન્તુ પ્યાર કરવાનું પણ જાણે છે. અગર તું જો એક વાર પણ મને પ્રેમની નજરથી જો, તો તું જાણી શકે કે જુમેલિયા પ્યાર કરવાનું શાસ્ત્ર કેટલું બધું જાણી ચૂકી છે–પ્રેમસાગરમાં તે કેવી સહેલાઇથી તરી શકે છે.

તેં મને મનોરમાની મિલ્કતમાંથી પાછી ફેરવી છે, તેથી જ હું તને ધિક્કારૂં છું; તારી સ્ત્રીનો દ્વેષ કરૂં છું, તારા શચીન્દ્ર ઉપર દ્વેષ કરૂં છું અને શ્રીશ્ચંદ્રનું પણ કાટલું કાઢવા ઇચ્છું છું. ખરી મનોરમાને પણ હું છોડનાર નથી, હોં!

જેમને હું ધિક્કારૂં છું અને જેમનો દ્વેષ કરૂં છું તેઓ સત્વર મરણ પામશે. તું મને સારી પેઠે જાણે છે, મેં તારી વાસના પૂરી કરવાને માટે ઉપાય શોધી રાખ્યો છે. જ્યારે તને આ ચીઠીથી સચેત કરવામાં આવે છે, તે સમયે તું જુમેલિયાથી પરાજિત થશે ! ખબરદાર રહેજે !

હું છું, તારી સ્ત્રીની વૈરિણી,

જુમેલિયા.

# પ્રકરણ ૫ મું.

## માઠા સમાચાર.

દેવેન્દ્રે ચીઠી વાંચી લીધી. પોતાને માટે તેને જરા પણ ચિન્તા થઇ નહિ, પરન્તુ કુટુમ્બને માટેની ચિન્તાએ તેના હૃદયમાં પ્રવેશ કર્યો. તે ઘેર ગયો તો દરવાજા ઉપર જ શ્રીશ ઊભો હતો. દેવેન્દ્રને જોઇને તેની આંખમાં આંસુ ભરાઇ આવ્યાં. દેવેન્દ્રે અચકાઇને પૂછ્યું: "શ્રીશ ! સૌ કુશળ તો છે ?"

"આપને જોઇને મારા જીવમાં જીવ આવ્યો, નહિતો મોટી ચિન્તા હતી કે આપનું શું થયું હશે. મેં એમ સાંભળ્યું હતું કે આપને કોઇએ ઝેર આપ્યું છે અને હવે જીવવાનો ભરોસો નથી."

"હેં ? કોણે કહ્યું ? ક્યારે ખબર મળી ?" દેવેન્દ્રે પૂછ્યું.

"એક પહેરાવાળો આવીને કહી ગયો કે એક સ્ત્રીએ આપને ઝેર દીધું છે અને આપ થાણામાં પડ્યા છો. આપના જીવવાનો ભરોંસો નથી, એમ કહીને તે રેવતી મામીને લેવા માટે આવ્યો હતો. મામી તો તેની સાથે જવાને તૈયાર થયાં હતાં, એટલામાં શચીન્દ્ર આવી પહોંચ્યો. શચીન્દ્ર તેની સાથે ગયો અને મામીને કહેતો ગયો કે મામા જો તમને બોલાવશે તો ખબર મોકલીશ. એટલે મામી જતાં અટક્યાં."

"બહુ સારૂં થયું. આજે એક મોટી આફત ટળી."

"પણ એ આફત ટળી નથી. મામી તો તમને જોવા માટે

ક્યારનાં એ ગયા છે. શચીન્દ્ર ગયો અને તેણે ત્યાંથી ખબર મોકલી એટલે એક માણુસ મામીને તેડી ગયો."

"હેં, ક્યારે ?"

"એકાદ કલાક થયો હશે."

"કોણુ તેડવા આવ્યું હતું ?"

"એક પહેરાવાળો."

"તેને તું ઓળખે છે ?"

"ના, પણુ તે મુસલમાન હતો એટલું હું જાણું છું. તે એક ચીઠી શચીન્દ્ર તરફથી લાવ્યો હતો. જુઓ આ ચીઠી." એમ કહીને શ્રીશે ચીઠી દેવેન્દ્રને આપી. તેમાં નીચે પ્રમાણે લખ્યું હતું.

"મામી !"

"ચીઠી મળતાં તુરત જ આવો. આપને માટે એક ગાડી મોકલું છું. મામાની સ્થિતિ બહુ જ ખરાબ છે.

"શચીન્દ્ર."

દેવેન્દ્રવિજય તે ચીઠી વાંચીને ગભરાઈ ગયો. થોડી મીનીટમાં ગભરાટ ઓછો થયો અને બહુ જ ગુસ્સો ચઢયો આવું સંકટ દેવેન્દ્રે પોતાની જીંદગીમાં કદાપિ જોયું ન હતું. દેવેન્દ્રના પ્રશ્નોપરથી શ્રીશે જણાવ્યું કે તે "ગાડી દરવાજાની સામે ઊભી રહી હતી. તેને બે એક કલાક થયા હશે. જે પહેરાવાળો મામીને લેવા માટે ગાડી લાવ્યો હતો તેના પટાનો નંબર ૫૪૨૦ હતો. હું તેને જોઉં તો ઓળખી શકું ખરો."

દેવેન્દ્રે કહ્યું: " વારૂ, તું સત્વર થાણાપર જા, મારૂં નામ લઇને રામબાબુને કહેજે કે ૫૪૨૦ નંબરના પહેરાવાળાની મને તુરત જરૂર છે."

શ્રીશ દોડતો થાણાપર ગયો. આ વખતે દેવેન્દ્રને ધીરજ અને નિશ્ચિંત મનથી કામ કરવાનું હતું. તેની સ્ત્રી રેવતીને જાુમેલિયા હરી ગઇ હતી, એ વાતમાં હવે જરા પણ સંદેહ રહ્યો નહોતો.

જાુમેલિયાએ ચીઠીમાં લખ્યું હતું કે આ ચીઠી વાંચતાં જ પરાજીત થશે, તેનો અર્થ હવે દેવેન્દ્ર બરાબર સમજી ગયો.

---

## પ્રકરણ ૬ ઠું.

---

### ચપરાસની ચોરી.

રેવતી ગમે તેટલી બુદ્ધિમતી હોય તોપણ જાુમેલિયાના ફંદામાંથા નીકળવું તે કાંઇ સહજ કામ ન હતું. ખબર લઇને જે પહેરાવાળો રેવતીને તેડવા આવ્યો હતો, તે ખાસ કરીને રામકૃષ્ણ બાબુના થાણાના જ નંબરવાળો હતો એટલે રેવતીને કાંઇ શંકા પણ રહી ન હતી. શચીન્દ્ર હજીસુધી પાછો ફર્યો નહતો. જે ચીઠી લઇને પહેરાવાળો આવ્યો હતો તે ચીઠીનું લખાણ શચીન્દ્રની પદ્ધતિને અનુસરતું જ હોવાથી રેવતી ભુલાવો ખાઇ ગઈ હતી. રેવતીને કાંઇ પણ તરેહનો સંદેહ ઉત્પન્ન ન થાય એવા હેતુથી શચીન્દ્ર ગયા પછી એક કલાકે જાુમેલિયાએ શચીન્દ્રની બનાવટી સહી કરીને ચીઠી મોકલી હતી. આ પ્રસંગે દેવેન્દ્રવિજય વિચારવા લાગ્યો:

" શચીન્દ્રને જુમેલિયાએ ખોટે માર્ગે ચડાવી દીધો હશે, તેથી જ હજી તે પાછો ફર્યો જણાતો નથી." એટલામાં શ્રીશ ૫૪૨૦ નંબરના પહેરાવાળાને સાથે લઇને આવી પહોંચ્યો. પહેરાવાળાને બહાર બેસારીને દેવેન્દ્ર શ્રીશને અંદર લઇ ગયો. શ્રીશે કહ્યું: " પણ આ માણસ પહેરાવાળો આવ્યો હતો તે નથી. આનું નામ તો અબ્દુલ છે; તે મારો ઓળખીતો છે."

દેવેન્દ્રે એકદમ બહાર આવીને પહેરાવાળાને પૂછ્યું: " કેમ અબ્દુલ! અઢી કલાક પહેલાં તું કયાં હતો?

" થાણામાં હતો, સાહેબ!"

" વારૂ, આજે તારી કાંઇ ચીજ ખોવાઇ છે?"

" હા, મારી ચપરાસ ખોવાઇ છે?"

" કેવી રીતે ખોવાઇ?" દેવેન્દ્રે પ્રશ્ન કર્યો.

" જ્યારે હું થાણામાં હતો ત્યારે એક માણસે આવીને મારી ચપરાસ મારી બીબી પાસેથી માગી અને કહ્યું કે ચપરાસ સમી કરવાને માટે મને અબ્દુલે કહ્યું હતું, તેથી લેવા આવ્યો છું. મારી બીબીએ કહ્યું કે હાલ ઘેર નથી એટલે પેલાએ કહ્યું કે આજ સાંજ સુધી નવરો છું, પછી એક મહીના સુધી ફુરસદ મળશે નહિ. માટે જડે તો ઘરમાંથી શોધીને લાવી આપો; દુરસ્ત કરીને કલાક—બે કલાકમાં પાછી આપી જઇશ. એટલે પછી બીબીએ તે ચપરાસ તેને આપી દીધી." અબ્દુલ વિસ્તારપૂર્વક બોલ્યો.

" વારૂ, ત્યાર પહેલાં તેં કોઇને ચપરાસ દુરસ્ત કરવા કહ્યું હતું?"

" હા, લલ્લુ મીઆંને કહ્યું હતું પણ લલ્લુ તો કાળી માતાના સોગંદ ખાઇને કહે છે કે તે લઇ ગયો નથી; જ્યારે મારી બીબી તે ચપરાસ લઇ જનારનો ચહેરો એવો જ કહી સંભળાવે કે જેવો લલ્લુ મીઆંનો છે ! ! "

" ત્યારે તારી બીબીને ભૂલ–થાપ ખવરાવીને કોઇ ચપરાસ લઇ ગયું હોવું જોઇએ, એમ તું માને છે ખરો ? "

" હા, મને તો એમ જણાય છે. "

" પણ, જો તું હવે તે ચપરાસના ખરા ચોરને શોધી કાઢી શકે, તો તેને પકડયા પહેલાં મને ખબર આપજે. પકડવાની ઉતાવળ કરીશ નહિ. " એમ સૂચના કરીને દેવેન્દ્રે અબ્દુલને રજા આપી.

દેવેન્દ્ર હવે શચીન્દ્રની રાહ ન જોતાં વેશ પાલટીને બહાર નીકળી પડવાનું વધારે વાજબી માનતો હતો, એટલામાં શચીન્દ્ર આવી પહોંચ્યો. દેવેન્દ્રે તેને પૂછ્યુંઃ " કેમ શચીન્દ્ર ! શું ખબર છે ? "

" હું તો અત્યારસુધી બેહોશ પડયો હતો. પદ્મશેખર રોડ છોડીને જેવો પાડામાં જતાં મને કોઇએ માથાપર સખત લાકડી મારી કે હું બેભાન બનીને નીચે પડી ગયો. મારનારને હું જોઇ શક્યો નથી પણ જેઓએ જોયો હતો, તેઓ એમ કહેતા હતા કે તે કોઇ મુસલમાન હતો. બહુ વાગ્યું નથી. દાક્તરને ત્યાં જઇ પટ્ટી મરાવી આવ્યો છું. પણ હવે મામીની શોધ કરવી જોઇએ. "

" તારા નામની બનાવટી ચીઠી બતાવીને તેને કોઇ બદમાશ ઉપાડી ગયો છે. "

" ત્યારે મામી જુમેલિયાના હાથમાં જ સપડાઇ ગયાં કે શું ? "

" જુમેલિયા વિના બીજા કોની હિમ્મત ચાલે ? હવે હું જઉં છું. "

" ક્યાં ? " શચીન્દ્રે પૂછ્યું.

"લલ્લુ મિસ્ત્રીને ત્યાં. અબ્દુલ પહેરાવાળાની ચપરાસ ચોરાઇ ગઇ છે અને લલ્લુ મિસ્ત્રીને ચપરાસ દુરસ્ત કરવા આપવાની વાત અબ્દુલે લલ્લુને કહી હતી. "

એટલામાં શ્રીશ અંદર આવ્યો અને તેણે ચીઠી દેવેન્દ્રના હાથમાં મૂકી. શચીન્દ્ર અને દેવેન્દ્ર મુંગા મંતર બની ગયા, અને ચીઠી ઉખાડી વાંચવાના કાર્યમાં ગુંથાયા.

---

## પ્રકરણ ૭ મું.

---

### જુમેલિયાનો ત્રીજો પત્ર.

તે ચીઠીમાં નીચે પ્રમાણે લખ્યું હતું-

દેવેન્દ્રવિજય !

તારી સ્ત્રી ફરીથી મારે હાથ પડી છે. હું હજી પણ તેને છોડી દઇ શકું તેમ છું. તે મારી દવાથી અચેત થઇને પડી છે; જો કદાપિ તેને વખતસર બીજી દવા આપવામાં આવે તો તેને કાંઇ હાનિ નથી. તેનું મરણ અને જીવન હવે તારા જ હાથમાં છે. આ વખતે હું જો તેને છોડી દઉં તો કોઇ ડાકટર વૈદ્ય કે હકીમ તેને બચાવી શકશે નહિ. સૌ એમ જ કહેશે કે તે મરી ગઇ છે; પણ તે મરી ગઇ નથી-જીવતી છે.

હું તને એક વિનતિ કરવા ધારૂં છું. હું જાણું છું કે તું મારી વાતને પૂરી કરી શકે તેમ છે. વિનતિ શું છે તે તું જાણી શકે તેમ છે. મારા હ્રદયમાં આશા અને નિરાશા બન્ને ઉત્પાત મચાવી રહે છે.

આજ રાત્રે બરાબર અગીયાર વાગતાં બાલીગંજવાળા બાગમાં મને મળજે. બાગ બંગાળી બાબુઓનો છે. તેની પશ્ચિમ દિશાએ એક લાકડાનું બનાવેલું ઘર છે ત્યાં મળજે. સાથે કાંઇ પણ હથિયાર લાવીશ નહિ. મને મળતાં કાંઇ પણ આનાકાની વિના મારા કહેવા પ્રમાણે કરવું પડશે અને હું લઇ જઉં ત્યાં આવવું પડશે. તારી સ્ત્રીને છોડવાને માટે તારી સાથે એક સુલેહનામું કરવાનું છે.

અગર જો તું કોઇ બીજાને સાથે લેતો આવીશ તો તું મારી ભેટ કરી શકીશ નહિ. જો તું મને પકડવાને અથવા કોઇ તરેહનું નુકસાન કરવાને આવશે તું મને તો સારી પેઠે જાણે છે.

જ્યાં હું તને મળવાનું લખું છું ત્યાં હું બરાબર વખતે એકલી આવીશ. જે વિનતિ હું કરનાર છું તેને જો તું માનીશ નહિ, તો શું થશે તે તું પોતે જ જાણી શકીશ. હું ચોક્કસ કહું છું કે તને કાંઇ પણ નુકસાન થશે નહિ, તું બેધડક કોઇ પણ હથિયાર લીધા વિના ચાલ્યો આવજે. તું મારી વાત માનીશ નહિ, તોપણ તું પાછો ઘેર પહોંચીશ, ત્યાંસુધી તને કોઇ પણ ઇજા જુમેલિયા નહિ કરે એવું હું તને વચન આપું છું. હું તને અગીયાર વાગ્યે મળીશ ત્યારે સઘળું કહીશ. યાદ રાખજે કે તારી સ્ત્રી અત્યારે બ્લીસ હાથ પાણીની નીચે પડી છે.

જુમેલિયા.

ચીઠી વાંચતાં જ દેવેન્દ્ર બાબુના ચહેરાનો રંગ બદલી ગયો. મલીન મુખ વધારે મલીન થયું. શ્રીશને તેણે કહ્યું: " શ્રીશ ! તને આ ચીઠી ક્યાં મળી ?

" ઘરની સામે આવીને એક નાનો છોકરો આપી ગયો. "

" તે છોકરાને તે ચીઠી કોણે આપી તે પૂછી જોયું ? "

" હા. તે છોકરાએ કહ્યું કે એક બુઢ્ઢી આવી અને ચીઠી સાથે મને એક રૂપીયો આપ્યો અને ઘર બતાવી કહી ગઇ કે આ ઘરમાં આપી આવ. "

" વારૂ, હવે તું જા. "

શ્રીશ ચાલ્યો ગયો. દેવેન્દ્રે શચીન્દ્રને પૂછ્યું: " શચીન્દ્ર ! આ ચીઠી સંબંધે તું શું સલાહ આપે છે ? હું તો જવાનો વિચાર રાખું છું. "

" જઇને શું કરશો ? "

" ત્યારે ન જઇને પણ શું કરીશું ? " દેવેન્દ્રે કહ્યું.

" જુમેલિયાએ ચીઠીમાં લખ્યું છે તે ખરી વાત હશે ? "

" શી ખબર પડે ? "

" હું માનું છું કે તેણે સઘળી વિગત ખરી લખી છે. "

" પણ તેણે તમને મારવાની પ્રતિજ્ઞા કરી છે ને ? " શચીન્દ્રે ભય દર્શાવ્યો.

" તો શું થઇ ગયું ? "

" મામા ! ખરેખર જુમેલિયા આ નવા ફંદામાં મામીની સાથે આપને પણ પહેલેથી જ ફસાવવા માંગે છે. "

"તોપણ જઇશ."

"મને સાથે લઇ જશો ?"

"ના, કારણકે એમ કરૂં તો મારો હેતુ પૂરો થાય નહિ."

"શો હેતુ ?"

"તે તો ત્યાં ગયે ખબર પડે, પણ એ નક્કી જાણજે કે તેણે મને બોલાવ્યો છે તે તેના કાળને જ બોલાવ્યો છે !"

"ત્યારે મને શું કામ ફરમાવો છો ?"

"સાંભળ. સાંજ પડયા પહેલાં એક કલાકે તું ભિખારીના રૂપમાં તે બાગમાં જજે. જે લાકડાના ઘરની વાત તેમાં લખી છે, તે ઘરની પાસે એક બાજુએ છુપાઇ રહેજે અને શું શું થાય છે, તે જોયા કરજે. કોણ આવે છે–જાય છે, તે ખબરદારીથી જોઇ લેજે પણ તને કોઇ જોઇ શકે નહિ હોં ! હું બરાબર અગીયાર વાગ્યે આવીશ."

"સાથે હથીયાર લઇ જશો કે નહિ ?"

"હથીયાર વિના કદિ દેવેન્દ્ર ઘરની બહાર નીકળતો જ નથી. જ્યારે હું જુમેલિયાની પાછળ ચાલું ત્યારે તું પણ ધીરે ધીરે મારી પાછળ આવજે; પણ જોજે, ખબરદાર ! તને તે જુએ નહિ. હું ગજવામાં ચોખા ભરીને જઉં છું, તે ચોખા જે રસ્તે થઇને પસાર થઇશ તે રસ્તે વેરતો જઇશ. તું તેને આધારે આધારે ચાલ્યો આવજે. જુમેલિયા બહુ ચાલાક છે હોં ! જ્યારે હું ત્યાંથી ચાલું ત્યારે મારી પાછળ પાછળ ચુપચાપ ચોખા જોતો ચાલ્યો આવજે અને જ્યાં હું અટકું ત્યાં તું પણ અટકજે. જ્યાંસુધી હું ઇસારો ન કરૂં, ત્યાંસુધી ખુલ્લો પડીશ નહિ."

" તમે શું ઇસારો કરશો ?"

" જ્યારે ઉપરા સાપરી પીસ્તોલના બે અવાજ થાય ત્યારે તું મારી પાસે આવી જજે."

" વારૂ, એમ જ કરીશ."

" શચીન્દ્ર ! બહુ વિકટ સમય આવી લાગ્યો છે હોં ! જો ચૂકયા તો જાન ગયો સમજવો. આજસુધી આટલી મહેનતનું કામ કદાપિ આવ્યું નથી. અગર જો મને તે મારી નાંખે, તો તું જીવતો રહે ત્યાંસુધી કોશીશ કર્યા કરજે. મારા મરણ પછી મારૂં સઘળું જોખમ તારે જ માથે છે. જો શચીન્દ્ર ! મારી વાત યાદ રાખજે, ભગવાન્ ભલું કરશે. જો કદાપિ હવે પછી મારી તારી મુલાકાત નહિ થાય તો પરમેશ્વર તારૂં રક્ષણ કરશે. બસ, હવે તું જા, વિલંબ ન કર."

તેનો કાંઇ પણ પ્રત્યુત્તર ન આપતાં શચીન્દ્ર આંખોમાંથી આંસુ લૂછતો ત્યાંથી રવાના થયો.

---

## પ્રકરણ ૮ મું.

---

### સાક્ષાત્કાર.

રાત્રે સાડાદસ વાગતાં દેવેન્દ્રવિજય ઘરમાંથી બહાર નીકળ્યો. બાગસુધી પહોંચવામાં અર્ધો કલાક વીત્યો એટલે લગભગ અગીયાર વાગવા આવ્યા. દેવેન્દ્રે પશ્ચિમ દિશાએ આવેલા લાકડાના ઘરમાં જોયું તો તેમાં કાંઈ મળે નહિ ! આસપાસ સઘળું સુનસાન

હતું. ઝાડપરથી પડતાં સુકાં પાંદડાં અથવાતો ભયથી ફડફડતાં પક્ષી-ઓના અવાજ કર્ણગોચર થતા હતા. કોઇ વાર કૂતરાનું ભયંકર ભસવું પણ સંભળાતું હતું.

એક સ્થળે શચીન્દ્ર છુપાઈ રહ્યો હતો. દેવેન્દ્રની ચપળ આંખે તેને જોઇ લીધો. શચીન્દ્રે પણ મામાને દૂરથી જોઇ લીધા, પરંતુ કાંઇ બોલ્યો ચાલ્યો નહિ. અર્ધો કલાક વીત્યો અને સાડા અગીયાર થયા એટલામાં ચંદ્રના પ્રકાશમાં એક સ્ત્રી દેવેન્દ્રના જોવામાં આવી. તે તેની સામે જ ઉતાવળે પગલે ચાલી આવતી હતી. દેવેન્દ્ર સમજી ગયો કે તે પોતે જ પિશાચિની જીુમેલિયા છે.

જીુમેલિયા દૂરથી દેવેન્દ્રને જોઇને બોલી ઉઠીઃ " કોણ દેવેન્દ્ર ! તું આવી ગયો ? "

" હા, આવી ગયો. "

" મનમાં કાંઇ ડર્યો નહિ ? "

" ના ડર કોનો વળી ? "

" હજી પણ તને કોઇનો ડર નથી ? "

" ના. "

" વારૂ, તારી સાથે કાંઇ હથિયાર છે ? "

" તેં ના કહી હતીને ! "

" હું એ પૂછતી નથી. હું કહુ છું કે અત્યારે તારી પાસે હથિયાર છે કે નહિ ! "

" અને તારી પાસે ? " દેવેન્દ્રે પૂછ્યું.

" મારી પાસે તો છે. "

" તો મારી પાસે પણ તેમ સમજવું."

" તો, તેં મારી વાત માન્ય રાખી નહિ ?"

" તારી સૂચના પ્રમાણે હવે મળવા આવ્યો છું. હથિયાર હોય કે ન હોય તે સાથે તારે શું મતલબ ? જ્યારે મારા હાથમાં હથિયાર જો, ત્યારે પૂછજે."

" તું હથિયાર શામાટે લાવ્યો છે ?"

" જરૂર પડે તો કામ આવે."

" બેઅક્કલ કામ કર્યું. હું તને લખી ચૂકી છું કે મારા કહ્યા મુજબ નહિ કરે તો તારી સ્ત્રી મરણ પામશે, છતાં તેમ શામાટે ન કર્યું ? અહીંથી હું ચાલી જઉં તો તું શું કરીશ ?"

"મ્હોંથી બોલવું જેટલું સ્હેલું છે તેટલું કરવું સ્હેલું નથી."

" પણ મને મારી નાંખવી તે તારી રેવતીને મારવા બરાબર છે."

" તોપણ હું તને મારીશ." દેવેન્દ્રે દૃઢતાથી કહ્યું.

" માર, માર, હું તારી સામે ઊભી છું. તારી ગુપ્ત તલવારની સામે મારૂં માથું ખુલ્લું છે, ભલે મારી નાંખ. નિર્દય, નિષ્ઠુર દેવેન્દ્ર ! મારી સુંદર છાતીમાં ભલે તારૂં હથિયાર ઘોંચી દે ! હું હાજર છું. અગર જો એક કોમળ સ્ત્રીના કાળજામાં છૂરી ઘોંચવાથી તને કાંઇ પણ દર્દ ન થાય તો તારી છૂરી આગળ મારૂં કાળજું તૈયાર છે."

એમ કહેતાં જ નિર્લજ્જ જુમેલિયાએ પોતાની ચોળી ઉતારી નાંખીને દેવેન્દ્રની સામે ધરી. તેની પ્રકૃતિનું પરિવર્તન થએલું

જોઇને દેવેન્દ્ર અચકાઇ ગયો. તે કાંઇ પણ બોલ્યો નહિ. જ્યુમેલિયા દેવેન્દ્રને ચૂપ જોઇને બોલીઃ " દેવેન્દ્ર ! ચૂપ કેમ રહ્યા ! હથિયાર કાઢ. હાથ કેમ નથી ઉપાડતો ? એમ જણાય છે કે હું તને જેટલો નિર્દય માનતી હતી તેટલો નિર્દય તું નથી, તો પછી સાથે હથિયાર કેમ લાવ્યો ? "

" એટલા માટે જ કે જરૂર પડે તો કામ આવે. "

" વારૂ, તો જે હથિયાર તારી પાસે છે તે મને આપીશ ? "

" ના. "

" તો મારે તને કાંઇ વિનતિ કરવાની નથી. પાછો ફર, મારે અને તારે કદાપિ સુલેહ થનાર નથી. "

" તોપણ શી હરકત છે ? "

" શું તું મારી સામે થઇશ ? "

" ના, હું મારૂં કામ કરવા આવ્યો છું. "

" વારૂ, સાંભળ. તું મારી સાથે એક શરત કરી શકીશ ? શરત એ છે કે આજ તારે તારૂં હથિયાર ચલાવવું નહિ. "

" જરૂર નહિ પડે તો ચલાવીશ નહિ. "

" કઇ જરૂરત પર હથિયાર ચલાવવાનો તેં વિચાર કર્યો છે ? "

" મારી સ્ત્રીના બચાવને માટે. "

" તે માટે તારે હથિયાર ચલાવવાની જરૂર નથી, કારણકે તારૂં હથિયાર કાંઇ કરી શકશે નહિ. "

" તો નહિ ચલાવું. "

આટલા પ્રશ્નો થયા પછી જ્યુમેલિયાએ વિરામ લીધો.

# પ્રકરણ ૯ મું.

## વેશધારી ભિખારી.

**જુમેલિયા** આગળ પ્રશ્નો કરવા લાગી: " દેવેન્દ્ર ! કોઇ તારી સાથે આવ્યું છે ? "

" ના, તેં સૂચના કરી હતી તે પ્રમાણે જ મેં કર્યું છે. "

" શચીન્દ્ર આ મામલામાં કાંઇ નથી જાણતો ? " જુમેલિયાએ પ્રશ્ન કર્યો.

" તું જાણે છે કે તેને માથામાં વાગ્યું છે, તેથી તેનામાં ચાલવાની તાકાત પણ નથી. "

" પણ તું એકલો આવ્યો હોય, તેમ હું માની શકતી નથી. "

" વિશ્વાસ નહિ કરવાનું શું કારણ છે ? હું તો એકલો જ આવ્યો છું. "

જુમેલિયા ડર બતાવતી બોલી: " દેવેન્દ્ર ! તું ગમે તેટલો ખબરદાર હો, અને ગમે તેટલો ચતુર હો, પણ જુમેલિયાને તો નહિ જ મેળવી શકે. હું જોતજોતાંમાં તને મારી નાંખીશ. "

" તારામાં શક્તિ છે તો પછી કેમ મારતી નથી ? શામાટે દયા કરે છે ? હવે વખત ખોવો જરૂરનો નથી. મને ક્યાં લઇ જવા ચીઠી લખી હતી ?"

" સામે જે એ માળનું મકાન છે ત્યાં લઇ જવા માટે. ત્યાં રેવતી છે. તેને જોવાનો વિચાર છે ? "

" હા, ચાલો. "

" પણ એક શરત કરવી પડશે. તે એ કે મારા વિના તું તારી સ્રીને અડી પણ શકે નહિ."

" વારૂ, તે શરત કબુલ છે, ચાલો."

દેવેન્દ્રને સાથે લઇને બગીચાને પાર કરતી જુમેલિયા પેલા મકાન તરફ ચાલી. તે મકાન બગીચાના કબજાનું હતું. તે ઘણું જૂનું હોવાથી તેનો કેટલોક ભાગ જીર્ણ થઇને પડી ગયો હતો.

દેવેન્દ્ર અને જુમેલિયા જ્યારે તે મકાન તરફ ચાલવા લાગ્યાં, ત્યારે ભિખારીના વેશવાળો શચીન્દ્ર તેની પાછળ પાછળ જવાનો મનસૂબો કરતો હતો, પણ તેઓ ક્યાં ગયા તેની તેને ખબર રહી નહિ. આથી તે પાંચ-સાત મિનિટસુધી ત્યાં ને ત્યાં જ ઊભો રહ્યો. જ્યારે શચીન્દ્ર ત્યાંથી ચાલવા લાગ્યો, ત્યારે એક બાજુએ એક આદમી તેના જોવામાં આવ્યો. તુરત જ તે પુનઃ સંતાઇ ગયો અને ઉંઘતો હોય તેની પેઠે સૂઇ જઇને નસકોરાં બોલાવવા લાગ્યો. પેલો આદમી સત્વર શચીન્દ્રની પાસે આવ્યો અને કપટનિદ્રામાં સૂતેલા શચીન્દ્રને જોરથી તમાચો માર્યો.

શચીન્દ્ર પાસું ફેરવતો બોલ્યો: " કોણ છે ? રસ્તો સુજતો નથી શું ?"

પેલાએ જોરથી બીજો તમાચો માર્યો અને શચીન્દ્ર બોલ્યો: "કોણ છે ભાઇ ? પહેરાવાળો છે કે શું ? અરે ભાઇ ! હું તો બાજુએ સૂતો છું ને આમ હેરાન કેમ કરો છો ?"

પેલો બોલ્યો: " નહિ ભાઇ ! નહિ, પહેરાવાળો નથી. હું તને એક વાત પૂછવા આવ્યો છું."

" મારા જેવા ભિખારીને તમારે શું પૂછવું છે ભાઇ ? "

" હું રસ્તો ભૂલી ગયો છું. પદ્માપોખર ક્યાં થઇને જવાશે ? "

" શું પદ્મા ! સફેદ પદ્મા કે લીલા પદ્મા ? "

" અલ્યા, ગાંડો છે કે શું ? હું તો પદ્માપોખર જવા ઇચ્છું છું. લે આ રૂપીયો, મને રસ્તો બતાવ. "

" બાપ રે બાપ ! રૂપીયો મળે તો ખાંધપર ઉપાડીને પદ્માપોખર લઇ જઉં અને કહો તો પોખરના કીચડમાં પણ ફેંકી આવું. "

પેલો હસ્યો અને તેણે એક રૂપીઓ શચીન્દ્રના હાથમાં આપ્યો. શચીન્દ્ર ખુશી દર્શાવીને રસ્તો બતાવવા લાગ્યો અને કહ્યું: " ભાઇ સાહેબ ! હવે જઇશ; નમસ્કાર અને બ્રાહ્મણ હો તો સલામ ! "

" ક્યાં જશો ધનચક્કરદાસ ? "

" ક્યાં શું ? દારૂના પીઠામાં ! કાલે આખો દિવસ ગમ્મતમાં જશે. " એમ કહીને શચીન્દ્ર ચાલતો થયો.

થોડી વારે ફરીને શચીન્દ્ર તથા પેલો તમાચો મારનાર બગીચાની બીજી બાજુએ મળ્યા. પેલો બોલ્યો: " કાં અલ્યા ! હજી અહીં જ રખડે છે કે ? "

શચીન્દ્ર અચકાઇને બોલ્યો: " અરે બાપરે ! આ તો ફરીને હતો ને ત્યાં ને ત્યાં જ આવ્યો ! ખરેખર વિલાયતવાળા કહે છે કે પૃથ્વી ગોળ છે, તે ખોટું તો નહિ. "

બહાર જવાના રસ્તે થઇને શચીન્દ્ર બગીચામાંથી બહાર નીકળ્યો. પેલો તેને બરાબર જોતો રહ્યો. તે વિચારવા લાગ્યો: " નહિ !

તેનાથી ડરવાનું કાંઇ કારણ નથી ! તે તો કોઇ અધગાંડીઆ જેવો જણાય છે. એક રૂપિયામાં ખુશ ખુશ થઇ ગયો. પહેલા તો જણાયું કે કોઇ જાસુસ હશે, પણ તેમ તો જણાતું નથી." એમ વિચારતાં તે તે રસ્તે થઇને ગયો કે જે રસ્તે દેવેન્દ્ર અને જુમેલિયા ગયાં હતાં.

ભિખારી શચીન્દ્ર બહુ દૂર ગયો ન હતો. તે સ્થળે છુપાઇ રહ્યો હતો. બરાબર સમય જોઇને તે બહાર નીકળ્યો. જે રસ્તે થઇને પેલાં ત્રણે જણ ગયાં હતાં, તે તરફ ચાલવા લાગ્યો. ચાલતાં ચાલતાં તેની લાકડી હાથમાંથી પડી જવા લાગી અને તે વારંવાર તેને ઉપાડીને ચાલવા લાગ્યો. લાકડી નીચે પડવાનું કારણ શું? એટલું જ કે દેવેન્દ્રે જે ચોખા નીચે વેર્યાં હતા. તે લાકડી ઉપાડવાને બ્હાને જોઇ લેવા !

## પ્રકરણ ૧૦ મું.

### નવો ભાવ.

**થોડી** વારમાં જુમેલિયા અને દેવેન્દ્રવિજય એક જીર્ણ થયેલ ઉંચા મકાનની સામે જઇ પહોંચ્યાં. ત્યાં જતાં જ જુમેલિયા બોલીઃ

"આ ઘરમાં તારે મારી સાથે આવવું પડશે. રેવતી અહીં જ છે."

"વારૂ, તેની પાસે મને, લઇ ચાલ."

"અત્યારે નહિ. વખત આવશે ત્યારે લઇ જઇશ. હજી મારે તને ઘણું કહેવાનું છે. અંદર ચાલ."

બન્ને જણુ ઘરની અંદર ગયાં. દેવેન્દ્ર જ્યારે એક અંધકાર વાળી જગ્યાએ આવી પહોંચ્યો ત્યારે તેણે પોતાના ગજવામાંથી ગુપ્ત ફાનસ કાઢયું. જુમેલિયા પ્રકાશ જોઇને ચમકી પણ કાંઇ બોલી શકી નહિ.

ત્યારબાદ બન્ને ઉત્તર દિશાવાળા જીનાવડે ઉપર ચઢયાં. એક ઓરડામાં આવીને જુમેલિયાએ મીણબત્તીની રોશની કરી અને બોલીઃ દેવેન્દ્રવિજય ! હું તને અહીં શામાટે લાવી છું તે તું જાણે છે ?"

દેવેન્દ્ર બોલ્યોઃ "ના, હું જાણતો નથી."

"તને ખબર છે કે મેં તને મારી નાંખવાની પ્રતિજ્ઞા કરી છે ?"

"હા."

"તને એકને જ નહિ પણ તારી મદદમાંના સઘળાને મારવાની મેં પ્રતિજ્ઞા કરી છે."

"વારૂ, ભલે પ્રતિજ્ઞા પૂર્ણ કર."

"પણ મારી ઇચ્છા તેવી નથી. હું તારી સાથે બંદોબસ્ત કરવા ઇચ્છું છું. તે બંદોબસ્તે હું તને, તારી સ્ત્રીને, શચીન્દ્રને છોડી દેવા તૈયાર છું."

"પણ તેમાં કાંઇ ગૂઢ હેતુ હશે." દેવેન્દ્રે કહ્યું.

જુમેલિયા બોલીઃ "હા, અગર જો તું મારી વાત માને અને મને મદદ કરવાનું વચન આપે, તો મારી ઇચ્છા છે કે આજથી સઘળાં પાપકર્મ છોડીને સત્ય પંથે ચાલવું."

"વારૂ, કહે તારી વાત શું છે ?"

"જો, દેવેન્દ્ર ! જેમને મારી નાંખવાની મેં પ્રતિજ્ઞા કરી છે,

તેમનો સહજમાં બચાવ કરવાનું જો તું ધારે તો તારા જ હાથમાં છે. તેનો ઉપાય એ છે કે મારા સ્વભાવની ગતિને તું ફેરવી નાંખ અને મને તે પંથથી સુપંથપર લાવ. તું મને સદા ચાંડાલિની, પિશાચિની, દાનવી કહ્યાં કરે છે, પરન્તુ તું ચાહે તો તે દાનવીને તું દેવી બનાવી શકે તેમ છે."

દેવેન્દ્ર ચકિત થતો બોલ્યો: " જુમેલિયા ! આ વાતનો શું હેતુ છે ? હું કાંઈ સમજી શકતો નથી."

" સાંભળ, દેવેન્દ્ર ! જે કાંઇ હું પૂછું તેના બરાબર જવાબ દે. તું જાણે છે કે હું સુન્દરી છું ?"

" હા, તું સુંદરી છે, એમાં તો કાંઇ પણ સંદેહ નથી. જો તારા હૃદયની નીચતા તારા ચ્હેરાપર ન ફુટી નીકળે તો તારા સરખી સુંદરી મેં કદાપિ જોઇ નથી: "

" શું મનોરમા અને રેવતી કરતાં પણ હું સુંદર છું ?"

" હા."

" શું તું સુંદરીની સુંદરતાને પ્યાર કરતો નથી ?"

" પણ તેનાં વખાણ તો કરૂં છું." દેવેન્દ્રે જુદો જ જવાબ આપ્યો.

" મારા હૃદયમાંથી પાપની કાળી છાયા દૂર કરવામાં આવે તો તું ચાહે છે તેવી સુંદરી હું ગણાઉં કે નહિ ?"

" ના, કદી નહિ."

આ સાંભળીને જુમેલિયાનું મુખ મલિન થઇ ગયું. તે બોલી: " તોપણ તું મને ચાહે નહિ શું ?"

" ના, તોપણ નહિ."

"દેવેન્દ્રવિજય ! મારી ઉંમર આજે છત્રીસ વરસની છે, એટલામાં ઘણા માણસોએ મારી પ્રત્યે પોતાનો ચાહ દર્શાવ્યો છે; પણ તેઓમાં

કોઇ એવો ન હતો કે જેને હું હૃદયથી ચાહતી હોઉં. પણ તને જોઇને મારૂં હૃદય અધીર બની ગયું છે. તું મને ચાહતો નથી, પણ મારો પરમ વૈરી હોવા છતાં તારાં ચરણોમાં મરણ પામવાને હું બહુ જ વ્યાકુળ છું. હું પહેલાં જાણતી હતી કે મારી આ ઇચ્છા ફળદ્રુપ થશે નહિ અને તેથી તને મારી નાંખવાની મેં પ્રતિજ્ઞા કરી હતી. તને મારી નાંખીને હું ભૂલી જઇશ એવો મારો ઇરાદો હતો, પરન્તુ આજે એક બંદોબસ્ત કરવા માટે મેં તને અહીં બોલાવ્યો છે."

"કહે, શો બંદોબસ્ત ?"

"હું ધારૂં છું કે તે તું અવશ્ય સ્વીકારીશ. કહે, તું તારી સ્ત્રીને ચાહે છે ?"

"હા, ચાહું છું." દેવેન્દ્રે જવાબ આપ્યો.

"તું તેને બચાવવાની ઇચ્છા કરે છે ?"

"હા."

"તેને બચાવવાને માટે તું કોઇ વસ્તુનો ત્યાગ કરી શકે તેમ છે ?"

"હા."

"તું તારો પ્રેમ ત્યાગી શકીશ ?"

"હું તારી વાતની મતલબ સમજી શકતો નથી."

"તું તારી સ્ત્રીને છોડી શકીશ ? માત્ર એક વરસને જ માટે તું તારો ભાવ હૃદયથી તેના ઉપર ગમે તેટલો રાખ પણ એક વરસ સુધી તું મારી સાથે રહે. એક વરસ પછી હું તને મુક્ત કરીશ. તું પુનઃ તારી સ્ત્રીની પાસે ચાલ્યો જઇ શકીશ. એક વરસને માટે જ હું તારો સમાગમ ઇચ્છું છું. એક વરસ પછી હું મરણ પામીશ અને તું બેફીકર થઇ જઇશ. હું મારું વિષ ખાઇને મરી જઇશ અને તને છૂટો કરીશ."

આમ કહીને જ્યુમેલિયા દેવેન્દ્રવિજયની તદ્દન નિકટમાં આવી અને ઘુંટણીએ પડીને સામે બેઠી. દેવેન્દ્ર તેનું કથન સાંભળીને ચમકી ઉઠયો. તેનું શરીર શિથિલ થઇ ગયું.

---

## પ્રકરણ ૧૧ મું.

---

### "તારી વાત મને કબુલ નથી."

જ્યુમેલિયા બોલીઃ "દેવેન્દ્ર! એક વરસને માટે તું મારો સ્વામી થા અને મારી સાથે વિલાસ કર. તું મને ચાહે છે કે નહિ તે હું નથી પૂછતી. હું સારી પેઠે જાણું છું કે તું અણસમજુ નથી. મને કદી પ્યાર કરીશ નહિ એમ હું સમજું છું, કિન્તુ તું માત્ર ઉપલક દેખાવથી જ મારો સ્વામી થા, ભલે હૃદયથી ન થા. માત્ર એક વરસને જ માટે મને પ્યાર કર. એક વરસને જ માટે તું મારો પાત થા. એમ કરીશ તો જ રેવતી જીવતી રહી શકશે અને તે ઘેર પહોંચી શકશે. તે એક વરસસુધી તારી રાહ જોશે પણ આપણો વિલાસ તે જાણી શકશે નહિ. એક વરસ પછી તું ખુશીથી તારે ઘેર જજે અને ઇચ્છાનુસાર વર્તજે. પછી તારે મારી જરા પણ ચિન્તા રાખવી પડશે નહિ. મારૂં કથન કબૂલ કર, દેવેન્દ્ર! મારી વાત માન, આ ગુપ્ત વાતનો ભેદ કોઇ પણ પામી શકશે નહિ. એક વરસ પછી તું હસતો હસતો ઘેર જઇશ અને હું દુનિયામાંથી વિદાય થઇ જઈશ." એમ કહીને જ્યુમેલિયા ઉઠી અને જરા આગળ વધીને દેવેન્દ્રને આલિંગન કરવા જતી હોય તેમ હાથ પહોળા કર્યા, પરન્તુ દેવેન્દ્ર પાછો હઠી ગયો અને જ્યુમેલિયાને તેમ કરતાં અટકાવી.

જુએલિયા પુનઃ બોલવા લાગીઃ " સાંભળ દેવેન્દ્ર ! હું મરી જઇશ એ વાતનો તને વિશ્વાસ નથી એ હું સારી પેઠે સમજું છું પરન્તુ વરસ પૂરૂં થતાં તારી જ સમક્ષ ઝેર ખાઇને હું મરીશ. જ્યારે હું મરી જાઉં ત્યારે તું તારા હથીયારથી મારા ટુકડા કરી નાંખજે. આ વખતે તું મારી વાત માન. હું અને તું બન્ને એક વરસને માટે કામરૂ દેશમાં ચાલ્યા જઇશું. હું જેટલા જંત્ર-મંત્ર, જડીબુટી જાણું છું તે સઘળુ હું તને શિખવીશ. અહીંથી ચાલ્યા જવામાં તને કાંઇ પણ હરકત પડશે નહિ. રેવતી ઉપર કાગળ પત્ર લખ્યાં કરાશે. બોલ, મારી વાત તું કબુલ કરે છે કે નહિ? જો ચોખ્ખો ઉત્તર આપે તો હું તને રેવતી પાસે લઇ જાઉં. તે મુડદાની પેઠે પડી છે. તે જે દવાથી સારી થશે, તે હું તારા હાથમાં આપીશ. તે તેને તું ખવરાવીશ કે તરત જ તે હોશમાં આવશે. તેના મુખનો રંગ એકાએક બદલાઇ જશે. જેવી પહેલાં હતી તેવી જ તે બની જશે. પણ જો મારી વાત નહિ માને તો રેવતીને મરી ગએલી જ તું મેળવીશ. ડાક્ટર કે વૈદ્યોના બાપ પણ તેને સાજી કરી શકશે નહિ. જે દવાથી તેને બેહોશ કરવામાં આવી છે તે દવાના વાળણની દવાને હું જ જાણું છું. મારા સિવાય તેને બચાવનાર દુનિયામાં કોઇ પણ નથી. જ્યાંસુધી હું ખુશ થઉં નહિ ત્યાંસુધી હું તને તે દવા બતાવી શકતી નથી અને હું ખુશ ત્યારે જ થઇશ કે જ્યારે એક વરસ સુધી મારો સ્વામી થવાનું તું કબુલ કરીશ. તે સિવાય હું તને કાંઇ બતાવનાર નથી."

જુએલિયા કામના આવેશમાં ઊભી રહી અને 'સુડી વચ્ચે સોપારી' ના જેવી સ્થિતિમાં આવી રહેલો દેવેન્દ્ર રેવતીના પ્રેમ ઉપર અશ્રુ વરસાવતો ઊભો.

જુએલિયાએ પૂછ્યું: " કહે દેવેન્દ્ર ! મારૂં કહેવું કબુલ છે ? "

દેવેન્દ્રે પૂછ્યુંઃ "રેવતી ક્યાં છે ?"

"અહીં છે."

"તેની પાસે મને લઈ જા."

"શામાટે ?"

"તેને જોઇને હું તારી વાતનો જવાબ આપીશ."

"વારૂ ભલે, મારી સાથે ચાલ. તેને જોઇને, તેનો મલીન થઇ ગએલો ચ્હેરો જોઇને તું અવશ્ય મારૂં કહેવું કબુલ રાખીશ."

એમ કહીને જીમેલિયા દેવેન્દ્રને સાથે લઇને પાસેના ઓરડામાં ગઇ. ત્યાં એક ફાટેલા ગાલીચાપર રેવતી મુડદાની પેઠે પડી હતી. તેનું શરીર તદ્દન ઠંડું અને મુખમંડળ મલીન થઇ ગએલું હતું. તેને આવી સ્થિતિમાં જોઇને દેવેન્દ્ર ગભરાઇ ગયો. જીંદગીમાં આટલું દુઃખ દેવેન્દ્રે કદાપિ જોયું નહોતું. તે જીમેલિયાની તરફ ક્રોધ અને ગભરાટથી લાલ થએલી આંખે બોલી ઉઠયોઃ "જીમેલિયા ! તારી વાત મને કબુલ નથી."

---

## પ્રકરણ ૧૨ મું.

---

### "મરે તો ભલે મરે."

**દેવેન્દ્રવિજયના** મુખમાંથી "કબુલ કરતો નથી" એ શબ્દો સાંભળીને જીમેલિયા ચમકી ઉઠી, પરન્તુ હૃદયના ગુપ્ત ભાવને દાબી રાખીને તે બોલીઃ "દેવેન્દ્ર ! ગભરાઇશ નહિ. ખૂબ જોઇ વિચારીને જ જવાબ દેજે."

"વિચાર કરી લીધો છે."

" તું તારી સ્ત્રીની આ દશા જોવા છતાં શું મારૂં કહેવું કબુલ નહિ જ કરે ? "

" ના, મને તે કબુલ નથી જ. "

" શુ જોઇને તું એવું વિચારે છે ? "

" મારી સ્ત્રીને કાંઇ પણ થયું નથી. તેનું મુખમંડળ મલિન છે, પરન્તુ કાંઇ જ્યોતિહીન નથી. જીુમેલિયા ! જેટલી નીચતા થઈ શકે, એટલી નીચતા તેં કરી બતાવી છે. તું ગમે તેટલી પાપિણી હો, પરન્તુ પવિત્રતા શું પદાર્થ છે તે તું જાણે છે ? હજી પણ તું મને ચાહે છે ? "

" હા, હું તને ચાહું છું. તારાપર હું દિવાની છું. "

" પરન્તુ હું તો તારો દ્વેષ જ કરૂં છું. "

" શું એ જ તારો જવાબ છે ? "

" હા, મેં કાંઇં અનુચિત કર્યું નથી. તું રેવતી હોય અને તારી જગ્યાએ રેવતી જીુમેલિયા હોય અને તારા પતિની સામે કોઇ બીજી સ્ત્રી આવીને આવી વાત કરે તો તું તારા પતિને તે બીજી સ્ત્રીને સોંપી શકે ખરી કે ? "

" ના, ના. એમ તો નહિ. પણ જો તું મારી વાત કબુલ ન કરતો હોય તો એમ જ જાણજે કે તું તારી રેવતીને મારી નાંખવાના કારણભૂત બને છે. "

" પણ એવી રીતે તું મને ફેરવી શકીશ નહિ, જીુમેલિયા ! "

" તો પછી રેવતી મરણ પામશે. "

**" મરે તો ભલે મરે !** પણ તે એકલી નહિ મરે, તને સાથે લઇને મરશે. "



દેવેન્દ્રવિજયે ઉપરાઉપરી પિસ્તોલના બે અવાજ કર્યા
અને જુમેલિયાના બન્ને કાનમાંથી કુંડળ જઈને દૂર પડ્યાં.

પૃષ્ઠ ૨૪૭.

" ઓરે ! શું તુ મને ડરાવે છે ? તારાથી હું કદી ડરતી નથી હો ! 'ડર' શબ્દ હું ભણી જ નથી."

" નહિ ભણી હોય તો આજે જ ભણાવીશ. તે સિવાય મારૂં કામ પૂરૂં થશે નહિ."

" કયું કામ ?"

" તને રીબાવી રીબાવીને યમદ્વાર પહોંચાડવાનું. તું ઝેર ખાઇને આપઘાત કરશે પણ તે ઝેર હું પહેલાં જ દૂર કરીશ અને પછી તને રીબાવી રીબાવીને મારીશ."

" કોણ ? દેવેન્દ્રવિજય તેમ કરશે કે ?" જ્યુમેલિયા હસી.

"ના, ના, દેવેન્દ્રવિજય નહિ પણ તેના શરીરમાં આ વખતે તારી સામે થવાને જે ભૂતે પ્રવેશ કર્યો છે, તે તેમ કરશે."

જ્યુમેલિયા તિરસ્કાર દર્શાવતી બોલી: " અરે ગાંડા દેવેન્દ્ર ! હું એ દુઃખો સહન કરવાને માટે જ શું તારી સામે આવીને ઊભી છું ?"

" એમ નહિ તો બીજું શું ? હવે તું આત્મહત્યા પણ કરી શકીશ નહિ. ઝેર કાઢવા જઇશ કે તરત પિસ્તોલની ગોળીથી હાથ તોડી નાંખીશ અને નાસવાને માટે પગ ઉપાડીશ તો ગોળીથી પગ તોડી નાંખીશ."

આ સાંભળીને જ્યુમેલિયાએ હસીને દેવેન્દ્રનું અપમાન કર્યું. દેવેન્દ્રે કહ્યું: "જ્યુમેલિયા હસ નહિ. થોડા વખતમાં તું સઘળું જોઇશ."

" વારૂ, દેખાડ તો ખરો."

"જોવું છે ? તારા કાનમાં જે કુંડળ છે, તેમાં ચતુરાઇથી તેં ઝેર છુપાવી રાખ્યું છે, તેને દૂર કરવાની પહેલી જરૂરત છે." એમ બોલતાં જ દેવેન્દ્રવિજયે ઉપરાઉપરી પિસ્તોલના બે અવાજ કર્યા અને જ્યુમેલિયાના બન્ને કાનમાંથી કુંડળ જઇને દૂર પડયાં. ઓરડો ધુમાડાથી ભરાઇ ગયો. દેવેન્દ્રે સત્વર પિસ્તોલ છુપાવી દીધી.

જુમેલિયા બૂમ પાડીને દસ કદમ પાછી હઠી અને એક ખુણામાં જઇને ઊભી રહી. જ્યાં હાથ ઉઠાવવા જાય છે, ત્યાં દેવેન્દ્ર બોલ્યો: " ખબરદાર ! હાથ ઉઠાવતી ના, નહિં તો પિસ્તોલની ગોળીની સાથે જ હાથ તોડી નાંખું છું. જુમેલિયા ! આ હાસ્યરસનો ખેલ નથી પણ વિયોગાન્ત નાટક છે ! "

## પ્રકરણ ૧૩ મું.

### રેવતી ભાનમાં.

ઉપરાઉપરી પિસ્તોલના બે અવાજ થવાથી દેવેન્દ્રવિજયે મનમાં વિચાર કર્યો કે શચીન્દ્ર હવે જલ્દી અહીં આવી પહોંચશે. કારણકે બે વાર અવાજ થાય તો આવવાને માટે મેં તેને સૂચના કરી છે. શચીન્દ્ર કેટલાક વખત પછી ચુપચાપ જુમેલિયાની પાછળ આવીને ઊભો રહ્યો. દેવેન્દ્રે તેને જોઇ લીધો પણ જુમેલિયા જોઇ શકી નહિ.

દેવેન્દ્રે કહ્યું: " જુમેલિયા ! એક દિવસ તેં કહ્યું હતું કે મરણ પામ્યા પછી પણ તું મારો પીછો લઇશ. હું પણ તે વખતે જો મરી ગયો હોત, તો અત્યારે તારો પણ પીછો લેત. ભૂતની પેઠે તારી પાછળ આવીને જ ઊભો રહેત. તું કાંઇ પણ જાણી શકત નહિ અને પછી તારા બન્ને હાથ એવી રીતે પીઠ પાછળ બાંધી લેત કે તું હાલી ચાલી શકત નહિ. સમજી, જુમેલિયા ! તું સમજી ! "

" ના, નથી સમજી. "

" તો હવે સમજ. " દેવેન્દ્ર એટલું બોલ્યો અને તે સાથે જ શચી-

ન્દ્રે જ્યુમેલિયાના બન્ને હાથ ઉલટાવીને પાછળથી જોરથી પકડયા. જ્યુમે-લિયા તરફડવા લાગી. શચીન્દ્રને નિષ્ફળ કરી શકી નહિ. દેવેન્દ્રે જ્યુમેલિ-યાને સંબોધીને હાથ બાંધવાના શબ્દો કહ્યા હતા તે આડકતરી રીતે શચીન્દ્રને સૂચનારૂપ જ હતા. શચીન્દ્ર તે સમજી ગયો હતો અને તેણે દેવેન્દ્રની સૂચના પ્રમાણે કામ કર્યું.

દેવેન્દ્ર બોલ્યો: " જ્યુમેલિયા ! તું નિ:સહાય છે. નાસી જવાનો ઉપાય તારા હાથમાં રહ્યો નથી. હવે હું તને બેડી પહેરાવીશ અને પછી બીજી સજા કરીશ." એમ કહેતાં જ તેણે જ્યુમેલિયાને હાથકડી અને બેડી પહેરાવી દીધી. દેવેન્દ્રે તેને એક ખુરશીપર બેસાડીને ખુર-શીની સાથે બાંધી લીધી. તે વખતે શચીન્દ્ર જ્યુમેલિયાની નજરે પડયો. તે ચમકતી બોલી: " બાપરે ! આ ભૂત વળી અહિં ક્યાંથી આવી ચડયો ? "

શચીન્દ્ર બોલ્યો: " ક્યાંથી શું ? બાગમાં તેં જેને ચોકીપર રાખ્યો હતો તેના હાથ પગ બાંધીને આવ્યો છું ! હવે તારી જીંદગીનો આધાર અમારી દયાપર જ લટકેલો છે. "

" તો દેવેન્દ્ર ! શું તું મારી સાથે સુલેહ કરવા નથી ઇચ્છતો ?"

" સુલેહ ! નહિ, સુલેહ શામાટે કરૂં ?

" શું રેવતીને બચાવવાની તને ઇચ્છા નથી ? "

" બનશે તો બચાવીશ. "

" પણ તું મારી સાથે સુલેહ કરતો નથી, તે તેને મારી નાંખ-વા બરાબર જ છે."

" જે દવાથી તેને ભાનમાં લાવી શકાય, તે દવા તું મને આપીશ ? "

"હા, આપીશ. અગર જો તું મને છોડી દે અને માત્ર ૪૮ કલાક

માટે મને અહિંથી જવા દે તો હું આપું.'' જુમેલિયા બોલી.

"તે આશા તો હવે વ્યર્થ જ છે." દેવેન્દ્ર બોલ્યો.

"તો શું તને તારી સ્ત્રીને બચાવવાની ઇચ્છા નથી?"

"તે બચે એવો મને ભરોસો નથી. બસ, શચીન્દ્ર! હવે આ દુષ્ટ જુમેલિયાના બાલ ચુંટી કાઢવાનું કામ હું તને સોંપું છું."

"ના, થોભ, દેવેન્દ્ર! મને બચાવ, દયા કર."

"દયા? કઇ વાતની દયા?"

"હું રેવતીને બચાવીશ."

"તો બચાવ."

"મને છોડી દે."

"એ આશા તું છોડી દે."

"તો હું નહિ બચાવું; ભલે તે મરી જાય."

"તું પહેલાં એને બચાવ. જો તે ભાનમાં આવ્યા પછી તને છોડી દેવાનું કહેશે, તો છોડી દઇશ."

"વારૂ, મને તે કબુલ છે. હું હવે તે દવા સૂચવું છું. જે ઘરમાં હું તને પહેલાં લઇ ગઇ હતી તેમાં એક લાકડાની પેટી છે તે લઇ આવ. તેમાંની ૧૭ નંબરની શીશીમાંથી પાંચ ટીપાં રેવતીના મુખમાં મૂકી દે."

"કઇ દવાથી તેં રેવતીને બેહોશ કરી છે?"

"સાતમા નંબરની દવાથી."

"વારૂ, જો ૧૭ મા નંબરની દવા અસર નહિ કરે તો તે ૭ મા નંબરની દવા હું તને જ ખવરાવીશ. પણ વારૂ જુમેલિયા! તું કબરમાંથી જીવતી નીકળી, ત્યારે બિચારા બે જણનાં ખૂન શા માટે કર્યાં?"

જીુમેલિયા હસતી હસતી બોલીઃ " મારા પર આસક્ત થએલા-ઓને મારી નાંખવા એ તો મારો નિયમ જ છે; એટલે કબિરૂદ્દીનને મેં માર્યો અને કબરની બહાર પડેલું મુડદું એક મુસાફરનું છે કે જે મુસાફરને મારીને તેને મેં કબરની બહાર મારો પ્રભાવ તમને જાહેર કરવાને અને હું નાસી ગઇ છું એમ બહાદુરીભરી રીતે જણા-વવાને રેહેવા દીધું હતું !"

આ સાંભળી દેવેન્દ્રનાં રોમ થરથર્યાં. જીુમેલિયાએ સૂચવેલી દવાનાં ટીપાં તેણે રેવતીના મુખમાં નાંખ્યાં અને પાંચ મિનિટમાં રેવતી આંખો ઉઘાડીને ચારે દિશાએ જોવા લાગી.

## પ્રકરણ ૧૪ મું.

### પુનઃ પલાયન !

આંખ ઉઘાડીને રેવતીએ જોયું તો તે બિલકુલ ક્ષુબ્ધ થઇ ગઇ. પહેલાં તો તેને કલૉરોફૉર્મ આપીને બેભાન કરીને લાવવામાં આવી હતી અને પછી જીુમેલિયાએ પોતાની દવા ખવરાવી હતી, ત્યારથી તે બેહોશ જ રહેવા પામી હતી. જ્યારે તે ભાનમાં આવી ત્યારે તેણે પોતાનું મસ્તક દેવેન્દ્રના ખોળામાં જોયું. પાસે ઊભેલા શચીન્દ્રને જોયો અને એક ખુરશીપર હાથકડી સાથે બેઠેલી જીુમે-લિયાને જોઇ !

રેવતી ભાનમાં આવી એટલે દેવેન્દ્રે તેને સંક્ષેપમાં પોતાનો સઘળો વૃત્તાંત સંભળાવ્યો. જીુમેલિયાએ એક વરસ માટે કરેલી માંગણી તેણે રેવતીને જણાવી નહીં—જણાવવાની તેણે જરૂર જોઇ નહિ. તેણે રેવતીને કહ્યું: " આ વખતે જીુમેલિયાનું સારૂં કે નરસું

કરવું તે તારા જ હાથમાં રહેલું છે. મેં જ્યુમેલિયા સાથે શરત કરી છે કે જો તું તેને છોડવાનું કહે તો જ તેને છોડવી, નહિતો કેદ રાખવી. આ જ્યુમેલિયાએ જ તને કાળના મુખમાં મૂકી હતી, પરંતુ યાદ રાખવા જેવી વાત છે કે તેણે જ તારો પ્રાણ પણ બચાવ્યો છે. હવે હું થોડા વખતને માટે બહાર જઇશ કારણકે મારી સમક્ષ જ્યુમેલિયા તને હૃદય ખોલીને પ્રાર્થના કરી શકશે નહિ પણ તને હું એટલું તો સૂચવું છું કે તું જ્યુમેલિયાની પાસે જઇશ નહિ અને તેના શરીરને અડકીશ નહિ, કારણકે તે હલાહલ વિષથી ભરેલું છે.”

એમ કહેતાં જ દેવેન્દ્ર શચીન્દ્રની સાથે બહાર ગયો. જ્યુમેલિયા કેદ હતી એટલે કાંઇ ભય જેવું ન હતું. ઓરડાનું બારણું બંધ કરવામાં આવ્યું અને તેને બહારથી સાંકળવડે મજબૂત કર્યું.

પંદર મિનિટ ચાલી ગઇ પણ અંદરથી કાંઇ અવાજ આવતો સંભળાયો નહિ. દેવેન્દ્ર એકદમ ગભરાયો. તેણે બારણું ઉઘાડયું તો કોઇ ન મળે! નહિ જ્યુમેલિયા કે નહિ રેવતી! જે સાંકળવડે જ્યુમેલિયાને બાંધવામાં આવી હતી, તે ખુરશીની નીચે પડી હતી! હાથકડી અને બેડી પણ ત્યાં જ પડી હતી! ખુરશીપર એક કાગળનો ટુકડો પડયો હતો, તે દેવેન્દ્રે ઉઠાવ્યો, તો તેમાં નીચે પ્રમાણે લખેલું માલૂમ પડયું:

“ કહે, કેવી મજાની વાત? ગદ્ધા જાસૂસરામ! મોટો વીર પુરૂષ બન્યો હતો ને કેમ થયું? રેવતી ફરીથી મારે હાથ પડી છે, તારામાં શક્તિ હોય તો બચાવજે! લી૦ એ જ

“ જ્યુમેલિયા.”

દેવેન્દ્ર બોલ્યોઃ "શચીન્દ્ર ! રંડા નાસી ગઇ ! તેના ઉપર આપણે દયા કરી અને પ્રાર્થના કરવાની તેને તક આપી તે આપણે મોટી ભૂલ કરી છે ! રેવતીને પણ તે રાંડ ઉપાડી ગઇ ! તેં જે ચોકીદારને બાંધ્યો હતો, તે તો અહીં આવી ગયો નહિ હોય ?"

શચીન્દ્ર આ બાબતની તપાસ કરવાને જ્યાં બહાર નીકળતો હતો, ત્યાં એકદમ વિજળીના જેવો ચમકારો દેખાયો અને તેની પાછળ પિસ્તોલનો અવાજ સંભળાયો. શચીન્દ્ર મુડદા જેવો થઇને નીચે પડી ગયો ! દેવેન્દ્ર વિચાર કરી શકે તેટલો વખત હવે ન હતો. જે બાજુએથી વિજળીના જેવો ચમકારો દેખાયો હતો, તે જ બાજુએ તાકીને દેવેન્દ્રે રાઇફલનો અવાજ કર્યો. તે જ પળે કોઇ માણુસ ભૂમિપર પડયો હોય તેવો ધબાકો સંભળાયો. દેવેન્દ્ર સમજ્યો કે પિસ્તોલનો અવાજ નિષ્ફળ ગયો નથી.

દેવેન્દ્ર બહાર આવ્યો. તેણે પિસ્તોલ છોડી હતી, તે સ્થળે જઇને જોયું તો જણાયું કે એક સખસ મુડદું થઇને પડયો છે ! પાસે જઇને નિહાળ્યું તો જણાયું કે તે હજી મરી ગયો નથી. દેવેન્દ્ર ત્યાં ચુપાચુપ ઊભો રહ્યો.

## પ્રકરણ ૧૫ મું.

### જીવટનો પ્રયત્ન.

જ્યારે દેવેન્દ્રે જોયું કે તે સખ્સ પહેલાં કરતાં કાંઇક સચેત થયો છે ત્યારે તેને પૂછ્યુંઃ "કેમ રે ! હું તને પૂછું છું તેનો બરાબર જવાબ દઇશ કે ? અને જો જવાબ નહિ દે તો જીભ બહાર ખેંચી કાઢીને ઠેકાણે કરી નાંખીશ."

પેલો બોલ્યો: "હા, શું પૂછો છો ?"

"જુમેલિયા કેવી રીતે છૂટી ગઇ ?"

"તેને મેં છૂટી કરી છે. પહેલાં એક બીજી સ્ત્રી ત્યાં ઊભી હતી, તેને કલૉરોફૉર્મથી અસાવધ કરી અને પછી જુમેલિયાનાં બંધનો મેં છોડી નાંખ્યાં. પછી બહાર ગાડી લાવી રાખી હતી. તેમાં તેમને મેં બેસાર્યાં."

"ગાડી શામાટે લાવ્યો હતો ?"

"જુમેલિયાની સાથે આપ પણ જવાના હતા, તે માટે અગાઉથી જુમેલિયાએ મને ગાડી લાવવા કહ્યું હતું. ગિરધારી નામનો મારો માણસ કે જેને આપના માણસે હાથ પગ બાંધીને કેદ કર્યો હતો, તેને પણ મેં જ છોડયો હતો. પછી ત્યાં સઘળું જોઇ તપાસીને લાગ આવતાં જુમેલિયાને છોડાવી ગયો છું."

"તું કેમ અહીં રહી ગયો ?"

"તમારૂં ખૂન કરવાનો મને હુકમ હતો."

"ગાડી ક્યાં ગઈ?"

"દમદમાની તરફ બેલગાછીથી થોડે દૂર હરખરામના બાગમાં તેઓ ગયાં હશે."

"જુમેલિયાની સાથે તારે ક્યારથી ઓળખાણ છે ?"

"દસ દિવસથી."

"હરખરામના બાગમાં બીજા કોઈ માણસો છે ?"

"હા, એક દરવાન છે, તેનું નામ પહાડસિંહ છે."

"મને મારી નાંખવાને તું શામાટે રહ્યો ?"

"જો તમને હું મારૂં તો જુમેલિયાએ મને પરણવાનું વચન આપ્યું હતું !"

દેવેન્દ્ર એક હાય મારી બોલ્યોઃ " ઓ નરભક્ષક પિશાચિનિ ! હું તારાં કૃત્યો જોઇને ત્રાસ પામું છું ! "

એટલા વખતમાં શચીન્દ્ર કે જે અત્યારસુધી પિસ્તોલની ગોળીના ઘસારાથી બેભાન થઇને પડ્યો હતો, તે ભાનમાં આવ્યો. દેવેન્દ્રે તેને કહ્યુંઃ " શચીન્દ્ર ! જુમેલિયા આ વખતે ક્યાં જશે તે હું જાણી ગયો છું. હમણાં જ હું તેની શોધ કરૂં છું. તું અત્યારે અહીં જ રહે. જ્યાંસુધી હું ન આવું ત્યાંસુધી તું અહીં જ રહે. રસ્તામાં કોઇ પહેરાવાળો મળી જશે, તો હું તારી મદદ માટે મોકલી દઇશ. "

એમ કહીને દેવેન્દ્ર ત્યાંથી રવાના થઇ ગયો અને જગુબાબુના રસ્તાપર આવી પહોંચ્યો. ત્યાંથી ભાડુતી ગાડી મળી શકી એટલે દેવેન્દ્ર એકદમ ગાડીપર ચડી બેઠો અને ઘોડાની લગામ જાતે પકડીને જોરથી હાંકવા લાગ્યો. ઘોડો પૂરપાટથી દોડવા લાગ્યો.

ગાડીવાળો તેને ગાંડો સમજીને ડરવા લાગ્યો. દેવેન્દ્રે તેનો ભાવ જાણીને કહ્યુંઃ " ગાડી દમદમા લઇ જવી છે માટે ક્યાંય રોકવી નથી. તું તારે ચૂપચાપ બેસી રહેજે અને જો બોલ્યો તો ગાડી પરથી ફેંકી દઇશ. જો દસ રૂપિયા ભાડું જોઇતું હોય તો મુંગો મુંગો જોયા કર. "

ગાડીવાળાનું ભાગ્ય ઉઘડી ગયું ! તે ચૂપ જ બેસી રહ્યો.

જોતજોતાંમાં ગાડી શામબજારને પાર કરીને થોડી વારમાં દમદમા ખાતે આવી લાગી. હરખરામનો બાગ આવ્યો એટલે ગાડીને ચોભાવી, ગાડીવાનને દસ રૂપિયા આપી દેવેન્દ્ર ઉતરી પડ્યો. બાગમાં પ્રવેશ કર્યો અને અંદર પશ્ચિમ દિશાએ એક મોટું બે માળનું મકાન જોયું. તે મકાનમાં ગયો તો પહેલે જ માળે પહાડસિંહ હુક્કો ગુડ

ગુડાવતો જોવામાં આવ્યો. દેવેન્દ્રે એકદમ દોડીને પહાડસિંહનું ગળું એટલા જોરથી દબાવ્યું કે તે બૂમ પણ પાડી શક્યો નહિ, અને હુક્કો નીચે પડી ગયો. પોતે બેહોશ બનીને નીચે પડી ગયો. દેવેન્દ્રે તેના હાથ પગ બાંધીને મ્હોંમાં કપડાનો મજબુત ડુચો માર્યો. દેવેન્દ્ર એકદમ ત્યાંથી નીચે ઉતરી આવ્યો.

## પ્રકરણ ૧૬ મું.

### કામરૂ દેશની કુટિલ કામિનીનો અંત.

**બેઠકમાં** જઇને દેવેન્દ્રવિજયે જોયું તો ત્યાં કોઈ મળે નહિ ! એક બાજુએ એક ગંદા બિછાનાપર તે વિરામ લેતો બેઠો. થોડી વારે બાગની બહાર ગાડીનો ધડધડાટ સંભળાયો. દેવેન્દ્રે જોયું કે ગાડી બાગમાં આવી છે. દેવેન્દ્ર સમજી ગયો કે તેમાં જ જુમેલિયા અને રેવતી છે અને ગાડી હાંકનાર પેલો ગિરધારી છે. ગાડી મકાનની નજીક આવી ગિરધારી કૂદકો મારીને નીચે ઉતર્યો અને " પહાડસિંહ ! પહાડસિંહ !" એમ બૂમો મારવા લાગ્યો: પણ કાંઇ ઉત્તર મળ્યો નહિ.

ગિરધારીએ બેહોશ રેવતીને ઉપાડી અને તે બેઠકમાં આવ્યો. દેવેન્દ્ર ક્યારનોએ બેઠકમાં રહ્યો રહ્યો આ સઘળું જોઇ રહ્યો હતો. દેવેન્દ્ર બારણાની પછવાડે છુપાઇ રહ્યો. ગિરધારીએ રેવતીને એક બિછાનાપર મૂકી. બેઠકમાં સર્વત્ર અંધકાર હોવાથી કાંઇ દેખી શકાતું નં હતું. ગિરધારી રેવતીને મૂકીને જ્યાં પાછો ફરવા જતો હતો, ત્યાં દેવેન્દ્ર તેના ઉપર કૂદી પડ્યો અને પહાડસિંહના જેવા તેના પણ હાલ કર્યા રેવતીનો શ્વાસ તેણે તપાસ્યો તો ક્લોરોફૉર્મની અસર સ્પષ્ટ જણાઇ આવી.

ગિરધારીને પાછો ન ફર્યો જાણીને જીુમેલિયા બહાર રહી બૂમો પાડવા લાગી અને ગિરધારીને બોલાવવા લાગી. દેવેન્દ્રે ગિરધારીનો અવાજ સાંભળ્યો હતો, તે પ્રમાણે અનુકરણ કરીને જવાબ આપ્યો: "હવે આવને અહિં, બૂમો કેમ પાડે છે ?"

જીુમેલિયાએ બહારથી જ કહ્યું: "આ દવાઓની પેટી અને કપડાં તો અહિંથી લઇ જા."

દેવેન્દ્રે ગિરધારીના સ્વરમાં જ જવાબ આપ્યો: "પેટી બેટી ભલે ત્યાં જ પડી. હું તો અહિં અંધારે કુટાઇ ગયો છું."

આ સાંભળીને જીુમેલિયા અંદર ચાલી આવી. તેના હાથમાંની કિરીચ ચંદ્રના પ્રકાશમાં ચળકતી હતી. અંદર આવીને તે બોલી:

"ગિરધારી ?"

તે જ પળે દેવેન્દ્રે પોતાનું ગુપ્ત ફાનસ કાઢયું અને અંધકારમાં પ્રકાશ ફેલાગ્યો. દેવેન્દ્ર બોલ્યો: "ગિરધારીનું શું કામ છે? જીુમેલિયા! અહિં તો દેવેન્દ્ર તારી રાહ જોતો બેઠો છે!"

"દેવેન્દ્રવિજય ! તું અહીં કયાંથી ?"

"હા, તારો કાળ દેવેન્દ્ર હું પોતે જ છું, ખબરદાર ! હવે તારૂં કંઇ ચાલવાનું નથી: જો હઠી તો ખોપરી ખતમ થઇ સમજજે !"

જીુમેલિયા પોતાનો અંત સમય નજીક જાણીને બોલી: "દેવેન્દ્ર ! તું જીુમેલિયાની ખોપરી ખતમ કરશે ? શું તારૂં કાળજું એટલું ક્રૂર છે ? તારે હાથે મરવામાં જીુમેલિયા પોતાનો નિરાદર થયો સમજે છે. પણ હાય ! જેને હું પ્યાર કરૂં છું, તેને હાથે જ શું હું મરીશ ? તે તો એક દુઃખી મોત ગણાય. તને હું ચાહું છું અને નહિતો હું તને કયારનોએ વિદાય કરી ચૂકી હોત. સાંભળ દેવેન્દ્ર ! મારા કરતાં

હજારગણો જબરદસ્ત જાસૂસ પણ મારો વાંકો વાળ કરી શકતો નહોતો, પરંતુ તારા રૂપ અને ગુણમાં ભૂલીને જ મેં આટલાં કષ્ટો સહન કર્યાં છે, નહિતો આજ તારૂં હાડકું પણ અહીં રહેવા પામ્યું હોત નહિ. તને ચાહવામાં જ મેં મારૂં સત્યાનાશ વાળ્યું છે! મારૂં મોત મેં મારી મેળે જ બોલાવ્યું છે! શું કરૂં? મારૂં મન મારે તાબે નથી! હું મનની દાસી છું. જ્યારે તું તારા ગુરૂ અરિન્દમની સાથે હતો અને ડાકટર ફુલસાહેબે તને કેદ કર્યો હતો ત્યારથી જ હું તને પ્રેમથી ચાહતી હતી, તે વાત આજે હું તારી પાસે ખુલ્લી કરૂં છું.

"દેવેન્દ્ર! યાદ રાખજે કે જુમેલિયા તારી વૈરિણી છે. પણ તે સાથે પ્રેમ ભિખારણ પણ છે. જે જુમેલિયાનો તું દુશ્મન છે, તે જ જુમેલિયાના હૃદયનો તું રાજા છે! તારે હાથે મરવામાં મને મોટું દુઃખ ઉત્પન્ન થાય છે! તું જો, હું મારી મેળે જ મરી જઉં છું. તારી સામે જ મરી જઉં છું. હસતી હસતી મરૂં છું!!" એમ કહેતાં જ તેણે પોતાના હાથમાંની કિરિચ પોતાની છાતીમાં ઘોંચી દીધી અને તે જ સમયે તેનો અંત આવ્યો! નરભક્ષક પિશાચિની મરણ પામી!! કામરૂ દેશની કુટિલ કામિની સદાને માટે ચાલી ગઈ!!!

દેવેન્દ્રની વૈરિણી ગઈ! હવે તે શાંત થયો. રેવતીને ડાકટરની દવાથી ભાનમાં લાવવામાં આવી. શચીન્દ્ર પણ ગાડી લઇને ત્યાં આવી પહોંચ્યો અને સૌ હસતે વદને ઘેર પહોંચ્યાં. જુમેલિયાનું મુડદું બાળી નાંખવામાં આવ્યું-દાટવામાં આવ્યું નહિ!



# પુંજાલાલ ભગવાનદાસ પારેખ.

## બુકસેલર અને પબ્લીશર.

## વઢવાણ સીટી.

---

## ઉદ્દેશ અને નિયમો.

ગુજરાતી ભાષામાં સારૂં વાંચન ફેલાવવું અને પ્રસિદ્ધ કરવું એ અમારો મુખ્ય ઉદ્દેશ છે. એ ઉદ્દેશમાં સહાય કરવાના હેતુથી જે લેખકો અમોને ધર્મ, નીતિ, નવલકથા, ઇતિહાસ વગેરેને લગતાં પુસ્તકો લખી મોકલશે, તેઓને તેઓના લખાણની ઉત્તમતાના પ્રમાણમાં બદલો આપવામાં આવશે, માટે લેખકોએ પત્રવ્યવહારથી અમોને તેઓની ઇચ્છા જણાવવી.

બહાર પડેલાં અને નવાં બહાર પડતાં પુસ્તકો જેમ બને તેમ સસ્તાં ફેલાવવાં, એવા હેતુથી મોટા પ્રમાણમાં પુસ્તકો ખરીદી લઇને મૂળ કરતાં ઓછી કીંમતે પુસ્તકો વેચવાં, કોઇ વાર અમુક કીંમતનાં પુસ્તકો લેનારને અમુક પુસ્તકો ભેટ આપવાં અથવા કોઇવાર વિના પોસ્ટેજે ગ્રાહકોને પુસ્તકો પહોંચાડવાં, એ પણ અમારો ઉદ્દેશ છે. ગ્રાહકોને આ પ્રકારનો લાભ આપવાનું જણાવનારાં સૂચિપત્રો અમારી તરફથી વારંવાર બહાર પડતાં રહેશે.

પુસ્તકો વી. પી. થી અથવા રેલ્વે પાર્સલ કરી રસીદ વી. પી. થી મોકલવામાં આવશે. જથાબંધ લેનારને યોગ્ય કમિશન કાપી આપવામાં આવશે.

આ લીસ્ટમાં જણાવ્યા સિવાયનાં બીજાં અનેક તરેહનાં પુસ્તકો અમારી પાસેથી મળશે.

# પ્રમોદા યાને દિલેર દિલારામ.

## ( ઐતિહાસિક નવલકથા. )

### લેખકઃ—ચુનીલાલ વર્ધમાન શાહ.

ગુજરાતના ઇતિહાસને લગતી આ એક નવલકથા છે. સામાન્ય ઇતિહાસ એવો છે કે કરણની રાણી કમળાદેવી અને તેની પુત્રી દેવળદેવી કરણની પડતી આવતાં બાદશાહ અલ્લાઉદ્દીનને તાબે થઇને તેના ઝનાનામાં રહી હતી, પરંતુ આ કથામાં એવું દર્શાવવામાં આવ્યું છે કે અલ્લાઉદ્દીનના ઝનાનામાં રહેલી સ્ત્રીઓ ખરી કમળાદેવી અને દેવળદેવી નહોતી પણ એ વેશધારી મુસલમાન માતા અને પુત્રી હતાં કે જેમને કમળાદેવી અને દેવળદેવીના વેશ પહેરાવીને મોકલવામાં આવ્યાં હતાં. આ મુસલમાન સ્ત્રીઓ દિલારામ અને તેની પુત્રી લાલાં હતી. ખરી કમળાદેવીને કરણની સાથે સતી થએલી દર્શાવવામાં આવી છે. પૃષ્ઠ ૧૫૦, ઉંચા કાગળ, પાકું પુંઠું. મૂલ્ય ૧૪ આના.

## પાપ અને પશ્ચાત્તાપ—ભાગ ૧ લો તથા ૨ જો.

### લેખકઃ—ઉદ્ધવજી તુલસીદાસ તન્ના.

આ પુસ્તક માટે સાક્ષર શ્રી રણછોડભાઇ ઉદયરામ, ભાવનગરના દીવાન રા. મોરારજી આણંદજી તન્ના, મુંબઇ સ્મોલકોઝ કોર્ટના જડજ રા. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી, મી. હાજીમહમદ અલારખીઆ શીવજી વગેરે વિદ્વાનોના ઉંચા અભિપ્રાયો મળેલા છે. શ્રીયુત રણછોડભાઇ લખે છે કે "પ્રાણપ્રિયા, પ્રાણપ્રિયના લેહકાવાળા ઉછાંછળાં ટાયલાંવાળી કથા યુવકોનાં મન વિહ્વલ કરે. તેમનાં કુમળાં મગજને આડે માર્ગે દોરે; તે કરતાં આવી કહાણી પ્રશંસનીય ગણી શકાય." બન્ને ભાગ, પાકા પુંઠાં, પૃષ્ટ સંખ્યા ૪૦૦. કીં. રૂ. ૧–૮–૦.

# સુધરેલી સંગીતા.

## ( સાંસારિક નવલકથા. )

### લેખકઃ—ચુનીલાલ વર્ધમાન શાહ.

આજકાલ 'સુધારો' એ નામ એટલું બધું વાયડું બની ગયું છે કે હરકોઇ સાંસારિક કે સામાજિક બગાડાનેજ સુધારાનું નામ આપવામાં આવે છે! આ સુધારો વાસ્તવિક સુધારો નહિ પણ નામધારી સુધારો કહેવાય. તેવા સુધારામાં ફસાએલાં સ્ત્રી પુરૂષોની સંસારમાં કેવી દુર્દશા થાય છે, હદ ઉપરાંત છૂટમાં ઉછરેલી છોકરીઓ કેવાં અનિષ્ટ પરિણામો લાવનારી નીવડે છે, તે બતાવવાની સાથે આ કથામાં એક કેળવાયલા અને સુશીલ યુવકની શી ફરજો છે, સંસારમાં તેનું જીવન કેવું હોવું જોઇએ તથા મર્યાદાશીલ યુવતીઓએ કેવી રીતે વર્તવું જોઇએ તે પણ વાર્તાના રસમાં આબેહુબ રીતે દર્શાવવામાં આવ્યું છે. વાર્તાનો રસ એટલો તો ઝમકદાર છે કે એક પ્રકરણ વાંચ્યા પછી બીજું પ્રકરણ વાંચવાની ઇચ્છા સ્વાભાવિક રીતેજ સ્ફુરી આવ્યા વિના રહેતી નથી. સુધરેલાઓના સંસારનું અને સુશીલ દંપતીઓના સંસારનું ચિત્ર બોધક શૈલીથી ચિત્રવામાં આવ્યું છે. પૃષ્ટ ૩૦૦, ઉંચા કાગળ, પાકું સોનેરી પુઠું. કિં. રૂ. ૧).

# નૂતન હુન્નર સાગર.

## ( આવૃત્તિ ૨ જી. )

### લેખક—વૈદ્યશાસ્ત્રી સામળદાસ સેવકરામ ગોર.

જાતિ અનુભવ તેમજ વિવિધ ગ્રંથોને આધારે આ પુસ્તકમાં વિવિધ હુન્નરોના સંબંધમાં વિવેચનપૂર્વક માહિતી આપેલી હોવાથી સાધારણ બુદ્ધિવાળો મનુષ્ય પણ આ પુસ્તક વાંચીને હુન્નરનું જ્ઞાન

મેળવી શકે છે. આ પુસ્તકમાં મીણબત્તીઓ, જાત જાતના સાબુ, વિવિધ પ્રકારના વારનીશ, જુદી જુદી જાતના સીમેન્ટો, ખેતીવાડી અને જમીન પરીક્ષા, બટનો, કાચ કામ, લાખ, ચામડાં, તેલ, અત્તરો, અર્કો, દવાઓ, મલમો આદિના લગભગ ૧૩૦૦ જાતના પ્રયોગો આપવામાં આવ્યા છે. શિખાઉ અને સામાન્ય બુદ્ધિના માણસ માટે આ પુસ્તક ખાસ ઉપયોગી છે. આ પુસ્તકનો અભ્યાસી ટુંકી મૂડીમાં સારો નફો મેળવી શકે છે. ગ્લેઝડ કાગળ, પાકું સોનેરી પુંઠું, રોયલ બારપેજી પૃષ્ટ સંખ્યા ૩૫૦ કીમત રૂ. ૨-૦-૦.

# કામરૂ દેશની કુટિલ કામિની.

## (સચિત્ર ડિટેકટીવ વાર્તા.)

### લેખક—ચુનીલાલ વર્ધમાન શાહ.

'મનોરમા' નામની જાદુઇ વિદ્યા જાણનારી કામરૂ દેશની કુટિલ કામિની ખૂનો કરીને એક સ્ત્રીની સઘળી મીલકત પચાવી પાડે છે અને દેવેન્દ્રનાથ નામનો ચતુર ડીટેકટીવ અમલદાર તેની તપાસમાં ફરે છે. મનોરમા દેવેન્દ્રને હંફાવે છે અને તેને આપત્તિમાં ફસાવવાને અનેક પ્રયત્નો કરે છે પરન્તુ તે તેમાં ફસાતો નથી. મનોરમા કે જેનું ખરૂં નામ જીમેલિયા છે તે આત્મઘાત કરે છે. તેને કબરમાં દાટવામાં આવે છે, પરન્તુ પુનઃ તેમાંથી તે જીવતી થાય છે અને ઘણાં માણસોનાં ખૂન કરે છે! છતાં દેવન્દ્ર પોતાની ખંત અને બહાદુરીથી તેને મારી નાંખે છે અને નામ મેળવે છે. આખી વાર્તા ચમત્કારોથી ભરપૂર છે અને વાંચનાર પ્રકરણે પ્રકરણે અજાયબીમાં ગરક બની જાય છે. વાર્તાના કેટલાક પ્રસંગોનાં ફોટોગ્રાફિક ચિત્રો ચતુર આર્ટિસ્ટને હાથે તૈયાર કરાવીને ખાસ આપવામાં આવ્યાં છે. પૃષ્ઠ લગભગ ૨૫૦, ઉંચા કાગળ, સુંદર પાકું પૂઠું. મૂલ્ય રૂ. ૧। સુંદર ફોટોગ્રાફીક ચિત્રો.

# વ્યાપાર શિક્ષક.

## પ્રયોજક—વિશ્વનાથ ગોવિંદજી દ્વિવેદી.

'વ્યાપારની ઉન્નતિ સિવાય દેશની ઉન્નતિ નથી' એમ માત્ર મોઢેથી બોલ્યા કરવામાં ફળ નથી. તે માટે વ્યાપારની ખીલવણી કરવાને કમર કસવી જોઇએ. પરંતુ વ્યાપાર સંબંધી જ્ઞાન અને અનુભવ મેળવ્યા વગર વ્યાપારના વિશાળ સમુદ્રમાં નાવ ઝુકાવવું એ સલાહકારક નથી. આ 'વ્યાપાર શિક્ષક' વ્યાપાર સંબંધી ઉપયોગી શિક્ષણ આપે છે. તેમાં ત્રણ ભાગમાં લગભગ ૪૦૦ વિષયો દાખલ કરવામાં આવ્યા છે. પહેલા ભાગમાં વ્યાપારી પદ્ધતિ વિષે કેટલાક ઉપયોગી લેખો અને દૃષ્ટાન્તો આપ્યા છે. બીજા ભાગમાં ખેતીવાડીના ઉદ્યોગ સંબંધી અને ત્રીજા ભાગમાં ખનિજ આદિ ઔદ્યોગિક સંપત્તિ સંબંધી વિષયો આપ્યા છે. પાકું ફેંનસી પુંઠું, ઉંચા કાગળ, પૃષ્ટ સંખ્યા ૫૨૦ કી. ફક્ત રૂ. ૧-૮-૦.

# ભાગ્યચક્રનો મહામંત્ર.

## બોધદાયક સચિત્ર નવલકથા

## લેખક:—ચુનીલાલ વર્ધમાન શાહ.

મૂલ્ય રૂ. ૧॥, વી. પી. પોસ્ટેજ ૩ આના વધારે. પૃષ્ટ ૩૫૦ ઉંચા ગ્લેજ કાગળ, સોનેરી પાકું પૂંઠું. ચાર ફોટોગ્રાફિક સુંદર ચિત્રો.

દુર્ભાગ્યના ચક્રમાં અટવાએલો અને સંસારમાં માતાપિતાથી હીન બની ગએલો એક નવયુવક એકાએક પોતાનું ધન ગુમાવીને નિર્ધન બને છે, અને ધનિકતાને જ મનુષ્યની લાયકી સમજનાર એક કેળવાએલો જુવાન પોતાની ભગિની કે જે તે નિર્ધન યુવકની પ્રિયતમા

હતી તેની સાથેના વિવાહ તોડી નાંખી પ્રિયતમ–પ્રિયતમાના વિશુદ્ધ પ્રેમ ઉપર કાતિલ છુરીનો ઘા કરે છે! એ ઘાની વેદના વેઠતાં એ બન્ને પાત્રો ત્યારપછી જીવનની જે જે કસોટીઓપર ચડે છે અને એક દુષ્ટ જનના કાવતરાથી તેઓને શિરે જે આપત્તિઓનો વરસાદ વરસે છે તેનું ચિત્ર વાચકના હૃદયને દ્રવીભૂત કરી નાંખે છે. એ કાવતરાથી નાયિકાના પિતાનું ખૂન થાય છે અને એ ખૂનના કાવતરાની શોધમાં એક ચતુર ડિટેકટીવ જે ભૂલથાપમાં પડે છે અને છેવટસુધી ગુન્હેગારને શોધી શકતો નથી તે વસ્તુસંકલના અદ્‌ભુત છે.

# આસામ પર હલ્લો.

## ( સચિત્ર ઐતિહાસિક નવલકથા. )

## લેખક—મણિલાલ જેઠાલાલ વ્યાસ.

આસામના રાજા **નીલામ્બરે** પોતાની સ્ત્રી ઉષારાણી અને પ્રધાનપુત્ર કલ્પરૂપ વચ્ચેના અનિષ્ટ સંબંધના વ્હેમ માત્રથી કલ્પરૂપનો ઘાત કરવાનું જે દુષ્ટ કૃત્ય કર્યું હતું તે કૃત્ય આસામ ઉપર ભયાનક આફત લાવનારૂં થઇ પડયું હતું અને તેમાં **નીલામ્બરની** ભારે ખુહારી થઇ હતી. આ કથામાં કલ્પરૂપ અને તેના પિતા વિશ્વરૂપનું પવિત્ર જીવન, કલ્પરૂપની સાધ્વી સ્ત્રીની પતિસેવા, અને છેવટે છંછેડાએલા વિશ્વરૂપની વૈરાંધતા બહુજ ઉપદેશક પ્રસંગો પૂરા પાડે છે. કથા અત્યંત રસિક છે અને તેમાં સુંદર ચિત્રો પણ આપેલાં છે. આસામના ઇતિહાસની આ નવલકથા ગુજરાતી ભાષામાં પહેલ વહેલીજ છે. પૃષ્ઠ લગભગ ૧૫૦, ઉંચા કાગળ, સુંદર પાકું પૂંઠું. મૂલ્ય ૧૪ આના. સુંદર ફોટોગ્રાફિક ચિત્રો.

# રાજસ્થાન.

**( મહાન્ કર્નલ ટૉડના અંગ્રેજી ગ્રંથનું ગુજરાતી ભાષાંતર. ભા. ૧ લો તથા ૨ જો. ભાષાંતરકાર સ્વ. ભગુભાઇ ફતેહચંદ કારભારી. )** રાજપૂતસ્થાનના શૂરવીર રાજપૂતોના અદ્દભુત પરાક્રમોનું, તેમના રીતિ રીવાજ, રાજ્યબંધારણ, ભૌગોલિક સ્થિતિ આદિ ઉપયોગી ઐતિહાસિક બાબતોનું ઉત્તમ પ્રકારે વિવરણ, આ બૃહદ્ ગ્રંથમાં કરવામાં આવેલ છે. મૂળ ગ્રંથના જુદી જુદી ઘણી ભાષાઓમાં ભાષાંતર થયાં છે. ગુજરાતી ભાષામાં આ ભાષાંતર પહેલું છે. તેમાં મૂળ લેખકનો હેતુ લક્ષમાં રાખીને આવશ્યક તમામ બાબતોનો સમાવેશ કરવામાં આવ્યો છે. બન્ને ભાગો એકી સાથે બાંધવામાં આવ્યા છે. પાકું પુંઠું, ઉંચા કાગળ, મોટા કદનાં ૧૦૦૦ પૃષ્ટ. બન્ને ભાગની **મુળ કીં. રૂ. ૧૦–૦–૦ ઘટાડેલી કી. રૂ, ૫–૦–૦.**

# શ્રી હઠયોગ પ્રદીપિકા.

કર્ત્તા–વેદાંત કવિ હીરાલાલ જાદવરાય બુચ. મુળ સંસ્કૃત શ્લોકો સાથે ગુજરાતી ટીકા, વિવેચન સહિત આ ગ્રંથ પ્રકટ કરવામાં આવ્યો છે. તેમાં હઠયોગ સંબંધી અનેક પ્રકારનાં ગૂઢ રહસ્યોનું સ્ફોટન કર્યું છે. જુદાં જુદાં આસનો, પ્રાણાયામની ક્રિયાઓ, રાજયોગ, દશ મહામુદ્રાઓ, શરીરના અંતર્ભાગની શુદ્ધિ માટે નેતિ, ધૌતિ, બસ્તિ, નૌલિ, કપાલભાતિ વગેરે ક્રિયા, સમાધિ પ્રકરણ ઇત્યાદિ સરલ અને સ્પષ્ટ ભાષામાં સમજાવવામાં આવ્યાં છે. યોગ સંબંધી જ્ઞાન પ્રાપ્ત કરવાની ઇચ્છા રાખનાર માટે આ ગ્રંથ ખાસ અભ્યાસ કરવા યોગ્ય છે. પાકું સોનેરી પુંઠું, ઉંચા કાગળ, મોટા કદનાં ૪૫૦ પાનાં. કી. રૂ. ૨—૦—૦

એક અત્યુત્તમ સ્ત્રીઉપયોગી આદર્શ નવલકથા.
સુપ્રસિદ્ધ બંગ નવલકથાકાર
સ્વર્ગસ્થ બંકિમચંદ્ર ચટ્ટોપાધ્યાયની કથાનો
ગુજરાતી અનુવાદ.

# મૃણાલિની.

અનુવાદક—કવિ બાલકૃષ્ણ કાશીનાથ વિદ્વાંસ.

સ્વ. બંકિમચંદ્રનું નામ જ આ નવલકથાની અત્યુત્તમતા સિદ્ધ કરવાને માટે પૂરતું છે. તેમની બંગાળી નવલકથાનો ગુજરાતીમાં સફળ અનુવાદ શ્રીયુત બાલકવિએ કર્યો છે. આ નવલકથાનું વસ્તુ હૃદયંગમ અને સ્ત્રીઓને માટે ખાસ ઉપયોગી છે. સાક્ષર શ્રીયુત છગનલાલ હરિલાલ પંડયા બી. એ. આ ગુર્જર અનુવાદના સંબંધમાં લખે છે કે " મૃણાલિની સરખી પરમ સાધ્વી, પતિવ્રતા, દૃઢ પ્રેમી, આત્મભોગ આપનારી, દુઃખને ન ગણકારનારી સ્ત્રીનું ચરિત્ર સ્ત્રીમંડળ પાસે મૂકી આપે (અનુવાદકે) તેની સન્મુખ જે નવું આદર્શ ખડું કર્યું છે તે માટે આપનો ખરેખરો ઉપકાર માનવો જોઇએ. "

દરેક ગૃહમાં આ નવલકથા હોવાની ખાસ આવશ્યકતા છે. ગ્લેઝડ કાગળ. પૃષ્ટ સંખ્યા ૧૯૨. મજબુત પુંઠું કીં. રૂ. ૧-૦-૦

**સત્યભામા**—(પાંચ અંકી સચિત્ર નાટક) આ નાટકને પાંચ અંકમાં વિભક્ત કરવામાં આવ્યું છે, જેમાં અનુક્રમે પ્રેમાંકુર, પ્રેમવિકાસ, પ્રેમપ્રકાશ, પ્રેમ પરીક્ષણ અને પ્રેમની પરિસીમાનું પ્રતિપાદન કરી શુદ્ધ પ્રેમનો આદર્શ ખડો કરવામાં આવ્યો છે. રોયલ સોળ પેજી પૃષ્ટ સંખ્યા ૨૪૦ કી. રૂ. ૧—૦—૦

## અસાર સંસારરૂપી કષ્ટાબ્ધીમાંથી પાર ઉતરી આનંદ કીનારે પહોંચાડનાર દિવ્ય નૌકા

# આનંદશાસ્ત્ર.

લેખક—ડૉ. ગોપાલજી પ્રયાગજી કોઠારી.

આપણા દેશમાં અજ્ઞાનતાની વૃદ્ધિ, રૂઢીયોનું પ્રાબલ્ય અને સાહિત્યની ખામી ઇત્યાદિ કારણોને લેઇને 'દુઃખ' એ એક સહજ વાત થઇ પડી છે. તે દુઃખ ટાળવાનો તથા ખરો આનંદ પ્રાપ્ત કરવાનો અમૂલ્ય માર્ગ આ ગ્રંથમાં દર્શાવવામાં આવ્યો છે. આ ગ્રંથમાં સમાવેલા વિષયોની અનુક્રમણિકા નીચે આપવામાં આવી છે. તે ઉપરથીજ તેની ઉપયોગિતા જણાઇ આવશેઃ—(૧) આનંદ તે શું?—સંતોષ—પૈસો—પુત્ર—પ્રાણ—આબરૂ—સુખ. (૨) દુઃખનું સ્વરૂપ. (૩) દુઃખના ઉપાયો. (૪) આરોગ્ય—હવા—પાણી—ખોરાક—અજવાળું—કસરત—સ્વચ્છતા—આરામ—માદક પદાર્થો. (૫) આનંદ પ્રાપ્ત કરવાના સીધા અને સરળ ઉપાયો. (૬) દુઃખ દૂર કરવા માટે પાડવી જોઇતી કેટલીક ટેવો. (૭) આનંદ પ્રાપ્ત કરતાં વિઘ્ન કરનારી કેટલીક રૂઢીયો. (૮) મનુષ્ય તે શું જેવી તેવી ચીજ છે કે તે દુઃખી થઇ શકે? (૯) ઉપસંહાર.

રોયલ સોળ પેજી, ગ્લેઝડ કાગળ. પૃષ્ઠ સંખ્યા ૨૧૮. સોનેરી પાકું પુઠું. કીંમત રૂ. ૦–૮–૦.

**મનુસ્મૃતિ**—ભાષ્યકાર—પંડિત મણીશંકર પ્રાણશંકર શર્મા. આ પુસ્તકમાં મૂળ શ્લોક સાથે ટીકા સરલ ગુજરાતીમાં આપવામાં આવી છે. ઉંચા કાગળ. પાકું પુંઠું. મોટા કદનાં ૪૦૦ પૃષ્ટ. કી. રૂ. ૧–૮–૦.

# લક્ષ્મી-કાન્ત.

## અપૂર્વ રહસ્યમય મૂળોત્પાદક નવલકથા.

### લેખક—રણછોડલાલ હરિલાલ ભટ્ટ.

આ એક સાંસારિક-સ્વતંત્ર નવલકથા છે. આપણે જાપાનના ઉત્કર્ષની વાતોથી રાચીએ છીએ, અમેરિકા, ઇંગ્લાંડાદિ પાશ્ચાત્ય દેશોનો ગૃહસંસાર, સામાજીક બંધારણ, સુધારો ઇત્યાદિ બાબતોથી મોહમુગ્ધ બની તેનું નિરૂપયોગી અનુકરણ કરવાને તત્પર થઇએ છીએ; પરંતુ આપણી સાંસારિક સ્થિતિ શી છે, તેમાં સુધારો કેવી રીતે થઇ શકે, આપણા સામાજીક બંધારણમાં કયે કયે સ્થળે છિદ્રો છે, તત્સંબંધી લેશ પણ વિચાર કરતા નથી. આ નવલકથામાં લેખકે આપણા સંસારનું આબેહુબ ચિત્ર બુદ્ધિકૌશલ્યપૂર્વક દોર્યું છે. પતિપ્રેમી, સત્ચરિત્રા, આદર્શ મહિલા લક્ષ્મીનું પાત્ર આ નવલકથા વાંચનારના હૃદયને હચમચાવી મેલે છે. કેટલાક સામાજીક વિષયો આ વાર્તાના વળામાં એવી રીતે ગોઠવવામાં આવ્યા છે કે એક વખત પુસ્તક વાંચવા હાથમાં લીધા પછી તે પૂરૂં કર્યા સિવાય મૂકવું ગમતું નથી.

રોયલ સોળ પેજી કદ, પૃષ્ઠ સંખ્યા ૨૭૨. સોનેરી પાકું પુંઠું.

**કીમત રૂ. ૧–૦–૦**

**તરૂણ તપસ્વિની**—ભાગ ૧ લો તથા ૨ જો–લેખક–સત્યેન્દ્ર પ્રસાદ સાંકળેશ્વર મ્હેતા. પાપ, પુન્ય, પરોપકાર, સામાજીક નીતિ ઇત્યાદિનું જ્ઞાન આપનારી અને અનેક ભેદ ભરમોથી ભરપૂર આ નવલકથામાં સાધુ સ્વરૂપી શયતાનનાં ભયંકર પૈશાચિક કર્મો વાંચતાં હૃદય સ્તબ્ધ બની જાય છે. બન્ને ભાગનાં પાકાં સોનેરી પુંઠાં. દરેક ભાગમાં ૪૦૦ પૃષ્ટ. દરેક ભાગની કી. રૂ. ૧–૮–૦.

# અન્ય વિધવિધ પુસ્તકો.

**જર્મનીની ઉન્નતિ શાથી થઇ?**—(રાજ્યદ્વારી ચર્ચાથી છેકજ અલગ) અનુવાદક—રા. ગોવર્ધનદાસ કહાનદાસ અમીન. અત્યારે જર્મનીનું નામ આખા જગતમાં જાણીતું થઇ ગયું છે. જર્મન કયસરની ભયંકર મહત્ત્વાકાંક્ષાએ ઉન્નતિના શિખરે પહોંચેલા જર્મની દેશને અધોગતિની ઉંડી ખાઇમાં ધકેલી દીધો છે. પોતાની એ મહત્ત્વાકાંક્ષા પાર પાડવાને કયસરે કરેલા પ્રયત્નમાં સહાયભૂત થયેલી 'જર્મનીના ઉન્નતિ' શાથી થઇ એ આપણા જેવા ઉન્નત બનવાની અભિલાષા રાખનારાઓએ જાણવાની ખાસ જરૂર છે. આ પુસ્તકની ઉપયોગિતાના સંબંધમાં વિશેષ લખવાની કશી પણ જરૂર નથી. ગ્લેઝડ કાગળ, રોયલ બારપેજી પૃષ્ઠ સંખ્યા ૨૫૨. પાકું પુંઠું કીં. રૂ. ૧—૧૦—૦.

**અદ્‌ભુત આગબોટ**—(વૈજ્ઞાનિક નવલકથા.) અનુવાદક રા. જયન્ત. વર્ત્તમાન યુદ્ધમાં જલાંતઃસંચારિણી નૌકાઓ અદ્‌ભુત કાર્યો કરી રહી છે. આ નૌકાઓના સંબંધમાં જાણવાજોગ હકીકત આ નવલકથામાં આપવામાં આવી છે. સમુદ્રના ભીતરનો ભેદ, સમુદ્ર તળની લીલા, જળની અંદર દીર્ઘ પ્રવાસ કરનારી નૌકામાં વિદ્યુત શક્તિના પ્રભાવથી તથા કેટલીક આશ્ચર્યકારક શોધોથી ઉપજાવેલી નવીન સૃષ્ટિ આદિ વિષયોનું આ નવલકથામાં રસમય ભાષામાં વર્ણન આપવામાં આવ્યું છે. પૃષ્ટ સંખ્યા ૨૪૪. પાકું પુંઠું કીં. રૂ. ૧—૦—૦

**પ્રવાસીના પત્રો**—લેખક કેશવલાલ હરગોવિંદદાસ શેઠ. ગ્રામ્ય જીવન ગાળતા સુશિક્ષિત લોકની, થોડા શ્રમે અને અલ્પ આર્થિક

સહાયથી અવકાશના સમયમાં શી રીતે ઉત્કૃષ્ટ સેવા બજાવી શકાય તેની રૂપરેખા, સાધનો માટેના ઇલાજો, લોકમત કેળવવાની સૂચનાઓ, ટુંકામાં આપણું જીવન ઉન્નત, પવિત્ર અને આદર્શરૂપ બનાવી શકીએ એવા માર્ગો આ પુસ્તકમાં પત્રો દ્વારા દર્શાવવામાં આવ્યા છે. ઉંચા કાગળો, પૃષ્ટ સંખ્યા ૨૦૬ કી. રૂ. ૧-૦-૦.

**શાહજહાનના છેલ્લા દિવસો**—અથવા માધવી કંકણ. પ્રયોજક–ઠક્કુર નારાયણ વિસનજી. સ્વર્ગીય બાબુ રોમેશચંદ્ર દત્ત કૃત 'માધવી કંકણ' નો આ અનુવાદ અતિ રસિક અને મનોહર છે. પ્રસંગો ચિત્તાકર્ષક અને મનોવેધક છે. આ નવલકથામાં વીર, શૃંગાર અને કરૂણા ત્રણે રસનો કૌશલ્યપૂર્વક સમાવેશ કરવામાં આવ્યો છે. ઉંચા કાગળ રોયલ બારપેજી પૃષ્ટ સંખ્યા ૨૬૦ કી. રૂ. ૧-૮-૦.

**સુંદર અને વિદ્યાનંદ**—અથવા 'પ્રેમનો ચિતાર' (આવૃત્તિ ૨ જી.) પ્રો. નરમેશંકર પ્રાણજીવન દવે એમ. એ. આ નવલકથામાં તેના વિદ્વાન્ કર્તાએ સાંસારિક ઘટનાઓનું એવું આલેખન કર્યું છે કે જે વાંચતાં વાચક મુગ્ધ બની જાય છે. શુદ્ધ સ્નેહ, વિષયવાસના, આશ્ચર્યજનક કિન્તુ સંભવિત બનાવો, વગેરે વાંચતાં મનરંજન થાય છે. સુંદર ફોટોગ્રાફિક ચિત્રો. પાકું રૂપેરી પુંઠું. પૃષ્ટ સંખ્યા ૨૦૦ કી. રૂ. ૧-૪-૦.

**જીવન શિક્ષા**—ભાષ્યકાર-રાવજીભાઇ ઇશ્વરભાઇ અમીન. સુપ્રસિદ્ધ અમેરિકન વિદુષી બાઇ મીસીસ ઇલીઝાબેથ ટાઉનના "Lessons in Living" નામક ગ્રંથનું આ રૂપાંતર છે. આ પુસ્તકમાં જીવનનો પાયો, સૃષ્ટિના મૂળ સાત સિદ્ધાન્તો, પ્રકૃતિનો તામસ સ્વભાવ, પાપનું રૂપાન્તર, નૂતન મતનું ધોરણ, વિકાસક્રમ, સર્વજ્ઞ શી રીતે થવું, મનના સંદેશાની નવી પદ્ધતિ, માનસિક અંતઃ

પ્રવેશ, પ્રવૃત્તિ અને નિવૃત્તિ, મન અને શરીરની પરસ્પર ક્રિયા, ઇત્યાદિ જીવનના ઉંચામાં ઉંચાં લક્ષ્યો સમજાવવામાં આવ્યાં છે. અંગ્રેજીમાં આ પુસ્તકની લાખો નકલો ખપી ગઇ છે. અંગ્રેજી નહિ જાણનાર અધ્યાત્મ જ્ઞાનાભિલાષી માટે આ પુસ્તક ખાસ વાંચવા યોગ્ય છે. પાકું સોનેરી પુંઠું. પૃષ્ટ સંખ્યા ૧૮૪ કી રૂ. ૧-૮-૦.

**રણઘેલા રજપુતો**—યાને 'સતાઓનું શુરાતન' ભાગ ૧ લો તથા ૨ જો. લેખક વ્રજલાલ જાદવજી ઠક્કર. આ નવલકથામાં શુરવીર રાજપુતોનાં અદ્‌ભુત પરાક્રમો, સતી સ્ત્રીઓની શુરવીરતા અને સ્વદેશપ્રેમ, યવન શાહાનશાહની વિલાસપ્રિયતા, છળકપટના વિવિધ પ્રસંગો, સિંધુ રાજ્યનો પ્રાચીન ઇતિહાસ, ઇત્યાદિ અનેક હૃદયદ્રાવક પ્રસંગો આપવામાં આવ્યા છે. બન્ને ભાગનાં પાકાં સોનેરી પુંઠાં. પ્રથમ ભાગ પૃષ્ટ સંખ્યા ૩૧૨. કી. રૂ. ૧—૮—૦ દ્વિતીય ભાગ પૃષ્ટ સંખ્યા ૩૦૭ કી. રૂ. ૧—૮—૦.

**અકબર રાજ્ય રહસ્ય**—ભાગ ૧ લો તથા ૨ જો. **સચિત્ર.** અનુવાદક વ્રજલાલ જાદવજી ઠક્કર. અકબરશાહ જેવા ન્યાયી, પરોપકારી અને દયાળુ રાજાના રાજત્વકાળમાં પણ નીચ અને દુરાચારી મનુષ્યો કેવાં ભીષણ અને હૃદયદ્રાવક નીચ કાર્યો કરતાં પણ અટક્યા નહોતા તેનો અસરકારક ચિતાર આપવામાં આવ્યો છે. બંને ભાગનાં પાકાં સોનેરી પુંઠાં. પ્રથમ ભાગ પૃષ્ટ સંખ્યા ૩૩૮ કીં રૂ. ૧—૪—૦ દ્વિતીય ભાગ પૃષ્ટ સંખ્યા ૨૬૪ કી. રૂ. ૧—૪—૦

**કાળરાત્રિનું ખુની ખંજર**—ભાગ ૧ લો (આવૃત્તિ ૨ જી.) સત્યેન્દ્રપ્રસાદ સાંકળેશ્વર મ્હેતા. સત્તા મળતાં ઉચ્છૃંખલ અબળા તેનો કેવો દુરૂપયોગ કરે છે એ વસ્તુનો દૃષ્ટાંત રામનગરની રાજરાણી કાળરાત્રિ પૂરો પાડે છે. આ વાર્ત્તામાં કાળરાત્રિની કુટિલતા, કુસુમ-

ની દ્રઢતા, મહેન્દ્રની મહત્તા, સાસરવાસ કે નરકાવાસ, પત્ની કે પિશાચિની, નિર્દોષ પર ઝઝુમી રહેલું ખંજર, આદિ હ્રદયભેદક પ્રસંગો આપવામાં આવ્યા છે. ત્રણ સુંદર ફોટોગ્રાફીક ચિત્રો. પૃષ્ટ સંખ્યા ૩૨૦. પાકું સોનેરી પુંઠું. કી. રૂ. ૧-૧૨-૦.

**કાઠીયાવાડી-જવાહીર**—યા "કાઠીયાવાડનું જૂનું સાહિત્ય" સંપાદક-કવિ ખીમજી વસનજી ભટ્ટ. કાઠિયાવાડનું ઘણું જૂનું અને ઉપયોગી સાહિત્ય અંધકારમાં પડી રહેલું છે. તે સાહિત્યની ખોળ કરી, તેની સાથે વિવેચન આપી સંપાદકે સોન, હલામણ જેઠવો, ઉજળી, વૈજાણંદ, વિકો, કાળો ભીલ, વિક્રમશી, નાગબાઇ, રામંડળીક, નાગ, ગોલણવાળો, સાંખડો, ખીમરો, ઓઢો, હોથલ, રા નવઘણ, સુલુમાણેક વગેરેના ૫૦૦ દુહા-સોરઠા આ પુસ્તકમાં પ્રસિદ્ધ કર્યા છે. ગુજરાતી સાહિત્યમાં આ પુસ્તક અતિ ઉપયોગી છે. કાઠિયાવાડનું અભિમાન ધરાવનારે તો ખાસ રાખવા લાયક છે. પાકું સોનેરી પુઠું. સોળ પેજી પૃષ્ટ સંખ્યા ૨૮૦. ઉંચા કાગળ કીં. રૂ. ૧॥.

**દગાબાજ દુનિયા**—ચમત્કારિક હ્રદયવિદારક ઘટનાઓથી ભરપૂર સાંસારિક નવલકથા. પ્રયોજક વ્રજલાલ જાદવજી ઠક્કર. આ નવલકથાનું વસ્તુ ચિતાકર્ષક છે. આ વાર્ત્તા જ્યારે સાપ્તાહિક પત્ર "ઇન્ડીયન લોયલિસ્ટ"માં ક્રમશઃ પ્રકટ થતી ત્યારે વાંચક વર્ગનું ઘણું આકર્ષણ કરી શકી હતી. લક્ષ્મીનો લોભ મનુષ્યને નીચતાની કેટલી હદે પહોંચાડે છે એનો આ વાર્ત્તામાં ચિતાર આપવામાં આવ્યો છે. ચાર સુંદર ફોટોગ્રાફિક ચિત્રો. પાકું સોનેરી પુઠું. રોયલ બાર પેજી પૃષ્ઠ સંખ્યા ૨૧૮. કી. રૂ. ૧-૮-૦

**વિદ્યાસાગર-ભાગ ૧ તથા ૨**—આ સાંસારિક કથા વિદ્યાના સાગર રૂપ હોવાનો વિદ્વાનોએ અભિપ્રાય આપ્યો છે. બે ભાગનાં ૩૦૦ પૃષ્ટ મૂલ્ય ૧૨ આના.

**લતા અને લલિતા**—ભાગ ૧ થી ૪. ચુનીલાલ વર્ધમાન શાહકૃત અત્યંત વખણાઇ ગએલી બોધક સચિત્ર નવલકથા. દરેક ભાગનાં ૨૦૦ પૃષ્ટ અને મૂલ્ય રૂ. ૧.

**કાશ્મીર અને કેસરી**—ચુનીલાલ વર્ધમાન શાહકૃત ઐતિહાસિક નવલકથા. પૃષ્ટ ૨૫૦. કી. રૂ. ૧.

**ભાગ્યદેવીની ભયંકરતા અથવા આદર્શ વિધવા**—મનુષ્ય જીવનમાં કષ્ટની પરિસીમાનું દર્શન કરવું હોય તો આ નવલકથા વાંચો. પૃષ્ઠ ૨૦૦, ચાર સુંદર ચિત્રો, મૂલ્ય રૂ. ૧I.

**પિશાચ મંદિર**—ભાગ ૧-૨. રેનોલ્ડઝના 'બ્રોંઝ સ્ટેચ્યુ' ને આધારે લખાએલી ભેદપૂર્ણ અને મનોરંજક નવલકથા. એનું એક પ્રકરણ વાંચ્યા પછી બીજું, ત્રીજું, ચોથું એમ સઘળાં પ્રકરણો વાંચવાની જિજ્ઞાસાને તમે થોભાવી શકશો નહિ. સુંદર ચિત્રો સાથે સંપૂર્ણ નવલકથા. બન્ને ભાગના રૂ. ૪.

**સંસાર સંગ્રામ**—ધર્મપરાયણ સાધ્વી સતીઓ પર સંકટના પહાડો તૂટી પડવા છતાં કેવી અડગ અને અચળ રીતે પતિભક્તિમાં લીન રહે છે તે દર્શાવનારી આ સાંસારિક નવલકથા વાંચવા જેવી છે. મૂલ્ય રૂ. ૨. ૩૫૦ પૃષ્ઠ, પાકું પુંઠું.

---